# કલ્યાણ ગ્રંથાવલિ

**પ્રથમ પુસ્તક**

**સંતનાં સંસ્મરણો કિંમત રૂા. ૧—૦—૦**
**પાકુપુંઠું ૧—૪—૦**

**બીજું પુસ્તક**

**સોરઠી સોમનાથ**

**પાકુપુંઠું ૨—૦—૦**

**ત્રીજું પુસ્તક**

ભાવવાહિ સુંદર શિષ્ટ નવલકથા

( નામો આવતા પુસ્તકમાં જાહેર થશે )

:: એ સિવાય ::

**કેટલાક લેખક મિત્રો**

શ્રી. હિંમતલાલ ચુ. શાહ. શ્રી. રમણિક
કિશનલાલ મહેતા. શ્રી. રઘુનાથ કદમ.
શ્રી. ઐયુબખાન ખલીલ. શ્રી. જમિયત
રૂ. પંડયા. !! !! !! !! !! !!

## કલ્યાણના ગ્રંથો વિના તમારા કુટુંબને નહિ જ ચાલે

:: ગ્રાહક થવા લખો ::



**કલ્યાણ પ્રકાશન મંદિર.**

પાનકોરનાકા, રમકડા મારકીટ, અમદાવાદ.

વર્ષ-૧ લું    કલ્યાણ ગ્રંથાવલિ    પુસ્તક ૨ જું

કવિ ભવાનીશંકર નરસિંહરામ કૃત

# સોરઠી સોમનાથ

: સંપાદક :

દયાશંકર ભ. કવિ




કલ્યાણ પ્રકાશન મંદિર : રમકડા મારકીટ : અમદાવાદ

: પ્રકાશક :
ચંદુલાલ લ. વોરા
કલ્યાણ પ્રકાશન મંદિર
રમકડા મારકીટ,
અમદાવાદ



પ્રથમાવૃત્તિ

છૂટક કીંમત

| કાચું પૂઠું | પાકું પૂઠું |
|---|---|
| રૂ. ૧-૧૨-૦ | ૨-૦-૦ |



વાર્ષિક લવાજમ

| | દેશમાં | પરદેશમાં |
|---|---|---|
| કાચું પૂઠું | રૂ. ૪-૦-૦ | રૂ. ૬-૦-૦ |
| પાકું પૂઠું | રૂ. ૫-૦-૦ | રૂ. ૭-૦-૦ |

મુદ્રકઃ—
ચંદ્રકાન્ત ચિમનલાલ મહેતા
: અનિલ પ્રીન્ટરી :
૨૫૭૪, ભદ્ર, : અમદાવાદ

# પ્રકાશકનું નિવેદન

છેલ્લાં પાંચ વર્ષથી ગુજરાતે મને મીઠો આવકાર આપ્યો છે. ગુજરાતે મને ઓળખ્યો છે. મેં ગુજરાતને ઓળખ્યું છે. નવચેતન સાહિત્ય મંદિર બંનેની અરસપરસ ઓળખ અપાવનાર હતું. પાંચ વર્ષ તેનું નામ શીર પર રાખી મહાગુજરાતમાં આથડયો. જીવનને પડતી અનેક મુશ્કેલીઓ વેઠી મ્હારાથી બને તેટલી તેની તથા ગુજરાતની સેવાનો લાભ લીધો—પરંતુ મારા કમભાગ્ય માનું કે અહોભાગ્ય કે એક ક્ષણે હું અટૂલો બન્યો. મહાગુજરાતમાં મને સંપૂર્ણ વિશ્વાસ હતો—છે. મને જરૂર તે સ્વીકારશે એવી મને ઉમેદ હતી; અને તેથી એકલતામાં પણ મને અનેરો આનંદ જણાયો—અને એ રીતે આજે મ્હારા વડીલ ભાઈ શ્રી. વાડીલાલ શાહ સ્થાપિત શ્રી. કલ્યાણ પ્રકાશન મંદિર તેમણે સ્વહસ્તે આનંદથી મને સોંપ્યું અને એ સંસ્થાનો સંચાલક બની આજે ગુજરાત સમક્ષ ઊભતાં મને અનહદ આનંદ થાય છે.

ગુજરાત સમક્ષ મારે ખૂબ જ વાતો કરવાની છે. ઘણું ઘણું કહેવાનું છે. ઘણું ઘણું અવનવું સાહિત્ય આપવાની મહારા યુવાન દીલમાં તમન્ના છે—ધગશ છે. જરૂર મારી એ તમન્ના ગુજરાત સાથ આપી પૂરી કરશે એવી મને અચળ શ્રદ્ધા છે. આજ સુધી શ્રદ્ધા સેવતો આવ્યો છું અને અહરનિશ સેવીશ.

મારું આ ગ્રંથાવલિનું બીજું પુસ્તક સોરઠી સોમનાથ રજૂ કરું છું. આ કાર્યમાં ઉપયોગી થવા બદલ શ્રી. પટેલનો આભાર માની લઉં છું. આ પછી ગુજરાતના એક જાણીતા લેખકનું ત્રીજું પુસ્તક ટૂંક સમયમાં રજૂ કરીશ.

ગુજરાતથી હું ઊજળો છું

**ચંદુલાલ લ. વોરા.**

સંચાલકઃ કલ્યાણ પ્રકાશન મંદિર.

# સંપાદક તરફથી

ઇતિહાસ એ વિજય પરંપરા કે વંશાવળીનો સમુચ્ચય માત્ર નથી–એ તો યુગયુગના રાષ્ટ્ર જીવન અને દેશ જીવનનું દર્પણ પણ છે. અનંતકાળ અને વ્યાપક પૃથ્વીના પ્રતિબિંબ એમાં દેખાય છે. જે દર્પણમાં એ નથી એ સાચો ઇતિહાસ નથી. એ છે કેવળ તિથિ–તવારીખનું માળખું. નવલ–સમ્રાટ મુનશીજીના શબ્દોમાં કહીએ તો "ઇતિહાસ એ રાજાઓ અને વિજેતાઓના પરાક્રમોની કથા નથી."

તો પછી ઇતિહાસ છે શું?

મુનશીજી કહે છે:—

"એક દેશમાં રાજ્યો ઊગે ને આથમે, પણ જો તેમની અસર લોકોના જીવન ને ભાવિ પર ન થાય તો તેનું સ્થાન ઇતિહાસમાં ન જ હોય. સાહિત્ય, વિચાર ને સંસ્કાર, જે લોકજીવનનાં અંગ છે, તેનું સ્થાન તો ઇતિહાસમાં હોવું જ જોઈએ. સામાજિક ને રાજકીય સંસ્થાનું સ્થાન પણ અવશ્યનું છે. એ બધાં લોકજીવનનાં કલેવર છે. લોકજીવનની સળંગ કથા તે ઇતિહાસ–જીવન પ્રણાલીના આદર્શરૂપ બને તેવા મહાપુરૂષોનાં જીવન ને પરાક્રમોનો એમાં સમાવેશ થવો જોઈએ. ભૌગોલિક ને આર્થિક પરિસ્થિતિએ લોકો પર જે વિશિષ્ટ અસર

કરી હોય તેનું પણ દર્શન એમાં થવું જોઈએ. લોકજીવન પર અસર કરનારાં બળો ને સંજોગો; તેના નિર્માતારૂપ રાજકીય ફેરફારો ને વિપત્તિઓ; લાક્ષણિક સામાજિક સંસ્થાઓ, માન્યતાઓ ને ઘટનાઓ; સાહિત્ય ને કલાના ક્ષેત્રમાં મેળવેલી સિદ્ધિ: આ બધાં પણ અગત્યનાં અંગ છે, પણ ઇતિહાસ તો દેશના લોકોનો; એટલે કે લોકસમૂહની એકતાનતા સર્જનાર ને સમૃદ્ધ કરનાર વિચારો, આદર્શો ને સંસ્કારનો. ઇતિહાસ એટલે લોકો એકતાનતા પ્રાપ્ત કરવા માટે જે સમુદાયિક ઇચ્છાશક્તિ વ્યક્ત કરે તેનો, અને તે શક્તિને સર્જનાર મૂલ્યોનો. આ મૂલ્યોની તપાસ, આંકણી ને વર્ણન; એ મૂલ્યો વડે પ્રગટતી સામુદાયિક ઇચ્છાશકિતની દિશાનું સંશોધન ને પૃથક્કરણ; અને એ ઇચ્છાશકિત કેવી રીતે જીવનની અનેકવિધ પ્રવૃત્તિઓ મારફત વ્યકત થાય છે તેનું દિગ્દર્શન–તે ઇતિહાસ."

મહાન અમેરિકન પંડિત અને તત્વ દ્રષ્ટા વીલ ડુરાં (Will Durant) વળી ઈતિહાસની અનોખી જ વ્યાખ્યા બાંધે છે. એનો ઇતિહાસ જીવનના ઝગમગતા સિતારાઓના તેજ કિરણોનો સમુચ્ચય છે. એ લખે છે:—

"No, the real history of man is not in prices and wages, nor in elections and battles, nor in the even tenor of the common man; it is in the lasting contributions made by geniuses to the sum of human civilization and culture.

The history of France is not, if one may say with all courtesy, the history of the French people, the history of those nameless men and women who tilled soil, cobbled the shoes, cut the

cloth, and peddled the goods (for these things have been done everywhere and always); the history of France is the record of her exceptional men and women, her inventors, scientists, statesmen, poets, artists, musicians, philosophers, and saints, and of the additions which they made to the technology and wisdom, the artistry and decency of their people and mankind. And so with every country, so with the world; its history is properly the history of its great men. What are the rest of us but Willing brick and mortar in their hands, that they may make a race a little finer than ourselves.

Therefore I see history not as a dreary scene of politics and carnage but as the struggle of man, through genius, with the obdurate inertia of matter and the baffling mystery of mind; the the struggle to understand, control, and remake himself and thc world...

Here is a process of creation more vivid than in any myth, a godliness more real than in any creed. "

ઇતિહાસકાર માટે એ દ્રષ્ટિ જેટલી આવશ્યક છે તેટલી જ ઐતિહાસિક નવલ-સર્જકો માટે પણ ઉપયોગી છે. ઇતિહાસના તત્વો દેશજીવનના પ્રતિબિંબ ઝીલવાની વૃત્તિનો ત્યાગ, વાર્તાનવેશ જે એટલા જ ખાતર એ નથી કરી શકતો-એ કેવળ કલ્પનાનો ગુલામ નથી

થઈ શકતો. સ્વયંસ્વીકૃત આ બંધનોના જેમ લાભો છે તેમ એના ગેરલાભો પણ એટલા જ છે.

ઇતિહાસની એ દ્રષ્ટિ નવલ–સર્જનના એ માપ નજર સમક્ષ રાખીને મારા પિતાશ્રી સ્વર્ગસ્થ કવિ ભવાનીશંકર નરસિંહરામની આ સાહિત્યકૃતિ 'સોરઠી સોમનાથ' વાંચવાની હું નમ્ર ભલામણ કરું છું.

શ્રેષ્ઠતમ સાહિત્યની સુવાસ વાચકને કદાચ નહિ જડે, શહેરી શૈલીની સુઘડતા એમાં કદાચ નહિ દેખાય, છતાં એ વાત પણ આપણાથી ન ભુલાય કે આજથી લગભગ સાઠ વર્ષ પૂર્વે લખાયેલી આ એક સળંગ નવલકથા છે–અને કદાચ ગૂજરાતી સાહિત્યમાં પણ એ પહેલું જ નવલ પુષ્પ છે.

મારા પિતાશ્રીની આ સાહિત્યકૃતિ છે એટલા માટે નહિ, પણ ગૂજરાતી સાહિત્યમાં એ પહેલું જ નવલ–સર્જન છે, એટલા ખાતર 'સોરઠી સોમનાથ'ની આ આવૃત્તિ વાચકોના કરકમળમાં રજૂ કરતાં મને અનહદ આનંદ થાય છે.

ચડતી પડતીના અનેક ફેરા છતાં 'સોમનાથ' હિન્દનું પવિત્ર તીર્થધામ મનાય છે. એ જમાનામાં નવલકથામાં વર્ણવાયેલા સમય વખતે 'સોમનાથ' આખા હિન્દના દેવોના સર્વોપરિ તો હતા જ, પણ ગુર્જરદેશના તો એ 'રાષ્ટ્ર દેવ' હતા. મેવાડી શૂરાઓ જેમ 'જય એકલિંગ'ની ગર્જના કરી કેસરિયાં કરતા તેમ ગુર્જરરાષ્ટ્રના જોદ્ધાઓ 'જય સોમનાથ'ની ત્રાડ પાડી શત્રુઓ સામે ઝૂઝતા અને એથીય વધુ, સોમનાથ તો એક આંતરરાષ્ટ્રીય દેવ જેવા પણ બની ગયા હતા. એમનો મહિમા હિન્દના સીમાડા બહાર દરિયો તરી ગયો હતો. × એટલે સ્વાભાવિક રીતે જ સોમનાથની જાહોજહાલી અપૂર્વ હતી. એની ખ્યાતિ ચોખંડમાં પ્રસરી હતી; અને તેની સાથે સોમનાથ

× પ્રવાસી તા. ૭–૭–૪૦

મહાદેવના પ્રતાપ વિષે પણ અનેક 'દંતકથાઓ' પ્રચલિત બની હતી. સોમનાથની આ ખ્યાતિ અને જાહોજલાલી જ જાણે તેની દુશ્મન બની હતી. એના અખૂટ ધનભંડારની વાતો સાંભળને જ મહમૂદ ગઝનવી સૌરાષ્ટ્રને સીમાડે ચઢી આવ્યો હતો.

આવી અનેક 'દંતકથાઓ', એ યુગના પરદેશી પ્રવાસીઓની ઉપલબ્ધ નોંધો તેમજ એ જમાનાના ઈતિહાસકારો—મુખ્યત્વે મુસ્લિમ મોર્રિંખો—ઇતિહાસ લેખકોના પ્રશસ્તિ વચનો વગેરેને ચાળી ચાળીને સોમનાથનો સાચો ઇતિહાસ રજૂ કરવાનું કામ અતિ મુશ્કેલ છે. અનેક પરસ્પર વિરોધી વકતવ્યો અને કથનોમાંથી ખરી અને ખોટી, વિશ્વસનીય અને અવિશ્વસનીય વિગતો છૂટી પાડીને સુસ્પષ્ટ સ્વરૂપમાં એને રજૂ કરવાનું કાર્ય સાચે જ કઠીન છે *

આમ છતાંય એ સમગ્ર ઇતિહાસમાં એટલી હકીકત તો તરી જ આવે છે કે મહમૂદે ગૂજરાત પર ચઢાઈ કરી, સોમનાથની મૂર્તિ તોડી અને મંદિર લૂટયું; છતાંય એ પોતાની સત્તા હિન્દમાં consolidate દ્રઢ કરી શકયો નહિ. અનેક પ્રદેશો એણે સર કર્યા છતાંય સૂબા દ્વારા પોતાની સત્તા જમાવવાનો શોખ એને જાગ્યો ન હતો. સાહસ પ્રેર્યા એ વીર યોદ્ધાને હજી સામ્રાજ્ય—શોખ લાગ્યો ન હતો. એને તો સંપત્તિની જ ભૂખ હતી. એટલે સોમનાથના પરાભવ છતાંય ગૂજરાતના સમગ્ર જીવનનો પ્રવાહ તો પૂર્વવત્ એકધારો જ ચાલ્યા કર્યો. મહમૂદે પણ ભારે ધામધૂમથી દુર્લભસેનને ગાદી પર બેસાડયો અને પોતાના સૈન્ય સાથે ગઝનીના માર્ગે પડયો.

---

* શ્રી મુનશી "હિન્દનું ઇતિહાસ—સાહિત્ય—એક દ્રષ્ટિ" નામના પ્રવચનમાં કહે છેઃ—

"૭૧૨માં મહમૂદે સિંધનો થોડો ભાગ લીધો એટલે મુસ્લિમ આક્રમણો શરૂ થયાં. ત્રણસો વર્ષ પછી મહમૂદ ગઝનીએ વીસ વાર હુમલો કર્યો

એ જમાનાની રાજકીય પ્રણાલીકાને અનુરૂપ એ વસ્તુ હોય, પરંતુ વર્તમાન કાળમાં તો એક આશ્ચર્ય જ કહેવાય.

પરંતુ મહમૂદ ગઝનીને કંઇ ભૂમિની ભૂખ ન હતી–એને ત્યાં પણ વિશાળ ધરતી પથરાયેલી હતી, એને lebenstrom ની આવશ્યકતા હજી ન હતી; એને તો અમર કીર્તિની લાલસા હતી. ધનનો લોભ હતો; છતાંય અમરનામ ' પાછળ મૂકી જવાની એની આકાંક્ષા અતિ તીવ્ર હતી.

આ સંબંધી પણ એ યુગના ઈતિહાસકારો વચ્ચે મતભેદ પ્રવર્તતો જણાય છે. કેટલાંક ઈતિહાસકારો મહમૂદને ધર્મ ઝનૂની તરીકે વર્ણવીને માત્ર સોમનાથની મૂર્તિ તોડવા જ આ જેહાદની જવાબદારી

---

ત્યારથી તો ઇતિહાસકાર હિન્દનો ઇતિહાસ લખવાનું છોડી ગઝનીનો ચારણ બની બેસે છે:

સોમનાથના આક્રમણને પણ કેટલી મહત્તા અપાય છે! મુસ્લિમ તવારીખોની અતિશયોક્તિભરી કહાણીઓમાં તથ્ય કેટલું છે એ હજુ તપાસાયું નથી. ખરું જોતાં આટલી જ હકીકતો સત્ય લાગે છે.

(૧) આશરે ૧૦૨૫માં મહમૂદે અક્રમણ કર્યું ત્યારે તેને હિન્દી રાજાઓની બીકે રણમાંથી આવવું પડયું.

(૨] ગૂર્જરેશ્વર ભીમે તેને સતાવ્યો હોવાથી એને કચ્છના રણને વાટે પાછું જવુ પડયું.

(૩) એણે સોમનાથનું મંદિર તોડયું.

(૪) એ આવ્યો અને ગયો તો પણ ગુજરાતનું રાજકીય; સામાજિક ને ધાર્મિક જીવન અભંગજ રહયું. એ આક્રમણ એવું ભયજનક નહોતું કે હેમચંદ્ર સોમેશ્વર કે મેરૂતુંગ જેવા આપણા ઇતિહાસકારોને તેની નોંધ લેવી પડે.

(૫) ગુજરાતની સત્તા કે સમૃદ્ધિમાં ફેર પડયો ન હતો. ૧૦૩૦ માં ભીમ કચ્છ ઉપર રાજ્ય કરતો હતો અને ૧૦૩૨ માં એનો મંત્રી વિમલ આબુ પર આદિનાથનુ મંદિર બંધાવતો નજરે પડે છે.

તેણે ઉઠાવી હતી એમ કહે છે, જ્યારે બીજા ઈતિહાસકારો. મહમૂદ લૂંટ વૃત્તિથી પ્રેરાઈને જ હિન્દપર ચઢી આવ્યો હતો એવું વિધાન કરે છે. પરંતુ એ બન્ને કથન અર્ધ સત્ય છે. અને માત્ર કીર્તિની લાલસા સંતોષવા જ આ જંગી જોખમો મહમૂદે ખેડયાં હતાં એવી માન્યતા વધુ યથાર્થ લાગે છે.

એ ગમે તેમ હોય છતાંય એટલું તો ચોક્કસ છે કે મહમૂદને આ સાહસમાં એની રૈયતનો પૂરેપૂરો સાથ હતો. મહમૂદ શાહ હતો છતાંય રૈયતનો એ તાબેદાર હતો. એ જમાનો Autocracy નો, Military Dictatorshipનો હતો છતાંય રાજ્યનો વહિવટ Democracyની પદ્ધતિએ જ ચાલતો હતો, આજનો યુગ Democracyનો છે. છતાંય Democracyને નામે સર્વત્ર Dictatorship જ ચાલે છે અને રશિયા જેવા દેશોમાં તો કહેવામાં આવે છે કે People's liberty—જન સમૂહના સ્વાતંત્ર્ય માટે આ Dictator ship છે.

'સોરઠી સોમનાથનાં પ્રકરણો વાંચતાં આ વસ્તુ વધુ સ્પષ્ટ થાય છે. મહમૂદનો એ યુગ, ગઝનીની જાહોજલાલી, પ્રજાનો રાજા પ્રતિ પ્રેમ, ઇસ્લામીઓની સાહસપ્રિયતા, હિન્દની રણશૂરી પ્રજાના કુસંપ અને જીતાયેલી પ્રજા સાથે પણ મહમૂદનું ઔદાર્ય, મૂર્તિપૂજાનું માહાત્મ્ય, અને એ યુગમાં પ્રચલિત એના વિકૃત સ્વરૂપના તાણાવાણા વણીને 'સોરઠી સોમનાથ' ની ચાદર કવિશ્રીએ વણી છે. એની ખરબચડી શૈલી, વિચિત્ર લાગતા શબ્દપ્રયોગ અને બરછટ જણાતી રચનામાં

---

(૬) ત્યાર પછી મહમૂદે હિન્દ જીતવાનાં સ્વપ્નાં છોડી દીધાં અને ૧૬૦ વર્ષ સુધી ફરી પરદેશી હુમલો ન આવ્યો.

મહમૂદના સોમનાથ પરના આક્રમણ અને નેપોલિયનના મોસ્કો પરના આક્રમણમાં ઘણું સામ્ય છે. બંને મહત્વાકાંક્ષી આક્રમણો હતાં; બન્ને પરરાજ્યમાં પરિણમ્યાં. નેપોલિયન પ્રકૃતિનો થકવ્યો પાછો હઠયો.

પણ તાદૃશ ચિતાર ખડા કરવાની અદ્‌ભુત શકિત રહેલી છે. અને છતાંય 'સોરઠી સોમનાથ' કેવળ વર્ણનાત્મક વાર્તા બની રહેતી નથી. એમાં ઈતિહાસનાં તત્વોની મર્યાદા સચવાઈ છે–એ સાચવવાના સફળ પ્રયાસ થયા છે.

'સોરઠી સોમનાથ' માં તો સૌરાષ્ટ્રના આ પવિત્ર તીર્થધામના ચિત્રવિચિત્ર ઈતિહાસનું એક પ્રકરણ માત્ર લખાયું છે. સોમનાથનો આખો ય ઈતિહાસ તો ભવ્ય જ છે. એમાં કરુણ પડતીના કાળ આવે છે, પરંતુ 'જય સોમનાથ' ની દિગન્ત ગજવતી રણગર્જનાઓ તો સદાય જીવન્ત રહે છે; અને પડતીના કાળમાંથી–એક જ જમાનાના અવશેષમાંથી નવી ભવ્યતાનો જન્મ થાય છે. *

---

મહમૂદે રૂઠેલા દુશ્મનોની સામે થવા કરતાં પ્રકૃતિના ભોગ થવાનું પસંદ કર્યું."

ગેઝેટીઅરમાં લખાયું છે કે:–" No Gujarat Hindu writer refers to the destruction of the great temple soon after Bhim's accession." (Vol. 1, P. 164).

સ્વ. મણિલાલ નભુભાઈએ પણ દ્વયાશ્રયની પ્રસ્તાવનામાં લખ્યું છે કે:– "વૈદિક લેખકો એ વાત કદાચ ન લખે, પરંતુ જૈનો, વેદ ધર્મના જે વિરોધી હતા તે એવો બનાવ છેક ઈસારા વિના પણ જવા દે એ બહુ બંધ બેસતી વાત નથી." (પૃ. ૨૦)

પંડિત ગૌરીશંકર ઓઝાએ થોડા વખત ઉપર લખ્યું હતું કે:– " મહમૂદદ્વારા થએલા ઉકત આક્રમણનો ઉલ્લેખ ગુજરાતના કોઈપણ પ્રાચીન ઈતિહાસકારે કરેલો જોવામાં આવતો નથી." (બુદ્ધિપ્રકાશ–જુલાઈ સપ્ટેંબર, ૧૯૩૫.)

છતાંય કૃષ્ણાજીની રત્નમાળમાં તેમજ બીજા પુસ્તકોમાં અને કેટલાંક શિલા લેખોના ઉલ્લેખ પરથી શ્રી રામલાલ ચુનિલાલ મોદી લખે છે કે:– "મહમૂદ ગઝનવીની ગુજરાતની ચઢાઈ સંબંધી હિન્દુ લેખકોના મોઘમ અને સ્પષ્ટ ઉલ્લેખો મળે છે તે ઉપરથી એમ કહેવું હવે યોગ્ય નથી કે હિન્દુઓએ તે સંબંધી મૌન સેવ્યું છે."

* સોમનાથના નાશ અને જીર્ણોદ્ધારની સાલવારી શ્રી અમૃતલાલ પંડયા

સોમનાથના પવિત્ર તીર્થધામના એ ભવ્ય ઈતિહાસની રચનાનું અહોભાગ્ય કોણ જાણે કોને નસીબે નિર્માયું હશે! હું તો મારા સ્વર્ગસ્થ પિતાજીના 'સોરઠી સોમનાથ' ની આ આવૃત્તિ ગુજરાતી જનગણ સમક્ષ રજૂ કરીને અલ્પ સેવાનો સંતોષ અનુભવું છું.

આ કૃતિની સફળતા–નિષ્ફળતાનો આંક આંકવાનું કાર્ય મારું નથી; હું એટલું જ કહીને વિરમું છું કે ગુજરાતી સાહિત્યમાં કદાચ આ પહેલી જ સળંગ નવલકથા હતી અને 'સોમનાથ' વિષે લખાયેલા જૂજ સાહિત્યમાં પણ આ કૃતિના દર્શન પહેલાં થયા હતાં. 'સોમનાથ' ના સાચા ઇતિહાસના સંશોધન કાર્યને આથી ઉત્તેજન મળશે તો સ્વર્ગસ્થ કવિની મહેનત સાર્થક થયેલી લેખાશે.

મહાશિવરાત્રી. ૧૯૯૭
મુંબઈ.

દયાશંકર ભ. કવિ.

---

નીચે મુજબ આપે છેઃ–

| નાશ | | જીર્ણોદ્ધાર | |
|---|---|---|---|
| મહમૂદ ગઝની......ઈ. સ. | ૧૦૨૪ | ભીમદેવ પહેલો......ઈ. સ. | ૧૦૨૬ |
| | | કુમારપાળ............ ,, | ૧૧૬૯ |
| કુતુધખાન–અલફખાન ,, | ૧૨૯૭ | | |
| અહમદશાહ......,, | ૧૩૧૪ | | |
| શમ્સખાન........, | ૧૩૧૮ | મહીપાળદે........,, | ૧૩૨૫ |
| મુઝફ્ખાન બીજો ,, | ૧૩૯૪ | | |
| તાતારખાન...... ,, | ૧૫૨૦ | | |
| ઔરંગઝેબ મારફત,, | ૧૭૦૬ | અહિલ્યાબાઈ હોલ્કર......,, | ૧૭૯૫ |

લેખક લખે છેઃ–

"આક્રમણકારીઓ આવતા ગયા અને જતા ગયા અને સોમનાથ ખોળિયું બદલતા ગયા. એ આક્રમણકારીઓ હવે નથી રહ્યા. પણ સોમનાથ જેમ ને તેમ બેઠા છે. ઇતિહાસના એટલા બધા તાણા-વાણા જગતના કોઇ દેવની આસપાસ વણાયા નથી. દુનિયામાં હાલ પૂજાતો એટલો પ્રાચીન દેવ એકકેય નથી."

# સોરઠી સોમનાથ

આ વનિના ઈતિહાસના પાનામાં અમર થયેલા, પૃથ્વીના પ્રદેશમાં પ્રસિદ્ધિ પામેલા, સૃષ્ટિ સૌંદર્યતાની શોભાથી ને જરજવાહિરની ખાણોથી જામેલા અનર્ગળ ખજાનાથી ને અલૌકિક બનાવોથી અજાયબી આપનારા તથા ઇશ્વરી પ્રતાપથી આશીર્વાદ પામેલા આ આર્ય દેશને ઈસ્લામીઓના ધાડાંથી ઘણું ઘણું ખમવું પડયું છે. ઇસ્લામીઓના જંગલી, જોરાવર અને ઝનૂની ટોળાં, ભૂખ્યાં વરૂઓની માફક રાંક સ્વભાવના હિંદવાસીઓ પર તૂટી પડીને જય પામવામાં ફત્તેહમંદ થયાં હતાં. તેમના આગેવાન સુલતાન મહમ્મદ ગઝનવીએ હિન્દીપર એક કરતાં અધિકવાર હુમલા કરી, ધન હરવામાં આગેવાની લીધી હતી. એ હુમલાની અંદર ઘણીવાર મહમ્મદની મનમાનતી તૃષ્ણાઓ અને અંતઃકરણની આશાઓ તૃપ્ત થઈ હતી. આ ચઢાઈઓ કરવાનો મૂળ હેતુ લૂંટફાટ કરીને ન્હાસી જવાનો જ તેણે રાખેલો હતો.

આર્યાવર્તના અખૂટ ખજનાની મન લોભાવે એવી મોટી અચંબાભૂત વાર્તાઓ મહમ્મદે પ્રવાસીઓના મુખથી એક કરતાં

વધારેવાર સાંભળી હતી. રાજ્ય દરબારે સોનારૂપા ને હિરામાણેક જડિત સરસામાનથી શણગારેલા હાથી-ઘોડાનો પાર નથી, સોનારૂપાના ચકચકિત થતાં વાસણો વારતહેવારે સઘળી વર્ણના લોકો વાપરે છે. જરિઆની અને હિરચીરનાં વિલોકીક રંગબેરંગી વસ્ત્રો તથા ન્હાનાં પ્રકારના અતિ મૂલ્યવાન આભૂષણો આર્ય લોકો નિત્ય રોજ નવનવાં પહેરે-ઓઢે છે. ધનવાન આર્યધણીઓ વારતહેવારે ટાંણેટચંકે ઘી સાકરના નાતવરામાં સેંકડો રૂપિઆ ખરચી કીર્તિ વ્હોરવાના ઘણા કોડ ધરાવે છે; વાજાંગાજાંના મન લોભાવે એવા નાદવડે હિંદુઓની ન્હાની મોટી નગરીઓ, ને ગરબડ અથવા ઘોંઘાટ વગરના એકાંત પણ સુંદર ને શાંત ગ્રામો ગાજી રહ્યાં છે; નદિનાળાં ને કુદરતી શોભાનો રંગ ન્યારો છે, ગંભીર ગિરિરાજો પર વિવિધ ગુણ ધરાવનારી વનસ્પતિ તથા પશુબુદ્ધિનાં મનુષ્યને પ્રવિણ પુરૂષ બનાવી દે એવી જડિબુટ્ટિ જડી આવે છે; ઇત્યાદિ, અજાણ્યાં લોકોને અતિશ્યોક્તિવાળી જણાતી પણ યથાઘટિત વાર્તાઓ સાંભળીને મહમ્મદનો લોભ મોટા જોશથી સળગ્યો હતો. લોભના મોટા આવેશમાં આવીને ધર્માભિમાની અફગાનો, તૂર્કો ને પઠાણોની મિશ્ર કરેલી અતિ બળવાન સેના એકઠી કરીને તેણે પવિત્ર હિંદ પર ઉપરાઉપરી અગિયાર હુમલાઓ કરીને જોઇએ એવા જય મેળવ્યો હતો; તે છતાં તેના શૂરા સ્વભાવને શાંતિ થઈ નહોતી. મહમ્મદ પોતાની ધારેલી ધારણામાં પાર પડતો ગયો, તેમ તેમ તેના મનમાં મોટા બુટ્ટાઓ ઊડવા લાગ્યા. તેના તરંગ તપાસવા લાયક હતા. ઘણીવાર તે હવાઇ કિલ્લા બાંધવા તોડવામાં દિવસના દિવસ ગાળતો હતો પણ તેનું નસીબ પાંસરૂં હોવાથી મહાભારત કામ મુસ્કેલી વગર પાર પાડતો હતો. એક ધારણામાં પાર પડયા પછી બીજી ધારણામાં ફાવવાનો લોભ તેની છાતીમાં સળગવા

લાગ્યો. લોભી માણસને કદિ સંતોષ હોતો નથી. તેની તૃષ્ણાઓ તૃપ્ત થતી નથી. તેના લોભી વિચારો જીંદગાની સુધી પુરા પડતા નથી. તેમ સુલતાન મહમ્મદને પણ બન્યું. પૈસો એ જ તેનો પરમ મિત્ર હતો. નાણા ભાળીને તે એકાંતમાં નાચતો ને વિત્ત મેળવવાના ઇલાજ વારંવાર વાંચતો હતો. તે લોભમાં જેમ એક્કો હતો તેમ છળકપટ ને પ્રપંચમાં પણ પ્રવીણ હતો. પરમ ધર્મના પડદામાં પેસીને તે મહાભારત કામ પળમાં પાર પાડતો હતો. અંતઃકરણમાં તેને ધર્મની લાગણી કે અભિમાન હતું નહિં, પણ બહારથી ભક્તપણાનો પોકળ ભાવ રાખતો હતો; તેથી તેને તેની જાતના ઇસ્લામીઓનો જબરો ટેકો હતો. ગમે એવા ભયભરેલા અવસરે પણ અસંખ્યાત ઇસ્લામીઓ તેને વળગી રહેતા, ને તેની આજ્ઞાનુસાર વર્તવાને આતુરતા રાખતા હતા. એ કાળને વિષે હિંદુ તથા ઇસ્લામી ધર્મ વચ્ચે વિશેષ આડવેર ચાલતું હતું. મિંયા અને મહાદેવને બને એવો મામલો ન હતો. આથી આ બન્ને મોટા ટોળાં વચ્ચે અથડાઅથડી ને ઘૂરકા ઘૂરકી ઘણા કાળથી ચાલતી આવી હતી. ઇસ્લામીઓમાં એ અવસરે ધર્મનું અભિમાન અતિઘણું હતું. ધર્મને નામેં મોટાં મોટાં કર્મો કરવાને મહમ્મદ પયગંબર સાહેબનાં લીલા ઝંડા નીચે ઇસ્લામીઓ લડવાને કૂદી પડતા હતા. લડતાં જીવ જાય તેની દરકાર કરતા નહોતા. દીનને સારૂ લડીને મરનારા મુસલમાન "ગાઝી" ગણાય છે. એવા ગાઝીઓને માટે સદાય સ્વર્ગના દરવાજા ઉઘાડા રહે છે એવું માનનારા અને ગાઝી થનારાં મુસલમાનોની સંખ્યા આજના કરતાં એ અવસરે મોટી હતી. દીનને વાસ્તે ગમે એવું વિકટ કામ માથે ઉઠાવવાને પતંગિયાની માફક આફતમાં કૂદી પડવાને પાછી પાની ન ભરે એવા મુસ્લીમો અહુંણાના કરતાં મહમ્મદ ગઝનવીના વખતમાં ઘણા હતા. એ કાળના ઇસ્લામીઓ ધર્માભિમાની હતા તેમ

શૌર્યપણામાં ને બાહુબળમાં પણ ઓછા નહોતા. તેમની રહેણી કહેણી સાદી હતી. રોજ નિયમીત કાળે ખુલ્લી હવામાં કસરત કરવી અને નિમક ને રોટી જે મળે તે પર શુકરાના કરવા, એવી ઉત્તમ ટેવ એ કાળના ઇસ્લામીઓની હતી. શૂરા સિપાઇઓથી મહમ્મદની સેના સબળ હતી. તેની સબળ સેના જ્યારે એક દેશથી બીજા દેશ પર હુમલો કરવાને ઉપડતી હતી ત્યારે દરિયાના મોજાંની પેઠે તે દેશને ચોમેરથી વીંટી વળીને બળહીણ કરી નાખતી તથા લૂંટી ઝૂંટીને, આવી તેવી ઓટની પેઠે ત્વરાથી ઓસરી જતી હતી. આવી રીતે મોટા જોખમવડે લઢાઈ ને ચઢાઇ કરવાની તેની મતલબ જીતેલા દેશને પોતાના જમાવેલાં રાજ્યતળે જોડી દેવાની નહોતી, પણ દોલતથી આબાદ થયેલા દેશ પર ધાડ લઈ જઇ ને લૂંટફાટ કરી અનર્ગળ દોલત ઘસડી લાવવાની હતી, મહમ્મદ ગઝનવીએ હિંદ પર અગિયાર ચઢાઈઓ કરીને દરેક વખતે ફત્તેહ મેળવી હતી. તેનાં અનેક કારણો હતાં. એ અવસરે આર્યભૂમિમાં અનેક નાના મોટા અધિપતિઓ અધિકાર ચલાવતા હતાં. તેમનામાં મિથ્યા અભિમાન અને મમત બહુ હતા. મિથ્યા મોટાઈ અને માન મેળવવાને એક બીજા અધિપતિઓ માંહોમાંહે મરી ફિટતા હતા. અધિપતિઓની અંદર ઐક્યતાનો અંશ માત્ર ન હતો. અરસપરસની મારામારી અને કલેશ વડે તેઓ બળહીણ થઈ ગયા હતાં. અદેખાઈ, વેરભાવ, આળસ અને અવિચારને લીધે આર્ય અધિપતિઓની અવસ્થા કરૂણામય થઇ પડી હતી. પરસ્પર પ્રેમ શૌર્ય બતાવવાને બદલે પ્રજાપાળ ભૂપતિઓ એક બીજા સામે અદેખાઈની આંખે જોતા ને બૂરું અને એવું ચિંતવન કરતા હતા. રણમાં રંગ રાખવાને બદલે કેફ કસુંબાના ડાયરામાં રંગ રાખતા અને ગાદી પર બેસી હુક્કા ગગડાવવામાં તથા ગાનતાન સાંભળવામાં ઘણો કાળ ગાળતા હતા. રજપૂત રાજ્ય-

કર્તાઓની રહેણીકરણી એવી હતી તેમ તેમની રૈયતની અવસ્થા પણ ઊંચી હોવાને બદલે અધમ જ હતી. સંપનો ભલો ગુણ નહોતો રહ્યો. અનેક પંથ અને મતને લીધે ઘણા ભેદ પડી ગયા હતા. એક વાતમાંથી અનેક વાતો તરતની જ નીકળી હતી. તડાંનો પાર નહોતો. ખાવા પીવાનો વહેવાર નહિ, કુટુંબ કલેશ અને તોફાનને લીધે હિંદુઓ તનમન તથા ધનથી ઘસાઇ ગયા હતા. અને વિનાશકારી વહેમે આર્ય કુટુંબોની અંદર બીજ રોપ્યાં હતા. ધર્મને નામે ઘણી ઘેલાઇઓ ચાલતી હતી. પ્રજા બિકણ બની ગઇ હતી- દેડકાં દેખીને ડરે એવા હિંદમાં ઘણા હતા. ધર્મના વાદમાં ઘણો વખત વૈષ્ણવ. બૌદ્ધ અને જૈન આદિ અનેક મતના ઝઘડા ચાલતા હતા દરેક મતના જુદા જુદા સિદ્ધાંતને જુદા જુદા લોકો વળગી રહ્યા હતા. એકપંથવાળા બીજા પંથને વખોડતા, ને બીજા વળી ત્રીજાને નીંદતા. એવું આદવેર અંદર અંદર ચાલવાથી આર્યની ધર્મ સંબંધી ઐક્યતા પણ અનેક વિભાગમાં વ્હેંચાઇ ગઇ હતી. નહોતો એકસંપ, એકમત કે એકપંથ. જુદા જુદા મતવાદીઓથી આર્યનું પ્રજામત તદ્દન તૂટી ગયું હતું. પ્રજામત તૂટવાથી જાતિબળ તૂટે એમાં નવાઇ નથી. આર્યનું ઐક્યબળ તૂટી ગયાથી પરદેશી પ્રજાપતિઓને આર્યાવર્તપર હુમલા કરતાં પૂરેપૂરૂ ફાવતું ને તેથી થોડા બળથી વધારે વિજય મળતો હતો. મહમ્મદ ગઝનવીને હિંદપર ફાવી જવાના સબબો આ જ હતા. તેની આ સઘળી ચઢાઇઓ તેના લાભની તથા લોભની હતી. તેમાં ઇસ્લામીઓને તથા તેમના ધર્મને કશા ફાયદા હાંશલ થયા નહોતા. ધર્મના ફાયદા પારકા દેશોપર હુમલા કરવાથી જ મળતા નથી. પરંતુ પારકા દેશપર વિજય કરીને લાંબી મુદત સુધી અદલ રાજનીતિથી અમલ ચલાવ્યો હોય તો જ એવા રાજ્યકર્તાથી ધર્મને ઘણો નહિંતો થોડો લાભ થાય છે. મહમ્મદને ધર્મલાભ મેળવવાનો લોભ

નહોતો. આર્યવૃત્તમાં જબરી જીત કરી તેની લગામ જાળવી રાખવા શક્તિમાન નહોતો; તેથી તેણે ઇસ્લામી ધર્મને અલ્પકાળમાં જોખમવડે ઉત્તેજન આપવાની ગોઠવણ રચી હતી. હિન્દુઓ પર મુસલમાનોનો જબરો ડોળો છે એવું તેના અને લોકોના જાણવામાં હતું. હિંદુને વટલાવામાં મહમ્મદ પયગંબર સાહેબનો મત ફેલાવવાને મુસ્લીમો અહોનિશ આતુર હતા. મુસલમાન મહજબનો ફેલાવો કરવાથી તથા મૂર્તિપૂજક હિંદુઓપર આફતનો વરસાદ વરસાવવાથી ઈશ્વર પ્રસન્ન થાય છે એવું તેના ધર્માભિમાની સત્તાવાળાઓ સમજતા; પણ મહમ્મદ આવું માનવાને બદલે પોતાના લાભની જ વાતોમાં લક્ષ આપતો હતો.

આ અવસરે અફઘાન મુલકમાં જોઇએ એવો મહમ્મદનો અમલ ચાલવાથી સઘળે સ્થળે સુલેહ ને શાંતિ હતી. પોતાના પિતા સબ-ક્તગિનના મરણ પછી અફઘાનિસ્તાનમાં પોતાની સત્તા સ્થાપીને તેણે અદલ અમલની આણ મનાવી હતી. બલ્ખ બુખારાનાં મોટા સંસ્થાન પણ એના અમલ તળે જ હતા. મહમ્મદની સામે માથું ઊંચકવાની હિંમત કોઈ સરદારની અથવા શત્રુની ચાલતી નહોતી. તેથી તેના અમલની અફઘાન લોકો એક અવાજે કીર્તિ કથતા હતા. આવી શાંતિનો લાભ સાધીને શૂરા મહમ્મદે પરદેશ પર પાર વગ-રની ચઢાઇઓ કરી પરદેશી રાજાઓનો પરાજય કરવામાં પોતાનો ઘણો કાળ ગાળ્યો હતો. એવા મહાભારત જય મેળવતાં થોડો અવ-કાશ મેળવીને લૂંટફાટમાં મેળવેલો અનર્ગળ ખજાનો અફઘાન સરખા ઉજ્જડ મુલકમાં વાવરી એણે દેશ આબાદાનીની ટોચપર ચઢાવી દીધો હતો.

મહમ્મદે ખરચેલી મહામહેનતથી ગઝની નગર અફગાન મુલ-

કની સરદારીનો દાવો કરી શકે એવી હાલતમાં આવ્યું હતુ. ગઝનવીએ પોતાનું પાયતખ્ત ગઝનીને ગણીને તેની શોભા તથા રોનક વધારવાને ખૂબ વિત્ત તથા વખતનો ભોગ દીધો હતો તેથી પૂર્વ-ખંડના પ્રદેશમાં જે પ્રસિદ્ધ શહેરો પંકાતાં હતાં તેની પંક્તિમાં બેસવાને ગઝની શહેર એ અવસરે લાયક ગણાતું હતું.

મુસલમીનોની રોનકદાર અને મનોહરણ મોટી મસ્જિદો અને સુલતાન મહમ્મદને વસવાના રાજ્યમહેલો ગઝની શહેરની મોટી શોભા ગણાતી હતી. બાર મોટા બજારો અને ચોરાશી વિશાળ ચૌટાં હતાં. એ ચૌટાં તથા બજારોમાં પરદેશથી તેમાં ખાસ કરીને હિંદમાંથી ઘર સંસાર ઉપયોગી ચીજો અને વેપારના ખરની જણસો વણઝારોની મારફતે વેચવાને વાસ્તે વેપારી લોકો લાવતા હતા.

મનપસંદ મોટી મસ્જિદોની સંખ્યા એકસોને સુમારે હતી. તેમાં નિમાઝ પઢવાને સારૂ ગરીબ તથા તવંગર મુસલમીનોનાં ટોળાં નિયમિત કાળે જતાં હતાં. એ સઘળી મસ્જિદોની અંદર "જુમ્મામસ્જિદ" મુખ્ય હતી. તેની બાંધણીનો અને નકસીનો નમૂનો જોનારને છક્ક કરી નાખે એવો અદ્દભૂત હતો. મસ્જિદના ઊંચા આકાશે અડેલાં કાંગરા પર ચઢીને નિમેલા પ્રહરે નિમાઝની વેળા જણાવાને વડો મુલ્લાં મોટે અવાજે "ઈશ્વર એક છે અને મહમ્મદ તેનો પયગંબર છે" એવી બાંગ પોકારતો; તે સાંભળીને સર્વ ધંધાદારી ઈસ્લામીઓ ધંધાધાપો મૂકીને નિમાઝ પઢતા હતા મહમ્મદ અને તેના મોટા સરદારો દર શુક્રવારે આ આ અદ્દભૂત મસ્જિદમાં આડમ્બરથી આવતા ત્યારે ગઝનીમાં જોવા જોગ બનાવ બનતો હતો.

મસ્જિદના મોટા મિનારા ગગને અડેલા હોવાથી ઘણી વેગળા-

ઈંથી મુસાફરોની નજરે પડતા અને મસ્જિદનો મહિમા દેખાડતા હતા. અંદર જરિઆની ઉંચી જાતના ગલીચા બિછાવેલા રહેતા અને હાંડી, ઝુમ્મરો તથા એવી જ તરેહનો કિમતી સામાન સઘળી પ્રકારે મસ્જિદનો મહિમા વધારવાને માટે બસ હતો. મસ્જિદોની દિવાલો અને તેના શોભાયમાન મોટા કદના સ્તંભોપર સોનેરી તથા રૂપેરી નકસીવડે અતિઘણી શોભા આણી હતી; જે શોભા પૂર્વ તરફના પ્રદેશોમાં એક અવાજે ગવાતી હતી.

સુલતાન મહમ્મદે હિંદ જોયા પછી મોટી મોટી ઈમારતો બાંધવાનો અને રાજ્યદરબારનો દમામ વધારવાનો શોખ વધવાથી રાજકોષને ખરચે પ્રજાને તથા પરદેશીઓને પોતાનો વૈભવ બતાવવાને સારૂ જોવા જોગ જાહેર ઇમારતો અને મનપસંદ મહેલો કાબેલ કારીગરોના હાથથી કરાવ્યા હતા. આ ઓગણિસમા સૈકાના શિલ્પ કામોને શરમમાં નાખે એવા બાંધકામો બાંધવાને તે કાળના કારીગરો શક્તિવાન હતા. એ કારીગરોનો મોટો ભાગ હિંદમાંથી આણેલા હિંદી બંદિવાનોનો હતો. તેમની કારીગરીથી પ્રસન્ન થઇને મહમ્મદ તેમના સઘળા ગુનાહ માફ કરતો અને વારંવાર ચંચળ કારીગરોની કુશળતા જોઇને નવાજતો હતો.

પ્રજા અને રાજ્યને ઉપયોગી મકાનો, મોટી મોટી મનહરણ મસ્જિદો, ફૂવારાઓ, પાણીની સુંદર ટાંકીઓ તથા તળાવો, પાણી પીવાનાં ને ન્હાવાધોવાનાં હોજો, પ્રસિદ્ધ પુરૂષોનાં પૂતળાંઓ અને બાગબગિચાઓ તથા રમતગમતનાં સ્થળો નિરખવાને દેશી પરદેશી માણસોની ઠઠ બાઝી રહેવાથી તથા ગાડીઘોડાની હરફરથી ગઝની શહેર ધાંધલ ને ધામધૂમથી ભરેલું લાગતું હતું.

# સોરઠી સોમનાથ

ગઢની ફરતો ઊંચો પત્થરનો કોટ હતો. એ કોટ વડે શહેરનો અચ્છો બચાવ થતો હતો. સબળ શત્રુ બળવાન સેના સહિત મહમ્મદની મજબૂત રાજ્યનગરી પર ધસી આવે તો તેને ખાળવાને સારૂં ગઢની ફરતી આવી રહેલી વાંકીચૂંકી ટેકરીઓ પર બુરજના આકારના મોરચા બાંધેલા હતા. એ નાના પણ મજબૂત મોરચાઓની અંદર સુલતાન મહમ્મદનું જાથુકનું લશ્કર પડયું રહેતું હતું. જાથુની સેનાની સંખ્યા તો માત્ર નામની જ હતી, પણ વિપત્તિની વેળાએ જોઇએ એટલાં માણસો મેળવવાને મહમ્મદે અચ્છી ચતુરાઈ ચલાવી હતી. દરેક નાના મોટાં ગામડા દીઠ અમુક માણસો મેળવવાનો તેણે હક રાખ્યો હતો. વળી લૂંટફાટની લાલચે અફઘાન ભૂમિના પહાડી ઊંડા કોતરોમાંથી હજારો અફઘાન લૂંટારાઓ અને ધાડપાડુઓ મહમ્મદની મૂળ સેના સાથે મળી જતા હતા; તેથી તેની સેનાનું બળ સબળ ગણાતું હતું. જાથુકની નોકરીને સારૂં થોડે ખરચે થોડા જુવાન મુસલમાનો રાખ્યા હતા. તેમને દર મહિને અથવા દર વરસે પગાર આપવાની પંચાત પડતી નહતી. મહમ્મદ તરફથી પગાર પેટે એવા નોકરોને જમીન મળેલી હતી, એ ખેડીને એ સિપાઇઓ સુલેહના સમયમાં પોતાનું અને પોતાના કુટુંબ કબીલાનું પોષણ કરતા હતા; અને લઢાઇને વખતે લૂંટફાટ કરીને પોતાનું પેટિયું પરભાર્યું કૂટી કાઢતા હતા.

મહમ્મદની સેનાના ઘણા માણસો પૂરેપૂરાં જંગલી, ઝનૂની અને જોરાવર હતાં. જરા જરા વારમાં ખૂન પર આવી જવું તથા લૂંટફાટ ચલાવીને અથવા ઢોરઢાંખર ચરાવીને પોતાનું ગુજરાન ચલાવવું એ જ તેમનો ધંધોરોજગાર હતો.

મહમ્મદની જાથુક સેનામાં "મમલુક" લોકોની ખાસ પલટણો,

પાંચ હજાર આરબ ઘોડેસ્વારો તથા વક્ષુ નદિની પેલી મેરના તૂર્ક લોકોની ઘોડેસ્વાર ટુકડીઓ પ્રખ્યાત હતી. એ નિમણુંકી ફોજની એકંદર સંખ્યા ઘણુંકરી ચોપન હજારને આસરે હતી; જેમાં મોટો ભાગ અફઘાનોની તથા ખિલજીઓની મોટી બળવાન ટોળકીઓનો હતો. આ સઘળી સેનાને માથે મહમ્મદ સેનાપતિ તરીકે બિરાજતો પણ જે પ્રાંતમાંથી અથવા દેશમાંથી માણસોની કુમક મળતી. તે માણસોની ટુકડીઓ પર તેમના જ સરદારો મુકરર થતા હતા. તૂર્ક-લોકોનો ઘણો ભાગ એ વખતે મુસલમીનો કરતાં મૂર્તિપૂજકનો હતો એ શક વગરનું છે.

સુલતાન મહમ્મદ અચ્છો લડવૈયો અને શૂરો હતો. તેના સિપાઇઓની ચળકતી તરવાર સદાય મ્યાનમાંથી નીકળેલી અને રક્તથી ખરડાયેલી રહેતી હતી. મહમ્મદની મતલબ પોતાની સેનાના માણસોને ખીચડો ખવરાવીને પડયાં રાખવાની કે આળસુ બનાવવાની નહોતી; તેથી તે સેનાનું શૂરપણું ઉશ્કેરાએલી હાલતમાં રાખવાને સદાય સાવચેત રહેતો હતો. મહમ્મદની સેનાને મનની કેળવણી મુદ્દલ મળી નહોતી પણ તનની તાલીમમાં તેઓ તૈયાર હતા.

ઈરાની લોકોનું મહમ્મદ આગળ ઘણું ચાલતું હતું. અબુ અબ્બાસ અને અહમદ મેમૈંદી નામના નામાંકિત વજીરો પણ ઇરાની જ હતા, તેથી અફઘાન લોકો દિલમાં ઘણા બળતા હતા અને ઇરાનીઓનું ચલણ ઓછું થાય એવા ઉપાય યોજવાને તેઓ આતુર હતા. આ ઈરાની વજીરોએ એકસંપથી પોતાની જાતના લોકોને રાજ્ય ખાતામાં વધારી દીધા હતા. દીવાની, ફોજદારી તથા મહેસૂલી અને સર્વ રાજ્યકારભારનું કામ ઈરાની અમલદારોના હાથમાં જ હતું.

અણુ અભ્યાસ કાળા અક્ષરને કૂટી મારે એટલો ભણેલો હતો. ભણેલો નહોતો પણ ગણેલો તો બહુ હતો. રાજ્ય ખટપટમાં તેની સામે ટકી શકવાને કોઈ સરદાર શક્તિમાન નહોતો. મહમ્મદ મેમૈદી અક્કલવાન અને વિદ્વાન અધિકારી હતો. સરકારી કામકાજના કાગળ-પત્રો અને પ્રજાની દાદફરિયાદ ફારસી ભાષામાં તથા લેખો, સંવાદો વિગેરે ચિરકાળ રહેવાના કાગળો આરબીમાં જ લખવાનો વહિવટ તેણે શરૂ કર્યો હતો; અને એક એકથી જુદી અક્કલ ધરાવનારા આ બન્ને ઈરાની વજીરોની સલાહ મહમ્મદને ઘણીવાર કીમતી થઈ પડતી હતી.

મહમ્મદ ગઝનવીના દરબારમાં કવિઓનું પણ સારૂં સન્માન થતું હતું; તેથી દેશ પરદેશથી પ્રસિદ્ધ પંડિતો અને કવિઓ પોતાની કવિત્વ શક્તિ વડે ગઝનવીને રીઝવીને પાંચ પૈસાનો શિરપાવ પામ-વાને આવતા હતા. પુસ્તકશાળા અને સૃષ્ટિપદાર્થ સંગ્રહાલય આદિ વિદ્યાને લગતા ખાતાં સ્થાપીને સારૂં ઉત્તેજન આપવાને મહમ્મદ સદા ઉત્સાહી હતો. તેણે પુસ્તકશાળાની અંદર ઘણી ઘણી ભાષાઓનાં પુસ્તકોનો કીમતી ભંડાર એકઠો કરાવ્યો હતો. પોતાની ભાષાનાં અને પરભાષાનાં પુસ્તકો મેળવવા પાછળ તેણે પુષ્કળ પૈસા વેર્યાં હતા. એ સિવાય પાઠશાળાઓમાં પંડિતોને તથા વિદ્યાર્થીઓને ઉત્તેજન આપવા અર્થે એક લક્ષ કરતાં વધારે નાણાંની રકમ અલાયદિ કહાડી હતી. મહમ્મદ સ્વભાવે ગમે એટલો કંજૂસ હતો તે છતાં વિદ્યાકળામાં આવું ઉત્તેજન આપવાને આતુર રહે એ એના ઔદાર્યનું મહત્વ વિશેષ માનવું જોઈએ. કવિતા સાંભળવાનો તેને ઘણો કોડ હતો. કવિતા દેવીથી તેનું મન રીઝતું હતું તેથી કવન કરનારા કુશળ કવિઓને વધારવાની વારંવાર તે કોશિશ કરતો હતો.

ઉન્સારી નામનો નામિચો કવિ કવન શક્તિ વડે જ તેના દરબારમાં મોટી પદવીએ ચઢ્યો હતો.

સુલતાને દાકિની નામના બીજા કવિને ઇરાન દેશની અર્વાચીન કીર્તિ તથા ઇતિહાસને લગતું કાવ્ય કરવાને હુકમ કીધો હતો; તેથી એ કવિરાજે સુલતાનની મરજીને આધીન થઇને શાહનામાની હજારેક બેત લખી, એવામાં તેના ચાકરે કાંઇક કારણથી અથવા દગાથી કવિ દાકિનીને મારી નાખ્યો; અને તેથી એ ગ્રંથનું કામ અધુરી હાલતમાં રહી ગયું. આ કામ ફારસી કવિ ફીર્દુશીએ મહમ્મદની મરજીથી ઉપાડી લીધું. આ કવિ મહમ્મદની ઉદારતાના વખાણ સાંભળીને તેની દરબારમાં આવ્યો હતો. તેને શાહનામુ લખવાનું મનગમતું કામ મળવાથી એ કામ પાછળ તે ઉલટભેર મંડ્યો. ફીર્દુશી જેમ જેમ શાહનામાના શ્લોકો રચતો તેમ તેમ મહમ્મદને વંચાવીને ખુશ કરતો હતો. મહમ્મદ આ ફારશી કવિ-વરની કવિતા સાંભળીને મગ્ન થતો હતો; તથા વખતોવખત યોગ્ય ઇનામ–શિરપાવ આપીને ફીર્દુશીનો પ્રયાસ પિછાણતો હતો.

આ કાળમાં જ ઈંગ્લાંડનો વ્યવહાર કુશળ કૅન્યુટ ધ ગ્રેટ રાજા વુઇનચેસ્ટરનું જૂનું દેવળ શણગારવાના કામમાં રોકાયો હતો. તેના જ સરખો ઇમારતોનો ભભકો બતાવવાને અભિલાષી પૂર્વ ભણીનો આ પ્રસિદ્ધ પાદશાહ અને વિજયવંત જોદ્ધો મહમ્મદ ગઝનવી એક મહાભારત કામ માથે લઇને મૂર્તિ સ્થાપેલાં દેવાલયનો નાશ કરી પોતાનું નામ અમર રાખવાની ઇચ્છા રાખતો હતો. કૅન્યુટ ધ ગ્રેટ રાજા ક્રિશ્ચિયન દેવળ શણગારવાના કામમાં તન, મન અને ધનનો બહોળો ઉપયોગ કરતો હતો. વુઇન ચેસ્ટરનું દેવળ દબદબા ભરેલું અને દેદીપ્યમાન કરવાને આ પશ્ચિમના ખ્રિસ્તી રાજાએ

કાંઈ કચાશ રાખી નહોતી. સોનારૂપાનાં કામથી ને જવાહિરના તેજથી ભભક મારતું દેવળ નીરખીને અજાણ્યા લોકોના મન આશ્ચર્ય-ચકિત થઈ જતાં હતાં. એવી રચના કૅન્યુટે રચાવીને ઈંગ્લાંડના લોકોમાં અજાયબી ફેલાવી હતી પણ આ પશ્ચિમ ભણીના દેવાલય કરતાં, મહમ્મદે નાશ કરવા ધારેલાં મૂર્તિસ્થાપેલા મંદિરનો મહિમા અને અને રચના મોટાં હતાં.



## ૨

સૌરાષ્ટ્રના નૈઋત્યના કોણના કિનારા પર વેરાવળનું નાનું બંદર અને અખાત આવેલા છે. તેની જમીન ઘણી સરસ, ઘાડી ઝાડીવાળી અને ખેતીવાડીના કામમાં ઘણી ચઢિયાતી છે. આ નાનો અખાત તેના નિર્ભય અને લીલાવાન વાંકને લીધે અને તેની સોનેરી રેતી સદાય તળે ઉપર થયાં કરે છે તેથી કરીને આખા હિંદુસ્તાનમાં તેના સમાન બીજો કોઈ તેની બરાબરીનો અખાત નથી એમ ગણાય છે. તેની દક્ષિણ ભણીની સરહદ ઉપર જમીનનો ભાગ આગળ વધી ગયેલો છે. તેના ઉપર દેવપટ્ટણ અથવા પ્રભાસ નગરી આવી રહી છે. તેને સાંધ્યા વિનાના પત્થરોનો કિલ્લો છે. તેમાં એવડા દરવાજા છે અને પાર વિનાના સમકોણ બુરજોથી તેને રક્ષી લીધો છે. તેમાં લગભગ બે માઈલના ઘેરાવાનું ચોગાન આવી ગયું છે. એ કિલ્લાની આસપાસ પચીસ ફૂટ પહોળાઇની અને સુમારે તેટલી જ ઊંડાઈની ખાડી છે. તેને મોખરે ચણતર કરી લીધું છે. ખાડીમાં જ્યારે ગમે ત્યારે પાણી ભરી દેવાય એવું કર્યું છે. આ શહેરની બધી યોજના તથા ખંડિત થયેલી મૂર્તિઓ જે અહિંતહિં વિખરાએલી પડી છે તેથી અને ઈમારતની બાંધણીની શોભા જે હજી સુધી મસ્જિદો અને

રહેવાના ઘરમાં જોવામાં આવે છે, એ સર્વ આપણે ભૂલ ખાઈએ નહિ એવી ભાષામાં જીતનારાની નવી રીતિ દાખલ થયા છતાં પણ સોમનાથ શહેરના હિન્દુઓનું મૂળારંભપણુ દેખાડી આપે છે. કિલ્લાની ભીંત જે સમુદ્રમાં પડે છે તેની સજ્જડ અને શહેરના નૈઋત્ય કોણના ઊંચા અને સમુદ્રમાં ધપેલા ખરાબા ઉપર મહાકાળેશ્વરનું પ્રખ્યાત દેવળ આવી રહ્યું છે. એનું હમણાં છેક પડી ગયેલું ખંડેર પડેલું છે. તે ઉપરથી તેની યોજના અને બાંધણીની ઢબ અતિ-શોભાયમાન હશે એવી કલ્પના થઇ શકે છે. કેટલેક છેટે સુધી આખી જગ્યા થાંભલાના ટુકડાથી રોકાઈ ગઈ છે. આગળ ચાંચિયા લોકો આ કિનારા ઉપર હરકત કરતા હતા માટે પાસેના વેરાવળ બંદરનું રક્ષણ કરવા સારૂ એના ઉપર ભારે તોપો ચઢાવવામાં આવી હતી. એ ઉપરથી એની બાંધણીની ચમત્કારિક મજબૂતાઇની પરીક્ષા થોડા વર્ષમાં થઈ ચૂકી છે.

સોમેશ્વરના કીર્તિમાન દેવાલયની આ તો હમણાંની સ્થિતિ છે. પરંતુ વિક્રમ સંવત ૧૦૮૦ ના અંતરે જ્યારે આખા આર્યાવર્તમાં સૂર્ય–ચંદ્રવંશી સરખા અતિ પ્રતાપવાન આર્ય અધિપતિઓના અદલ અમલની વિજયવંત ધ્વજા રાજભુવનો પર ફરકી રહી રાજ્યરંગ દર્શાવતી હતી; જ્યારે શંકર સ્વામી સરખા સબળ ધર્મયોદ્ધાના સ્થાપેલા શ્રેષ્ઠ શિવપંથનો પ્રબોધ પવિત્ર આર્યાવર્તમાં પ્રસરી રહી ક્ષમાધર શત્રુઓના શૌર્યને સતેજ કરતો હતો; ત્યારે સર્વ તીર્થમાં મહત્તીર્થ “સોમનાથ”ની અલૌકિક શોભા, દબદબો અને શાંતિ ભરેલી સુંદરતાનો દેખાવ ન્યારો હતો. દ્વારામતિ, બદ્રિકાશ્રમ, શ્વેત-બિંદુ રામેશ્વર અને બહુધા વખાણ પામેલી બનારસપુરીથી સોરઠી સોમનાથનો મહિમા ઝાંખો નહોતો. આર્ય લોકો પંચતીર્થમાં છેલ્લાં

તીર્થને વધારે શ્રદ્ધાથી સંભારતા હતા. શાસ્ત્રપુરાણુમાં સોમનાથનો મહિમા મોટો હતો ને આર્યાવર્તના ઇતિહાસમાં સોમનાથ સંબંધી બહુધા અલંકાર વડે લખાએલી રસયુક્ત કથાઓ હિન્દમાં મધુરા રાગે ગવાતી હતી.

આ અસાર સંસાર સફળ કરવા સારૂ અહોનિશ અસંખ્યાત યાત્રાળુઓ લાંબે અંતરથી અહિં આવતા અને સ્નેહપૂર્વક પ્રખ્યાત સોમનાથની ઝાંખી કરીને સંતોષ પામતા હતા. રાજા, રાણા, ઠાકોરો અને જમીનદારોના રાજ્યકોષમાંથી નાણાંની નિયમિત મદદ આ શિવાલયમાં મળતી હતી તેમ જ તેનું સર્વદા સંરક્ષણ તેમના હિંમત ભરેલા હાથથી થતું હતું.

સોરઠી સોમનાથનું દેવાલય તેના અદ્‌ભૂત બાંધકામથી તથા સ્વર્ગસમાન શોભાથી આર્યાવર્તમાં એક અવાજે વખણાતું હતું. એ કાળમાં ચંચળ આર્ય કારીગરો શિલ્પશાસ્ત્રમાં એક્કા હતા. તેમના સમાન હુન્નરકળામાં અન્ય દેશના ઉદ્યોગી લોકો નહોતા. રાજ-દરબારોમાં આર્ય કારીગરોને સારો આશ્રય મળતો ને તેથી જ નૂતન કળાઓ યોજી કહાડવાને તેમનાથી બની આવતું હતું.

સોમનાથનું સુંદર મંદિર બાંધવામાં એ સૈકાના આર્ય શિલ્પ-શાસ્ત્રીઓએ પોતાની સઘળી શક્તિ કામે લગાડી હતી, અને આર્ય શિવમાર્ગી અધિપતિઓએ લક્ષ્મીની સહાયતા કરવામાં તથા સત્તા-બળ વાપરવામાં કચાશ રાખી નહોતી તેથી આ અદ્‌ભૂત દેવાલય પ્રવાસીઓને પ્રિયકર અને હિન્દવાસીઓને હૃદયંગમ થઈ પડયુ હતું.

દેવાલયનો વિસ્તાર વિશેષ હતો. તેનો દૂરનો દેખાવ ચકચકતા આરસપહાણના ચાંદી સમાન ગિરિરાજમાંથી કોતરી કાઢેલા મહાલય

સરખો દેદીપ્યમાન દીસતો હતો. શિવાલયનો રંગમંડપ રઢિયામણો કરવામાં કચાસ રાખી નહોતી. અડાળીનો ટેકાવ સુંદર અને વિવિધ નકશી કામના રંગબેરંગી મોટા કદના સ્તંભો વડે કીધો હતો. એ સુંદર સ્તંભોમાં હીરાકણીઓ, માણેક, નીલમ અને એવી જ બીજી મૂલ્યવાન ધાતુની કણીઓ જડી લીધાથી ઝળહળ ઝગઝગ થઈ રહ્યું હતું. એવા અદ્ભૂત સ્તંભોની સંખ્યા છસોને સુમારે હતી. દ્વારમંડપમાંથી રંગમંડપમાં અવાતું હતું. રંગમંડપના સુંદર સ્તંભો અને કમાનોમાં ચતુર ચિતારાઓની પીંછીનો અને કાબેલ કારીગરોની કારીગરીનો બહુધા ઉપયોગ થયો હતો. આ મોટા મંડપમાં દશ હજારથી અધિક આદમીઓનો સમાવેશ થઈ શકે એવી યોજના કરી હતી. ત્યાંથી જરા અંદર ચાલ્યા એટલે સોમનાથના નાના પણ અતિ અલૌકિક રંગમંડપમાં અવાતું હતું.

એ મંડપમાં વિપ્ર તથા ક્ષત્રિય વગરના અન્ય વરણને આવવાને માટે અંકૂશ રહેતો. રંગમંડપની ભીંતોપર ચિત્રવિચિત્ર દેખાવો પાડેલા હતા. પુરાણોમાં પંકાએલાં પ્રસિદ્ધ દેવ–દેવીઓનાં પૂતળાંનો દેખાવ મનપસંદ હતો. રંગબેરંગી ચિત્રકામથી જોનારનું ચિત્ત ચકિત થતું હતું. તેની સામેના ગંભીર ગભારામાં પ્રખ્યાત સોમનાથ મહાદેવની ચમત્કારિક સ્વયંભૂપીંડિ હતી. એ પીંડિના ચમત્કારની અદ્ભૂત અને રસીલી કથાઓ આર્યલોકોનાં શાસ્ત્રપુરાણમાં લખેલી હતી; તે ઘર કુટુંબોમાં દંતકથારૂપે કહેવાતી હતી.

ગંભીર ગભારાની શોભા અપાર હતી. તે નકશીનો અને કારીગરીનો નમૂનો હતો. તેની ભીંતોપર અને સુંદર સ્તંભોપર જવાહિર એટલાં તો જડેલાં હતા કે એક ઘૃતના ઝાંખા દિવાથી પણ ઝગઝગાટ થઈ રહેતો હતો.

# સોરઠી સોમનાથ

માણેક, પન્ના અને ઝગહળ થતાં જવાહિરથી ઉભરાતી દિવાલો દેદીપ્યમાન થઈ રહેતી હતી. દેવાલયના અંદરના ગભારામાં દહાડે પણ દિનકરનાં સોનેરી કિરણો પ્રવેશ કરતાં નહોતાં; પણ રૂપેરી દીવીઓની અંદર બળતા ઝાંખા દીવાઓ વડે સૂર્યના અજવાળા કરતાં વધારે અજવાળુ પડતું હતું. સોનારૂપાની નકશીદાર ધૂપદાનીઓમાં અગર બત્તિ આદિ અનેક પ્રકારની સુગંધી બળ્યા કરતી હતી. તેનો સુગંધીમય ધુમ્ર પવન સાથે મળ્યાથી આસપાસની જગ્યાઓ બહેકી રહી આનંદમય દીસતી હતી. દેવળના રંગમંડપમાં જડેલી ચકચકિત ફરસબંધી ઉપર સુંદર, ભક્તિમાન હિંદુ રમણીઓ, સોના, રૂપાના સુંદર અલંકાર, મનહર મોતીની માળા અને હીરચીરનાં વસ્ત્રો પહેરીને સોમનાથનું કોમળ સ્વરે સ્તવન કરતી તથા ઉઘાડે પગે દેવળની પ્રદિક્ષણા કરતી જોવામાં આવતી હતી.

સોમનાથના સુંદર મહાલયના રંગમંડપમાં નિયમિત કાળે પાઠ પૂજા કરવાને ભણેલા ભૂદેવો આવીને બેસતા હતા. ત્રણસો ગવૈયા અને તેટલી જ કંચનીઓ કોકિલ સ્વરથી ગાયન ગાઈ તથા નૃત્ય કળા કરીને ભોળા સ્વયંભૂને રિઝવતી હતી. શિવના બાણને નવડાવવા સારૂ બનારસથી અહિં સુધી ડાક બાંધેલી હોવાથી નિત્ય ગંગાજળની કાવડો ચાલી આવતી ને તે વડે પવિત્ર પીંડિને ક્રિયાસહિત નવડાવીને ભૂદેવો પ્રસન્ન થતા હતા.

નાના પ્રકારનાં પુષ્પો વડે શિવલિંગ છવાઈ જતું હતુ. અત્તર, ગુલાબજળ અને ગંગાજળથી ક્ષત્રિયો અને વિપ્રો બાણને નવડાવતા હતા. સોમનાથનું બાણ આઠ ગજથી વધારે ઊંચું હોવાને લીધે સોનાજડિત નાની સીડી પર ચઢીને જ સ્વયંભૂની પૂજા કરાતી હતી. અભિષેક અને હોમહવન મહાદેવની આગળ દરરોજ થતા

હતા. સાંજસવાર આરતી કરતી વેળાએ ઝાલરો, શંખનાદ, ચોઘડિયાં અને ઘંટ આદિના શબ્દઘોષથી તથા વિવિધ પ્રકારના વાજીંત્રોથી આસપાસની જગ્યા ગાજી રહેતી હતી. દેવળની અંદર બસો મણ સોનાની સુંદર સાંકળે લટકાવેલો એક મોટો ધાતુનો ઘંટ હતો. તે અમુક વેળાએ ક્રિયા કરતાં વગાડવામાં આવતો હતો. તેના ઘણા ઘોરથી આખું દેવાલય ગાજી રહેતું તથા અંદરના લોકોના કાન બહેર મારી જતા હતા. ચાર ચાર ઘટિકાએ સોમનાથના મંદિરની મોટાઈ બતાવવાને સારૂ નોબતો વાગતી, તેથી તથા નાના પ્રકારના વાજીંત્રોના મનહરણ અવાજથી દરરોજ જોવા જોગ દેખાવ થતો હતો. આ વગેરે અનેક તરેહની ધામધૂમ ને રચના સોમનાથના સુંદર મંદિરમાં થતી હતી. આ સઘળું દેવમંદિરનું લાખો રૂપિયાનું ખરચ આર્ય રાજા-રાણાઓએ બે હજારથી વધારે અર્પણ કરેલાં ગામોની પેદાશમાંથી થતું હતું હતું.

આ મોટા દેવળ ફરતાં અસંખ્યાત નાનાં દેવાલયો આવી રહ્યાં હતાં. તેનું ગગનમાં ઝોકાં ખાતું શિખર તેની પછવાડેના દરિયાની આસમાની આકાશ કક્ષાથી પાર નીકળી ગયેલું દેખાતું હતું. તેની ટોચ ઉપર શિવની ભૂખરી ધ્વજા ફરકારા દઇ રહી હતી. તેનો દ્વારમંડપ, રંગમંડપ અને શંકુ આકારનો ઘૂમટ તથા તેની ચોગરદમ ફરતો ચોક ને થાંભલાએ ટેકાવેલી અડાળીઓ, તે સાથે વળી ગ્રહની સાથે ઉપગ્રહ હોય તેમ તેની ફરતે અગણિત નાનાં દહેરાં, એ સર્વ વડે સોમનાથનાં મનમાનતાં દેવાલયની અતિ રળિયામણી શોભા ખીલી ઊઠી હતી. સાંજના સમયે સવિતા નારાયણના ઝાંખાં સોનેરી કિરણો આ મહાલયના ગગને અડેલાં શિખર પર પડવાથી તેના સોનેરી કળશો ચળકી રહેતા હતા.

# સોરઠી સોમનાથ

સોમેશ્વરના પ્રચંડ દેવાલય અને તેની આસપાસ આવી રહેલી જગ્યાનું સંરક્ષણ કરવા સારૂં કાળમીંઢ પત્થરની મજબૂત કિલ્લેબંધી કરી હતી. કિલ્લાની દિવાલોને જુજજુજ અંતરે અષ્ટકોણના ભયભીત કરે એવા બુરજો બાંધેલા હતા.

અસંખ્યાત પાળા–સિપાઇઓની સેના સમાવી શકે એટલો ચોકનો વિસ્તાર હતો. જરૂરની વેળાએ ઉપયોગમાં આવે એવી બચાવની ખાડી કિલ્લા ફરતી ખોદી રાખેલી હતી. તેમાં પાણી ભરવામાં આવતું ત્યારે એક સમુદ્ર સરખો દેખાવ બનતો હતો; અને તેથી દુશ્મન માટે સોમનાથના દેવળપર એકાએક હુમલો આણી શકાય એટલી સહેલાઇ અને સગવડતા નહોતી.

કિલ્લાની અંદર એવડી ગઢી હતી. તેમાં વ્યાપારીઓની, માળીઓની, પૂજારીઓની અને બીજા દેવળનાં માણસોની દુકાનો તથા રહેવાના ઘર આવેલાં હતાં. ઘણા ઉદ્યોગી લોકોને દેવળના માણસોથી, નોકરોથી અને જાત્રાળુઓથી સારી કમાણી મળતી હતી. અંદરની ગઢીમાં ઘણું કરીને સોમનાથની સેવામાં તત્પર રહેનારા લોકોની વસ્તી હતી. તેમના વપરાશ સારૂં સુંદર બાંધણીની વાવો અને મોટા કદના કૂવા તથા તળાવો બાંધેલાં હતા. તે વખતોવખત મોટા કામના થઇ પડવાનો સંભવ હતો.

જુદા જુદા રજપૂત રાજા તરફથી મંદિરના રક્ષણ સારૂ શૂરા રજપૂત સિપાઇઓની સારી સહાયતા હતી. એવી સામટી સહાયતા વડે એકઠી થયેલી સેનાની સંખ્યા સારી હતી. આ સિવાય મંદિરની પેદાશમાંથી પણ સેંકડો હિન્દી સિપાઇઓ રાખેલા હતા. તેઓ સઘળા ઘણું કરીને શિવમાર્ગી હતા. તેમના બાહુબળ વડે સોમનાથનું ને તેમાં વસતા ક્રોડાધિપતિ વ્યાપારીઓનું જોઇએ એવું રક્ષણ થતું હતું.

# સોરઠી સોમનાથ

વરસો વરસ શ્રાવણ માસમાં અમાસ–પૂનમે, તથા સૂર્યચંદ્રના ગ્રહણના જોગની વેળાએ સોરઠી સોમનાથમાં મોટો મેળો ભરાતો હતો. એ મેળામાં આવનારા આર્યપુત્રોની સંખ્યા સુમાર વગરની હતી. આર્યાવર્તના ઉત્તર કિનારા પર આવેલા હિમાલયની તળેટીથી દક્ષિણ છેડા પર આવેલ શ્વેતબિન્દુ રામેશ્વરના કાંઠા સુધીના અને આર્યાવર્તના પૂર્વ પશ્ચિમ દરવાજા સુધીના ભક્તિમાન શ્રદ્ધાળુ શિવ-માર્ગી આર્ય સ્ત્રી પુરૂષો મેળાના મહોત્સવમાં ભાગ લેવાને સંખ્યા-બંધ આવતાં હતાં. તેમની સંખ્યા ઘણીખરી વાર પાંચ લાખથી વિશેષ અંકાતી હતી. આવા મોટા મેળામાં અથવા મહોત્સવમાં ત્રણસો કરતાં વધારે હજામોની જરૂર જણાતી હતી.

મહોત્સવ વગર દરરોજ નદીના પ્રવાહની પેઠે આર્યોની સંખ્યા સોમેશ્વરની ઝાંખી કરવાને આવતી હતી. આર્ય અધિપતિઓ પોતાના લાવલશ્કર સાથે લાંબી મજલનો પરિશ્રમ વેઠીને પ્રભાસપાટણના આ પ્રસિદ્ધ દેવાલયની પ્રદક્ષિણા કરવાને ચાહતા હતા. શિવધર્મના ભક્તિમાન લોકો સમજતા કે એકવાર સોમનાથની ઝાંખી કર્યા સિવાય આ મનુષ્યાવતાર લીધો ન લીધો સરખું છે. મુકુટધારી મહિપતિઓ પગે ચાલીને પોતાની માનતા પૂરી કરવાને વારંવાર અહિં સુધી આવતા હતા. મનુષ્યોની અતિ આવજાને લીધે પ્રભાસ પટ્ટણના ઉદ્યોગી લોકોને સારો તડાકો પડતો હતો.

માળવા અને પર મુલકના પરદેશી વ્યાપારીઓ અનર્ગળ કીમ-તના માલની વણઝારો ભરીને મહોત્સવ અથવા મેળાની વેળાએ સારી કમાણી કરવાને આવતા અને તેમાં મનમાનતી રીતે ફાવતા હતા. જોઈએ એવી નાની મોટી કીમતની જણસો મેળામાં વેચાતી મળતી ને જોતજોતામાં હજારો રૂપીઆની કીમતના માલનો ઉઠાવ

થઈ જતો હતો. આવી જગપ્રસિદ્ધ જગ્યા અને જોવાજોગ જાત્રાનો મહિમા ચારે દિશાએ જ્યાંને ત્યાં ગવાતો હતો.

આર્યભૂમિમાં વૈષ્ણવ પંથ કરતાં એ અવસરે શિવમાર્ગ પર લોકોની વિશેષ શ્રદ્ધા હતી. અઢારે વર્ણના નીચ ઉચ્ચ હિન્દુઓ ભોળાશંકરની ભક્તિમાં લીન થયેલા હતા. તેઓ મહાસમર્થ શંકરાચાર્યના દિગ્વિજયની અદ્દભૂત રસ ભરેલી કથા–વાર્તા શ્રવણ કરવામાં પોતાના અવકાશનો સમય ગાળતા હતા. આર્ય અધિરાજાઓ શિવને એકસ્વરે આરાધતા અને ઇષ્ટ દેવ તરીકે ભોળા સ્વયંભૂની પ્રેમપૂર્વક પૂજા કરતા હતા.

સોરઠમાં દરિયામાં આવેલી દ્વારામતિ, ગગને અડેલાં ભૂરાં શિખરોવાળો ગિરિવર ગિરનાર, પારસનાથની ચમત્કારિક મૂર્તિઓ ને દેવળોની રમણીય શોભાને લીધે પ્રસિદ્ધ થયેલો શત્રુંજય પર્વત અને સર્વ દેવમા શ્રેષ્ઠ દેવ એવા જે સોમેશ્વર; તેની કીર્તિ દેશ વિદેશ પ્રસરી રહી હતી. સોમનાથ મહાદેવના મહિમાના શાંત રસ ભરેલાં ગીત, આર્યભૂમિમાં ગોરાં મુખડાંવાળી સુકુળની આર્ય સુંદરીના કોકિલા સ્વરથી ગવાતાં અને દરેક સોમવારે ઘેરઘેર આનંદ ઉત્સવ થઈ રહેતો હતો; તથા સંધ્યા સમયે મંગળ શિવમંદિરોની અંદર મંગળ સ્તવનો ગવાતાં હતાં.

આર્ય અધિપતિઓના દરબારોની રીદ્ધિસિદ્ધિ ને શોભા કરતાં સોમનાથના શિવાલયનો ભપકો ભારે હતો, એમાં કશો શક નથી. દેવળનો દબાદબા ભરેલો દેખાવ જોઈને દેશીપરદેશી લોકો અંજાઈ જતા હતા. હજારથી વધારે હાથીઓની લંગર ને લંગર સોનાની સાંકળો વડે બાંધેલી સોમનાથના દેવળની આસપાસ ઝૂલી રહી હતી. ઘણા સુંદર સોરઠના ઘોડા પાયગામાં હણહણતા હતા. ગાયો,

ભેંસો આદિ પશુઓનો પણ પાર નહોતો. આ સઘળી સોમેશ્વરની મિલકત ગણાતી અને તેનું માલિકીપણું સોમનાથના ગોસંઈ મહંતના હાથમાં હતું. આ સિવાય અનેક તરેહની મૂલ્યવાન ભેટો વાર વિશેષે આર્ય અધિપતિઓ ને આર્ય શ્રીમંતો તરફથી આ મહાલયને મળતી; તેથી તેનો મહિમા દિનપ્રતિદિન વધારવાને બની આવતું હતું.

જગવ્યવહારથી વિરક્ત થયેલા જોગી–ખાખી અને સંસાર ત્યાગ કરી બેઠેલા સંન્યાસીઓના આશ્રમો તથા મઠો સોમેશ્વરની ભૂખરી ધ્વજાની પવિત્ર છાયામાં આવેલા હતા. તેમાં સેંકડો અબધૂત જોગેશ્વરો તપધ્યાનમાં તથા ક્રિયાકર્મમાં મચેલા હતા. એ જોગીઓ કાંઇ આજના જોગીજતિઓના જેવા જૂઠાં આચરણ ધારીને બેઠેલા નહોતા. પણ તેઓ તો ઈશ્વરી ભક્તિમાં લીન થયેલા અને શાંતિરસમાં ડૂબેલા હતા. સંસારના સંકટથી ઉદાસ થયેલા ક્ષત્રિ, રજપૂતો, સંસાર વ્યવહારની મોહ ભરેલી માયા મૂકી દઇને સોમેશ્વરમાં પોતાની જીંદગાની પૂરી કરવાને સારૂ વસેલા હતા. ઘણાખરા રાજપુત્રો અને ઠાકોર–જમીનદારો રાજીખુશીથી રાજ્યસત્તા છોડી દઈને તથા રાજ્યસુખ અને ખરા વૈભવનો ત્યાગ કરીને સોમેશ્વરની ભક્તિ સાધવાને ભગવાં વસ્ત્ર ધારણ કરી રહ્યા હતા. એવી રીતે શિવ સંપ્રદાયને માટે પ્રભાસપુરી જેમ પ્રખ્યાત હતી તેમ વૈષ્ણવોને પણ તે કાંઈ ઓછી અગત્યની નહોતી.

શ્રી કૃષ્ણ ભગવાન પ્રભાસપટ્ટણના પ્રસિદ્ધ પીંપળા તળે પારધીના હાથથી દેહ તજીને ગોલોકમાં ગયા તેનું માહાત્મ્ય પણ વૈષ્ણવોમાં આજ સુધી મોટું છે. આર્યાવર્તવાસી વૈષ્ણવો દ્વારામતિથી અધિક મહિમાવાળું આ પ્રખ્યાત સ્થળ માને છે તે યથાઘટિત છે. મદ્યપાન કરીને કરોડો જાદવો માંહોમાંહે લડીને કપાઈ મૂઆ તે જગ્યા અહિં

જ છે. જાદવાસ્થળીની કરૂણાજનક કથા આર્યલોકોમાં અજાણી નથી. એવા અનેક ગાઢ સંબંધને લીધે પ્રભાસપુરી ને સોમેશ્વર મહાદેવનું મહાલય આર્યાવર્તમાં પ્રસિદ્ધ હતું. દેશી લોકો તેનો મહિમા ગાતા અને પરદેશી લોકો તેની અખૂટ દોલત, રૂડી રચના અને સ્વર્ગ સમાન શોભાથી વિસ્મય પામતા હતા. આ મોટો મહિમા તોડવાને તથા તેની અખૂટ દોલત તાણી લાવવાને તેઓ દરેક તકે તત્પર હતા; પણ જેવાતેવા બળથી અને હુમલાથી સોમેશ્વરની સત્તા સર કરાય એવું નહોતું; તેથી પરદેશથી લૂંટારા લોકો તથા પડોશના લોભી અને જોરાવર રાજાઓ પોતાનો લોભ ઠંડો પાડીને અહોરાત્રિ સોમનાથની શોભાના અદ્દભૂત સ્વપ્ન જોતા હાથ ઘસતા હતા. આવું મૂર્તિ-પૂજકોના ધર્મનું ધામ મહમ્મદ સરખા લોભી–લૂંટારા રાજાને લલચાવવાને માટે બસ હતું.



૩

ગઝનીમાં સપ્ટેમ્બર માસની શરૂઆતથી જ શૂરવીર લડવૈયા લોકોની આવજા અને ભરતીથી ગિરદી તથા ગરબડ થવા માંડી. મહોલ્લાઓ અને બજારો તૂર્ક સિપાઇઓથી અને પહાડી લૂંટારાઓથી દરરોજ ઊભરાવા લાગ્યાં. તાબાતળેના તાલુકાઓમાંથી ચૂંટી કાઢેલી લડવૈયા લોકોની ટોળીઓ આવવા લાગી. પહાડની વિકટ ગુફાઓમાંથી પહાડી સરદારો પોતપોતાના જંગલી ટોળાંને લઇને ગઝનીમાં ભરાવા લાગ્યા. શૂરા સિપાઈઓ વાંસળી અને પાવા વગાડતાં શૌર્યરસ ભરેલાં ગીતો ગાતાં ગાતાં આનંદમાં ઘૂમવા લાગ્યા. કાબુલી લૂંટારા અને લુચ્ચા લોકો પણ લૂંટની લાલચે સુલતાન મહમ્મદની સેના જોડે જોડાઇ ગયા. "લૂંટો હિન્દુસ્તાનને, તોડી પાડો તેમના ધર્મનાં મકાનોને, પાડો તેમનું સોરઠી સોમનાથનું સુંદર મંદિર, અલ્લાહ આપણો નિગેહબાન છે." એવા એવા પોકારોથી ધર્માભિમાની ઇસ્લામીઓ ગઝની સરખા ગંભીર શહેરની હવા ગજાવી મૂકવા લાગ્યા ખાણાંપીણાં

અને નાચરંગ, તમાશાના અખાડા અને બીજી મોજમજાઓ મોટા પાયા પર ચાલી રહી. કાફીખાનાં અને નાટકશાળાઓનાં મકાનો સંખ્યાબંધ સિપાઇઓથી ઉભરાવા લાગ્યાં. મસ્જિદો અને ધર્મશાળાઓએ લશ્કરી છાવણીનું રૂપ લીધું અને તેવાં મકાનોમાં પર તાલુકામાંથી આવનારી ફોજના માણસોને રાખવાની સુલતાન મહમ્મદે ગોઠવણ કરી રાખી. લૂંટફાટની લાલચે ખેડૂતો અને બીજા ઘણા લોકો ધંધાપાણી તજી દઇને લશ્કર સાથે મળી ગયા. ધંધાદારી ઇસ્લામીઓ સુલતાનની સેનાનો જય ઇચ્છવા લાગ્યા. ધર્માભિમાની મુસલમીનો, ખલીફો અને મોટા મુલ્લાંઓ ધર્મનાં વાકયો સંભળાવી સંભળાવીને ઉશ્કેરવા લાગ્યા. તેની ફોજમાં અરબી ભાષા, આરબ્બી જુસ્સો અને મુખ્યત્વે આરબ્બી ઉપદેશકો જ હતા. "હિન્દુ ધર્મનું નિકંદન કરવા, મૂર્તિપૂજકોએ સ્થાપેલાં મંદિરો તોડવાને હિન્દ પર દોડી જાઓ; એક વિકરાળ વાઘની માફક સામે થનારા હિન્દુને ચીરી નાખો. હિન્દુઓના લોહીના તરસ્યા મુસલમીનો આ પ્રમાણે પોકારો કરીને ઉશ્કેરણી ફેલાવવા લાગ્યા. સિપાઇઓ સગાંવ્હાલાં અને કુટુંબકબીલાને મળી ભેટીને છેલ્લી મુલાકાત લેવા લાગ્યા. તરતની પરણેલી પ્રિયાને પરહરીને "પરમેશ્વર લાવશે તો પાછો જીવતા આવીશું;" એવા પક્કા વિચારના જુવાન મુસલમીનો લડાઇમાં જવાને તત્પર થયા.

વાજાંગાજાંના નાદથી અને શૂરા સિપાઇઓના સાદથી ગઝની શહેર ગાજી રહ્યું. નગરમાં ઊભા રહેવાની જગ્યા પણ ન રહી. નગર બહાર દેરાતંબૂઓ ઠોકાવા લાગ્યા. હાથી, ઘોડા અને ઊંટની અલ્પકાળમાં અજાયબી ભરેલી સંખ્યા આવી મળી અને અફઘાન ભૂમિ તથા તેની આસપાસનાં ઇસ્લામીઓ લડવા ને-ધર્મનો ઝંડો ફરકાવવાને અસ્રશસ્ર સજીને સાવધાન થવા લાગ્યા.

# સોરઠી સોમનાથ

આ સઘળું સુલતાનની છૂપી તૈયારીનું પરિણામ માત્ર હતું. સોમેશ્વરની સત્તા તોડી નાખીને હિન્દુ ધર્મને અપમાનીત કરવાની મહમ્મદ ગઝનવીની તથા તેના મદદગાર મંત્રીઓની મુરાદ હતી. તેણે ઘણા દહાડાથી આ પ્રમાણે છૂપી તૈયારીઓ કરવા માંડી હતી. ઓળખીતા અને અંતરના સંબંધવાળા અધિપતિઓને અરજ પત્રિકાઓ પાઠવીને માણસોની મદદ માગવામાં આવી હતી. આસપાસના ખંડિયા તાલુકદારોને અગાઉથી કહેણો કહાવીને પોતપોતાની સેનાસહિત બોલાવ્યા હતા. મોટા મોટા મુલ્લાંઓની મારફતે મુસલમીન ધર્મના મુખ્ય મુખ્ય સ્થળોએ આમંત્રણ મોકલાવીને આ ધર્મના ધીંગાણામાં જોડાવાને, ઈસ્લામીઓને નમ્રતાભરેલી અરજ કરી હતી, તથા પોતાની સત્તાતળે વસનારાં પહાડી ટોળાંઓને હાજર રાખવાને મહમ્મદે હાકેમો પર તાકીદના હુકમો કહાડચા હતા તેથી ધાર્યા કરતાં આદમીઓની મોટી સંખ્યા મહમ્મદના મુખ આગળ હાજર થઈ હતી. એ સંખ્યા ૩૦ હજાર તૂર્ક ઘોડેસ્વારો, તીખા સ્વભાવના આરબ તથા ઈરાની તીર મારનારાઓ અને બીજા ધર્મનિષ્ઠ પણ લૂંટારા તથા હિન્દુઓના હડહડતા વિરોધી ઈસ્લામીઓમાં સમાએલી હતી.

હિન્દુસ્તાનની સરહદ પર પગ મૂકતાં પહેલાં ૧૭૫ ગાઉનું વિકટ જંગલ પસાર કરવાનું હતું. એ રણમાં રેતી અને કાળી ચીકણી માટી હતી; તેને લીધે કયાંય ઘાસ, પાણી કે ઝાડપાન ન હતાં. મહમ્મદે તેથી પોતાના સિપાઈઓને ચારો, ચંદી, પાણી અને બીજો અગત્યનો દરરોજના ખપમાં આવે એવો સરસામાન સાથે રાખવાની સલાહ અને સૂચના આપી હતી.

એક શૂરા અને સાવધ સેનાપતિ તરીકે ટકી શકવાને સુલતાન મહમ્મદ સર્વ પ્રકારે યોગ્ય હતો, તેથી સેનાની સરદારી પોતે લીધી અને પહાડી ટોળાંઓ પર પહાડી સરદારોની જ સરદારી રાખીને હિન્દ પર કુચ કરવાનો દહાડો મુકરર કીધો. અહમદ મેમૈદી પર મહમ્મદની મમતા ઘણી હતી તેથી તેના હાથમાં અફઘાન મુલકની સત્તા સોંપીને પોતાના સરદારો અને પાટવી પુત્રસહિત સુલતાન સાવધ થયો. કુચ કરવાના દિવસે ગઝનીમાં ગંભીર દેખાવ થઇ પડ્યો, વેપાર રોજગાર મૂકીને નાના મોટા લોકો સુલતાનના લશ્કરની કુચ જોવાને ટોળે મળ્યા. આતુર માતાઓ પોતાના વ્હાલા બેટાઓને આશીર્વાદ દેવાને એકઠી મળી. પ્રેમમાં ગળી ગયેલી પ્રમદાઓ, પોતાના પતિનો વિજોગ વિસારી દઇને ગળગળીત વચને આ ધર્મનું કામ વહેલાં કરી વહેલાં વળવાની વાણી વદવા લાગી. મસ્જિદોમાં મહમ્મદના ખાસ હુકમથી વડા મુલ્લાંએ “ખુદા આ કામમાં સાનુકૂળ થાય” એવી પ્રાર્થના કીધી. દળ કટક ઉપાડવાનો દેખાવ અને સેનાનો દમામ જોવા જેવો હતો. હજારો હાથી, ઘોડા, બોખારાના બદામી રંગનાં વીસ હજાર ઊંટો અને પાળાનો તો પાર નહોતો. સુલતાનની સ્વારી શત્રુઓના પગ નરમ કરી નાખે એવી હતી. ધર્મનું ડોળ ધરાવનારા દર્વિશો અને મુલ્લાં–ફકીરોની સારી સંખ્યા સેના સાથે લીધી હતી. કુચ કરતી વળાએ સેનાને માર્ગમાં અનેક પ્રકારના શુકનો થવા લાગ્યા; એ જોઇને અબુલ-અબ્બાસ અને બીજા વહેમી સરદારોને તથા ઇસ્લામીઓને સંતોષ થયો.

મજલ પર મજલ કરતાં સુલતાન મહમ્મદની સ્વારી ઘણે દિવસે “ડેરા ઇસ્માઇલ” ના ઊંચા પહાડોની ખીણોમાં આવી લાગી. એ ઊંચા પહાડોનો રસ્તો ઘણો વિકટ છે. તેનાં શિખરો પર સર્વકાળ

બરફ રહે છે. ને ગ્રિષ્મકાળમાં એટલો ગળી પડે છે કે પંથ કાપતાં પ્રવાસીઓને આખા ને આખા ગળક કરી દે છે, અથવા શિયાળામાં બરફની ઠંડીથી ઠરીને શીંગડું થઇ જાય છે. મહમ્મદની સેનાને આવું સંકટ બહુ ખમવું ન પડયું તેના બે સબબો હતા. એક તો ચોમાસાની ઋતુ તરતની પસાર થયાથી શિયાળાની સખત ઠંડી પડવાની શરૂઆત હતી. ઘણી ઠંડી પડે તે અગાઉ જ તેની સેના આ વસમી વાટ વટાવી રહેવા આવી હતી, અને બીજુ કારણ અફ઼ઘાનીઓ આ દેશના જ રહેવાસી હોવાથી તેમના શરીર બરફ અને ઠંડીની અસર ખમી શકવાને શક્તિવાન હતાં. ગાડી અગર બીજાં વાહનો વડે આ વિકટ વાટ કપાતી નથી, પણ ખચ્ચર, ઊંટ અથવા ઘોડાઓ વગર હરકતે પહાડી ભોંય પસાર કરી શકે છે.

આ ખીણો અને પહાડોનો દેખાવ સુંદર છે. તેમાં સવાર અને સાંજની શોભા અદ્દભૂત બને છે. સવારના પ્રહરમાં સૂર્યનાં કિરણો પર્વતનાં ઊંચાં શિખરો પર પડવાથી રૂપેરી બરફને લીધે બમણાં ચળકે છે. નીચે જુઓ તો આંખે અંધારા આવે એવાં પાતાળે પહોંચેલાં ઊંડાં કોતરો હોય છે, તેથી ડુંગરોની ધારો અથવા ટેકરીઓ ચઢતાં જો ભોગજોગે પગ છટકયો તો સોએ વર્ષ પૂરાં થઇ જાય.

પહાડી અફઘાનો અને કાબુલીઓ આ પહાડના અંધારાં કોતરોમાં અને ખીણોમાં પોતાનું વહાલું રહેઠાણ પસંદ કરીને પડયાં રહે છે. તેઓમાંના ઘણા ખરા નિર્દય હૃદયના અને જંગલી સ્વભાવના હોય છે. ખૂન કરતાં પણ ડરતા નથી. જરાજરા વાતમાં માણસનું ખૂન કરે છે. ઘણા માણસો મારીને લોહીથી હાથ ખરડાય તેમાં જ મરદાનગી રહેલી તેઓ માને છે. માતાના ઉદરમાંથી જ તેઓ મરદાનગી લઇને અવતરે છે. એવા જંગલી લોકોનાં ટોળાં પર

એક સરદાર હોય છે. તેને એક રાજા સરખું માન આપે છે તથા તેના હુકમમાં દરેક હાજર રહે છે. એ લોકોને સ્વતંત્રતા બહુ ગમે છે તેથી કોઈ સરદારના તાબામાં સ્થિરવાસ કરીને વસતા નથી મરજીમાં આવે ત્યાં ફરતા ફરે છે, અને મુકામ કરીને પડયા રહે છે. આવા અસંખ્યાત લોકો લૂંટફાટની લાલચે અને ધર્મના કામને ટેકો આપવાની ધારણાથી સુલતાનની સેનાને મળતા ગયા. ધર્મના કામમાં મરવાથી જીવતાં જશ અને મૂઆ પછી મુક્તિ મળે છે, એવું એ લોકો સમજતા હોવાથી પાણીના પૂરની પેઠે અફઘાનોનું પૂર વધતું જ ચાલ્યું.

વિચિત્ર પહાડોની લાંબી હારો વટાવીને મહમ્મદની સેના અટક નદી આગળ આવીને અટકી. અટક અથવા સિંધુ નદી હિન્દની મોટી નદીઓમાં મોટી છે; તેથી નદીને બદલે નદ નામથી તેને બહુધા જન ઓળખે છે. હિમાલયના ગિરિરાજમાંથી પ્રકટીને અરબી સમુદ્રને આ નામાંકિત નદ મળે છે. તેની અંદર દરેક ઋતુમાં માપી ન શકાય એટલું પાણી રહે છે. તેનો વેગ વિશેષ હોય છે. મોટા લાકડાં ને મૂળસુદ્ધાં ગંજાવર વૃક્ષો ઉખેડીને તાણી જાય છે. તેમાં મોટા મોટા મગર અને અજાયબ તરેહનાં માતેલા મચ્છો રહે છે. પાણીનું તાણ જબરૂં રહે છે તેથી કરીને સામે કિનારે આવી શકાતું નથી. મહમ્મદની મોટામાં મોટી મુશ્કેલી આ નદ ઊતરવાની હતી. હજારો લડવૈયા લોકોને તેમનાં સરસામાન તથા વાહનસહિત સહિસલામત હિન્દના કિનારા પર ઉતારવાનું દેખીતી રીતે જ વિકટ હતું; પણ સાહસ આગળ મહાભારત કામ પણ અટકી રહેતું નથી. મહમ્મદ મોટા સમુદ્ર ઓળંગતા હાર ખાય એવો કાચી હિંમતનો નહોતો. હિંમત આગળ પહાડ પર્વતો કૂદી જવા એ મુશ્કેલ નથી; તો આ નદ ઊતરતાં મહમ્મદ કેમ ગભરાય?

# સોરઠી સોમનાથ

સુલતાન મહમ્મદે અગમચેતી વાપરીને સિંધુ નદ ઊતરવાની સામગ્રી તૈયા રાખી હતી. બબ્બે ચાર ચાર માણસો સમાય એવા મછવાઓની મોટી સંખ્યા તેની પાસે હતી. તે સિવાય પખાલો, તુંબજાળો આદિ તરવાનાં સાધનોનો તોટો નહોતો. ઊંટ આદિ મોટાં જાનવરોને ભરતીનું પાણી ઓછું થયા પછી નદ ઊતરતાં અડચણ નહોતી તેથી મહમ્મદે એ દિવસ શાંતિ ભોગવી નદ ઊતર-વાનો નિશ્ચય કીધો.

દર પૂનમે નદીમાં દરિયાનો મોટો જુવાળ આવે છે. તે વખતે સિંધુ નદી મહા સાગરનું રૂપ લે છે અને તેના મીઠાં નીર ખારાં બની જાય છે; પણ અજાયબી સરખું એ છે કે ભરતી અને ઓટની વેળાએ નદીના તળિયાનું નીર મીઠું જ રહે છે. વહેમી લોકો સિંધુ માતાનો આ ગેબી પ્રતાપ સમજે છે પણ સમજુ માણસો એવો પ્રતાપ સાચો માનવાને કશું કારણ નથી જોતા. નિમકવાળું નીર હલકું હોય છે. અને તેથી મીઠાં ભારે પાણીની ઉપર દરિયાનું ખારૂં પાણી રહે તેમાં નવાઇ નથી. મહમ્મદને નદીના કિનારા પર બે દહાડા અટકી રહેવાનું કારણ પણ પૂનમનો જુવાળ હતો. પૂનમનો શીતળ શશી જેમ જેમ આકાશમાં માથે ચઢતો તેમ તેમ જોસમાં નદીનો જુવાળ વધતો ગયો. બરાબર બાર વાગે પૂર્ણ ભરતી થઈ રહી. નદીમાં મહાસાગર મળવાથી ઘણા માઇલના કિનારામાં પાણી પાણી થઇ રહ્યું. પહાડોના પથરા અને ભેખડો સાથે નદનાં મોજાં અફળાયાથી કાન બહેરા કરી નાખે એવો ઘોંઘાટ થતો હતો. નદ પોતાનું નીર મહા સાગરભણી રેડવાને મોજાં ફેંકતી ને મહાસાગર મોટાં જોરથી મોજાં પાછા હઠાવીને પોતાના ગગને અડે એવાં મોજાં નદીમાં જોરથી દાખલ કરીને દમામ બતાવતો હતો. નદીના નીરમાં સુંદર શશીનાં સોળે કિરણો

પડવાથી રૂપેરી ચળકાટ થઈ રહ્યો હતો. નદીના ગંભીર ઘોંઘાટ સિવાય આસપાસ સઘળે શાંત હતુ. ધાડી ઝાડી અને ઊંચા પહાડોની હારો કાચા પોચાને ભય પમાડે એવી ભયંકર હતી. તેમાંથી ભયંકર પ્રાણીઓ વાઘ, વરૂ આદિની ગર્જના વખતોવખત કાન પર આવતી હતી.

મહમ્મદે મોટી છાવણી નદીના ઊંચા કિનારા પર કીધી હતી. છાવણીનો જાપ્તો સારો હતો. છાવણી ફરતી ઘોડેસ્વારોની ટુકડીઓ ફેરા મારીને રક્ષણ કરતી હતી. સુલતાનનો તંબૂ છાવણીની વચમાં હતો. તેના સોનેરી કળશ પર શશીનાં રૂપેરી કિરણો પડવાથી અચ્છો દેખાવ થયો હતો. તંબૂની આસપાસ જાડાં કપડાંની દિવાલ કરી લીધી હતી તેથી તંબૂનો સારો બચાવ થતો હતો. અચાનક ચઢી આવીને દુશ્મનો છાપો મારશે એવો ભય નહોતો પણ જંગલી જાનવરોનો જબરો ભય હતો તેથી કરીને જ્યાં ત્યાં અગ્નિ સળગાવીને મોટાં તાપણા કર્યાં હતાં. હાથી, ઘોડા અને ઊંટ વિગેરેના ભિન્ન ભિન્ન અવાજો વડે અને લશ્કરી લોકો વાતચિત કરતા હતા તેને લીધે છાવણીમાં જરા ગરબડ થતી હતી. એ ગરબડમાં એક હસવા સરખા બનાવથી મધ્યરાત્રિએ વધારે ગરબડ વધી ગઇ. લડવૈયા લોકો હથિયારબંધ થઇને ન્હાસભાગમાં પડયા. ઘણા સિપાઇઓ પોતાના અસ્ત્રશસ્ત્ર સંભાળીને સાવધ થયા. "દોડો દોડો દુશ્મન ચઢી આવ્યો છે." એવો પોકાર છાવણીમાં થઇ રહ્યો. સુલતાન અને તેના નાના મોટા સરદારો ઊંઘમાંથી જાગી ઊઠયા અને જ્યાંથી વધારે બુમો આવતી હતી તે ભણી મશાલો સળગાવીને સુલતાન સાથે દોડી પહોંચ્યા. જુએ છે તો એક ઘરડા સિપાઇની આસપાસ સેંકડો સિપાઇઓ ફરી વળ્યા છે. તે તેને જોઇ માંહે માંહે હસે છે. સુલતાનને નજદિક આવતો નિહાળીને સર્વે સિપાઇઓ દૂર ખસી ગયા. પેલા ઘરડા

માણસનો ચહેરો સુલતાનના તાપથી ફગલાઇ ગયો; અને તેના પગમાં માથું નાખીને માફી માગવા લાગ્યો સુલતાને બુઢ્ઢા સિપાઇને હાથ ઝાલીને ઊભો કર્યો અને આ સઘળી ગરબડ થવાનો ખુલાસો માગ્યો.

"ખુદાવંદ માફ કરો. આપના ગરીબ સિપાઇની એક ભૂલથી આ ગરબડ ઊપડી છે અને છાવણીમાં ગભરાટ મચી રહ્યો છે." સિપાઇએ સુલતાનને નમીને નમ્રતાથી જવાબ આપતાં કહેવા માંડયું. "સુલતાન સાહેબ, કાલે હિન્દના કિનારા પર પગ મૂકવાનો છે એવું જાણીને અમે અત્યંત હર્ષાતુર થયા અને સરખેસરખા દોસ્તોએ મળીને ખાણું કીધું. ત્યાંથી ખાઈ પીને હું મારા તંબૂમાં મોડી રાતે સૂવાને સારૂ આવ્યો, અને ખાણા પર ખૂબ હાથ મારવાથી તરત જ હું ભર ઊંઘમાં પડયો. આપ નામદાર જાણતા હશો કે મિષ્ટાન્ન અને ભારે પકવાન પેટ ભરીને જમવાથી ઘણી વાર અજીરણ અથવા અપચો થાય છે. અપચાને લીધે ઊંઘમાં ભયંકર અથવા અજાયબી ભરેલાં સ્વપ્નાં આવે છે. મેં પેટ ભરીને ઊંચુ ખાણું ખાધું હતું, તેથી અજીરણની અસર થઈ અને એ જ અસરમાં આપ નામદાર મારા પર હસશો એવું સ્વપ્નું આવ્યું. જાણે આ સામેની ઝાડીમાંથી એક મોટો વિકરાળ દેખાવનો સિંહ છાવણી ભણી દોડતો આવ્યો અને મારા વ્હાલા ઘોડાને વીજળીના વેગથી ઉપાડીને ચાલતો થયો. છાવણીની બીજીમેર જોઉં છું તો હિન્દની બળવાન ફોજ 'મારો મારો' એવા પોકાર કરતી આપણી છાવણી પર ઓચિંતી તૂટી પડી કેટલાક હિન્દુ સિપાઇઓ મારા તંબૂમાં આગ લગાડીને મને પકડી લેવાને ધસ્યા. મોટા ભયથી હું જાગી ઊઠયો અને બનતો બચાવ કરવાને તત્પર થયો. મેં ઘણી આંખો ચોળીને આસ-

પાસ જોયું પણ સિંહ ન મળે કે શત્રુ પણ ન મળે. હું ગભરાટ અને ગૂંચવાડામાં પડયો. એટલામાં ઘણા સિપાઇઓ અને આપ નામદાર આવી પહોંચ્યા. મારો ઘોડો સલામત છે અને શત્રુના હાથમાં પકડાયો નથી તેથી ખુશી થયો છું. લાજ ગુમાવીને પકડાવા કરતાં શત્રુની સામા સમશેરથી લઢી મરવું અથવા મારવું એમાં જ ખરી મરદાનગી છે. મેં આપની સાથે રહીને ઘણી ઘણી લડાઇઓ લઢી છે. ઘણા હારજીતના રંગ જોયા છે. વધતા વિજય અનેકવાર મેળવ્યા છે. લડતાં લડતાં અને શત્રુ સાથે અથડાતાંકુટાતાં મારા કાળા વાળ ધોળા થયા છે; પણ આ અંતની અવસ્થામાં બંદિવાન થઈ દુશ્મનના હાથમાં પકડાવાનું કલંક આવે એ ભયથી હું સ્વપ્નામાં કાંપતો હતો. ગરીબ પરવર ! આપ જોશો કે આ બનાવમાં મારો કશો અપરાધ નથી; તેમ મેં જાણી જોઇને આવો ઘોંઘાટ કરીને મિથ્યા ગભરાટ મચાવ્યો નથી, તેથી મારી સામું ક્ષમાની નજરે જોવાની કૃપા કરશો. ”

આટલું કહી અદબ બજાવીને સુલતાન સન્મુખ તે બહાદુર સિપાઇ ઊભો રહ્યો. સુલતાન સિપાઈ સામું જોઇને ખડખડ હસી પડ્યો.

“ મિંયા મુઝફ્ફર, હું તારા પર પ્રસન્ન છું. ” સિપાઇનો હાથ જોરમાં પકડી પ્યારથી ખૂબ હલાવી સુલતાન બોલ્યો. “ તારા નિર્દોષ સ્વપ્નાથી ગભરાટ સાથે અમને ગમ્મત મળી છે. તારા મરદાનગી ભરેલા વિચારથી હું વધારે મગરૂર છું, તે એટલા માટે કે તારા સરખા બુઢ્ઢા પણ બહાદુર સિપાઇઓ છે. ઇશ્વર હજુ પણ તને આરોગ્ય આપી વધારે કીર્તિ તથા મહેનતનો બદલો આપે. ” એમ કહીને પોતાની આંગળીએથી હીરાની ચકચક થતી કીંમતી

વીંટી કાઢીને પેલા સિપાઇને પહેરાવી સુલતાન ઝડપથી ચાલી ગયો. સુલતાન મહમ્મદના માયાળુ સ્વભાવથી મિંયા મુઝફર તથા બીજા સિપાઇઓ રાજી થયાં અને આનંદભેર પોતપોતાને તંબૂએ સૂવાને ગયા. ઘડી પછી ગરબડ ઘોંઘાટ નરમ પડયો અને છાવણીમાં સઘળે ઠેકાણે જળ જંપ્યું.

દિવસ ઊગ્યો અને ભરતીનું જોર તદ્દન નરમ પડી ગયું; એટલે નદી તરવાની ગોઠવણ ચાલી. મછવા અને બીજાં તરવાનાં સાધનો વડે સિપાઇઓની ટુકડીઓ અને ઊંટ આદિ ભાર બોજો વહેનારાં પ્રાણીઓ સિંધુ નદી ઊતરવા લાગ્યાં, પણ એક દિવસમાં નદી ઊતરવાનું કામ પુરૂં થાય એવું નહોતું, તેથી સઘળી સેના ઊતરી રહે ત્યાં સુધી હિન્દને કાંઠે પડાવ કરવાનો મહમ્મદ સુલતાને હુકમ કર્યો હતો. આખો દહાડો નદી ઊતરવાનું કામ ધમધોકાર ચાલ્યું. સાંજ પડી અને સૂર્યાસ્ત થયો; એટલે સવિતાનારાયણનાં ઝાંખા સિંદુરીઆ રંગના કિરણો સિંધુ નદીના નિર્મળ નિરમાં પડીને અજાયબ તરેહનો ચમત્કાર બતાવવા લાગ્યાં. મહમ્મદ અને તેના મંત્રીઓ સિંધુ તટ પર ઊભા રહીને નદી ઊતરનારાં લોકો પર નજર રાખતા હતા, એવામાં એક બનાવથી ઊતરવાનું કામ અટકી પડયું.

નદીના મૂળ તરફથી દીવા સહિત અસંખ્યાત પડિયાઓ પાણીનાં વહનથી તણાતા આવવા લાગ્યા, તેથી આગિયા જીવડાની પેઠે નદીમાં પ્રકાશ થઇ રહ્યો. મહમ્મદ અને તેના માનીતા મંત્રીઓ અજાયબીમાં પડયા. નદીમાં બળતા દીવા કયાંથી હોય ? દૈવી ચમત્કાર વગર આવો બનાવ બને ! એવા વિચાર મુસલમીનોના મનમાં

આવવા લાગ્યા. મુસલમીન લોકો દરિયાઇ પીર નામના દેવને મહાસાગર અથવા નદી આદિ જળાશયના સરદાર તરીકે ઓળખે છે; તેથી મહમ્મદની સેનાના વહેમી લોકોના મનમાં આવ્યું કે રાત્રિએ આ નદી ઊતરવામાં આપણે મોટી ભૂલ કીધી છે.

દરિયાઈ પીર રાત્રિએ જળમાં પોઢી ગયા હશે, તેમને આપણે જગાડવાથી આવી રીતે ગુસ્સે થયા હશે! મહમ્મદ આ બનાવથી ચોંકયો. તે વહેમી નહેતો પણ શંકાવાળો હતો, તેથી તેના મનમાં અનેક તરેહની શંકા ઊઠી. તેણે ઠરાવ કર્યો કે રાત્રિની વેળાએ નદી અથવા સાગર ઊતરવાની ભૂલ ન કરવી. તેના વહેમી સલાહકારોની સલાહથી તેણે દરિયાઈ પીરની માનતા માની અને અંતઃકરણથી ક્ષમા ચાહી.

તરત એક મછવો ન્હાનાં પ્રકારનાં પુષ્પથી શણગારીને તેમાં પીરનો ઘોડો, નાળિયેર, લીલી ધ્વજા આદિ મૂકી ઘીના દીવા કરાવ્યા; અને વાજતેગાજતે તે મછવો સઘળી સામગ્રી સુદ્ધાં નદીમાં પધરાવીને દરિયાઈ પીરને શાંત કીધા.

મહમ્મદે અને તેના મંત્રીઓએ વધારે તપાસ કરી હોત તો આવી વહેમ ભરેલી ક્રિયા ન કરત. હિન્દુઓ અને પારસીઓ જેમ નદીનાળાં અથવા મહાસાગરને કુદરતી કરામતનાં મૂળ જાણીને પૂજે છે અથવા નમે છે તેથી ઊલટી રીતે ઘણા ઈસ્લામીઓ દરિયાઈ પીરને નામે નદીનાળાં અને રત્નાકરની પ્રીતથી પૂજા કરે છે. ફૂલ, નાળિયેર ચઢાવે છે અને ધૂપ, દીપ કરીને પીરને શાંત કરે છે. એક પ્રભુમાં માનનારા લોકોમાં આ કેવા વહેમ! સિંધુ નદીના મથાળા પર આવી રહેલાં પહાડી હિન્દુઓએ ધર્મની ક્રિયા કરીને

વૃક્ષનાં પાંદડાંમાં ઘીના હજારો દીવા પાણીમાં તરતા મૂક્યા હશે તે પાણીના વહનમાં તણાતા તણાતા મહમ્મદની સેના આગળ આવવાથી સેના ગભરાણી. ગભરાટ એ માત્ર તેમનો વહેમ હતો. હિન્દુ લોકો મોટી નદીઓમાં આવી રીતે સળગતા દીવા મૂકવામાં પુણ્ય સમજે છે. પોતાનું પાપ નદીમાં તરતું મૂક્યું. હવે હૃદયમાં સત્યધર્મનો પ્રકાશ થયો. અજ્ઞાનરૂપી અંધારૂં દૂર થયું અને જ્ઞાનરૂપી દીવો પ્રકટ્યો એવું બતાવવાને આ ક્રિયા કરે છે; પણ ઘણા હિન્દુઓ આવી ક્રિયાનો હેતુ સમજતા નથી. ક્રિયાને નામે ચાલતી આવેલી રૂઢિના આવેશમાં જ દરેક સ્થળે દરેક આર્યો આવી ક્રિયા કરવામાં પુણ્ય માને છે! પણ ઘણી ક્રિયાઓના ઊંડા મર્મો જ્ઞાતા પુરૂષો જ જાણીને પરમાનંદ પામે છે. દરેક રૂઢિ અથવા ક્રિયાનું મૂળ તપાસી જોઇએ ત્યારે જ તત્ત્વ માલમ પડે છે. ધર્મના તહેવારે અથવા અગિયારસ અમાસે આર્ય સ્ત્રીપુરૂષો વિવિધ પ્રકારના વસ્ત્રાલંકાર પહેરીને નદીઓને નમવા, તેની પ્રેમથી પૂજા કરવાને હાથમાં થાળી, કુમકુમથી ભરેલી કંકાવટી અને અન્ય પૂજા કરવાની સામગ્રી લઇને જાય છે. આવી ક્રિયા જમુના, ગંગા અને ગોદાવરી સરખી પવિત્ર નદીઓપર દરરોજ સાંજસવારે થાય છે. નદીમાં નાળિયેર પધરાવીને નમન કરે છે, માટીના કુલડામાં અથવા પાંદડાંમા ઘીના દીવા કરીને પરમેશ્વરની પ્રાર્થના કરે છે. પુષ્પના હાર ચઢાવીને પોતાના પાપનો પશ્ચાતાપ કરે છે. અને કંકુ ચોખા વડે નદીના નિર્મળ જળનું પૂજન કરીને ક્રિયા પૂરી કરે છે. કુદરતની રચના તરીકે પહાડ, નદી, સાગર આદિ દેખાવો મનુષ્ય માત્રનું પ્રથમ ધ્યાન ખેંચે છે, તેથી સ્વાભાવિક રીતે ઇશ્વરી રચનાને માન આપવા તથા ગંભીર રચનાને ગંભીર મનથી નીરખવાનું માણસને મન થાય છે. સમજુ હિન્દુઓ આની ક્રિયામાં એટલું જ

સત્વ સમજે છે, પણ અજ્ઞાનીઓના અંતઃકરણમાં આવો સારગ્રહણ કરવાની શક્તિ હોતી નથી તેથી જ તેઓ ખરો રસ્તો છોડી દઇને ખરાબી ભરેલે માર્ગે ચઢી ગોથાં ખાય છે અને અંતે ખરાબ થાય છે.

સુલતાન મહમ્મદ અને તેના સિપાઇઓએ હિન્દુઓની સાધારણ ક્રિયાને દરિયાંઇ પીરનો કોપ સમજવાની મોટી ભૂલ કીધી, પણ ભૂલ કરનારને પોતાની ભૂલ ભાસતી નથી. રાત્રિએ સિંધુ નદી ઊતરવાનું કામ બંધ રાખવાથી સૂર્યોદય થતાં પહેલાં પાછું ધમધોકાર કામ ચાલવા માંડયું. સુલતાન નદીના સુંદર તટ પર સરદારો સહિત ઊભો રહીને સર્વ તમાસો જોતો હતો, તથા સિપાઇઓને હોંશથી સહિસલામત સામે કિનારે જવાને ઉશ્કેરતો હતો. તૂર્ક લોકોની એક ટુકડી ઊતરતી હતી, એટલામાં એક યુવાન ઇરાની ઘોડેસ્વાર સિપાઈ મહમ્મદની આગળ આવ્યો અને હાથ જોડી વીનવવા લાગ્યોઃ—

“મહારાજ! રજા આપો તો મારા ઘોડા ઉપર બેસીને જોતજોતામાં આ નદી ઓળંગી જાઉં. આ ઘોડો આકાશમાં અદ્ધર ઊડે એવો છે. મોટી નદીઓ અને સાગરો સહેજમાં ઊતરી જવાની શક્તિ એ ઘોડામાં છે. નામદાર સુલતાન! એક વાર હું ઇરાનમાં ગયો હતો ત્યાં હજારો લોકોની સમક્ષ આ ઘોડા પર સ્વાર થઇને સમુદ્રમાં સાત માઇલ સુધી ઘૂમી આવ્યો હતો! ડૂબકી મારવામાં અને પાણીનો તાગ લાવવામાં પણ આ ઘોડો એટલો તો ખબરદાર છે કે આપ જોઇને ખચિત અજાયબીમાં પડશો. પ્રભુએ એને પાંખો નથી આપી, નહિં તો ઊડીને આકાશનો અંત આણે એવો એ છે!”

"સુણીએ સુલતાન સાહેબ!" મુસલમીન લોકો ડીંગ મારવામાં એક્કા હોય છે તેથી સુલતાનની ચૂપકીદીનો લાભ લઈને મિંયાએ વધારે ગપ્પાં મારવાનું કામ આગળ ચલાવ્યું. "કાબુલી નદીમાં એકવાર હું માત્ર ઘોડાને નવરાવવા ગયો હતો. નવરાવતાં નવરાવતાં મને વિચાર થયો કે લોકો કહે છે તેમ નદી અથવા સાગરના પેટામાં સાચાં મોતી હોય છે એ સત્ય હશે? માટે લાવને ઘોડા સહિત ડૂબકી મારૂં અને નદીનું તળિયું તો તપાસી જોઉં. ભાગ્યદેવી પ્રસન્ન થાય તો ભાગ્યશાળી થાઉં. એમ વિચાર કરીને ઘોડાની પીઠ પર બેઠા છતાં મેં પાણીમાં ડૂબકી મારી. મહારાજ! આપ અજાયબી પામશો કે આવી વાત કેમ બને? પણ તે વાત સત્ય છે. સાહેબ. મારી પાસે શેષ નાગનો મોરો છે તેથી પાણીમાં અગર પાતાળમાં જાઉં પણ મને હરકત પહોંચે નહિ. મહારાજ! નદીના તળીએ ગયા પછી મેં એક ગુફા સરખું ભોંયરૂં દીઠું. એ ઉઘાડું હતું તેથી હું અને ઘોડો ભોયરામાં ઊતરી પડયા. અંદર જઈને હું શું જોઉં છું! મહારાજ, તમે માનશો? આપણા દરિયાઇ પીર દરબાર ભરીને સોનેરી સિંહાસન પર બેઠા હતા! અને બીજા દેવો હાથ જોડીને દરિયાઇ પીરનો દરેક હુકમ સાંભળવાને ખડેપગે ઊભા હતા! તેમના દૈવી તેજથી હું તો અંજાઇ ગયો. મને જોઇને સર્વે દરબારી અચરત પામ્યા; અને દરિયાઈ પીર તો ખડ ખડ હસી પડયા. બીજા દેવો વિસ્મય થયા કે મનુષ્ય થઇને ઘોડા સહિત પાતાળમાં કેમ આવી શકે? પણ અજાયબીમાં પીર ન પડયા. તેમણે તરત મને એક આસન પર બેસવાની ઇસારત કરીને મારા ઘોડાને બાંધવાનો એક દરિયાઇ ચાકરને હુકમ કીધો. પણ પછી મારા સામું જોઇને પિર સાહેબ હસતે મુખડે બોલ્યાઃ—

કેમ મિંયા મુરાદ ! તારે સાચાં મોતી જોઇએ છીએ ? મોતી સારૂં તેં આટલી મુશીબત વેઠી, ? બેટા ગભરાઈશ નહિ. બે દિવસ અહિં આનંદથી રહે અને જતી વેળાએ તારાથી ઊપડે એટલાં મોતી ઊપાડી જજે. ''

હું વાંકો વળી દરિયાઇ પીરનો ઉપકાર માનવા સારૂં નમ્યો. અને ખુશી આનંદમાં બે દિવસ દરિયાઈ દેવના દરબારમાં રહ્યો. ચાલતી વખતે પીરસાહેબે મારા કપડાંમાં ઊપડે એટલાં મોતી બાંધી આપ્યાં. સાહેબ ! આપ સાંભળીને અચરત થશો કે એ મોતી કાંઈ આપણા જોવામાં આવે છે એવાં ન્હાના અને નજીવી કિંમતના નહોતાં; પણ એનું કદ તો લીંબુ લીંબુ જેવડું હતુ.

પછી પીર સાહેબની રજા માગી ઘોડાની પીઠ પર હું ચઢી બેઠો અને માથે મોતીથી બાંધેલી મોટી ગાંસડી ઊપાડી, ચાબુક મારી ઘોડાને કુદાવી ભોંયરા બહાર નીકળીને હું પાણી પર તરી આવ્યો ! જોઉં છું તો પાણીની સપાટી પર એક મોટો મગરમચ્છ ડાચું વકાશીને મને ગળવાને ટાંપી રહ્યો હતો. માણસની વાસ મગરને બહુ આવે છે. મને પોતાના વિક્રાળ મોઢામાં જેવો ગળવા જાય છે તેવી જ મેં ઘોડાની લગામ બે હાથે ખેંચી, મગરના ડાચામાંથી છટકી જવાને ઘોડો ફેરવી નાખ્યો પણ એટલામાં હાથના આધારે રહેલી મોતીની ગાંસડી માથા પરથી પડી ગઈ તેવી જ પેલાં ડાચું વકાશેલાં વિક્રાળ પ્રાણીએ ગળી લીધી. મારા નસીબમાં કિંમતી મોતી કયાંથી હોય ? ગરીબનું નસીબ જ ગરીબ હોય છે. અફસોસ ! મેં એ મોતીની ગાંસડી પર કેટલી આશા બાંધી હતી ! કેટલા મનસૂબા કીધા હતા ? પણ તે પાર ન પડવાને લીધે મારા

મનમાં કેટલો ખેદ કર્યો હશે તે આપ નામદારના જાણવામાં આવશે. ઘોડા સહિત હું કિનારા પર આવ્યો અને સૂર્યના તડકામાં મારાં કપડાં સૂકવવા લાગ્યો.

લુગડાં પહેરી કરીને હું પરમેશ્વરનો પાડ માનવા લાગ્યો કે ગાંસડી ગઈ તો ખેર પણ પ્રભુએ દૈતના ડાચામાંથી મારો પ્રાણ બચાવ્યો એ જ પરમ લાભ છે. એમ બોલી રહ્યો એટલામાં મારી આસપાસ સેંકડો લોકો ઉભરાઈ ગયા અને મારી સ્થિતિ પૂછવા લાગ્યા. મેં જેવું બન્યુ હતું તેવું તેમની આગળ પ્રકટ કર્યું. એ લોકો મારી દયા ખાવાને બદલે ઊલટા હસવા લાગ્યા. એથી હું દિલમાં ઘણો દિલગીર થયો અને ત્વરિત ઘોડા પર બેસી લોકોના ટોળાંમાંથી નાસી ગયો. ઘેર આવ્યો ત્યાં મને સાંભરી આવ્યું. જોઉ છું તો શેષનાગનો મૉરો મળે નહિ. નદીમાં મગરથી મારો બચાવ કરતાં એ મૂલ્યવાન નાગનો મૉરો મેં ગુમાવ્યો. હવે એ હજાર ઉપાયે હાથ લાગવાનો નથી, એવું ધારીને જાણે કાંઈ જ ન બન્યું હોય તેમ સર્વે વાત વિસારી મારા કામકાજે વળગ્યો. મહારાજ ! દરિયાઈ પીરનું એવું માહાત્મ્ય છે. મારા પર તેમની મમતા હતી, પણ પ્રભુએ મારા નસિબમાં એટલું ધન નહિ લખેલું તે કયાંથી ટકી રહે !!!"

સુલતાન આ સઘળી વિગત સાંભળીને અજાયબીમાં ગરકાવ થયો અને મિંયા મુરાદની મુરાદ બર લાવવાને મહમ્મદે ઘોડા પર બેસીને નદી ઉતરવાની રાજીખુશીથી રજા આપી. સર્વે સિપાઇઓ આ વિસ્મયકારક દેખાવ જોવાને આશાતુર ચહેરે ઊભા રહ્યા. આશાતુર એટલા માટે કે સિંધુ નદી સરખી મોટી નદી ઘોડાની પીઠ પર બેસીને ઊતરી જવું એ કામ નહિં બની શકે એવું મોટું છે.

તરત પેલો બહુ બોલો મિંયા સુલતાનને સલામ કરીને ઘોડા સહિત નદીના ઊછળતાં મોજાંની અંદર કૂદી પડયો. અધ નદી સુધી તો મિંયા મુરાદ સહિસલામત પહોંચી શકયો પણ નદીના તાણમાં મિંયા સાહેબ ઘોડા સહિત તણાવા લાગ્યા. મધ્ય નદીમાં હમેશાં પાણીનું ઘણુ જોર રહે છે તેથી પાણીના વહેણને લીધે મિંયા-ભાઈ ઘસડાવા લાગ્યા હશે એમ જોનારને દૂરથી જણાય એમ પણ નહોતું. એક મોટું સુસવાટ તેના ઘોડાનો ટાંટિઓ પકડીને ઊંડા પાણીમાં તાણી જવાની કોશિશ કરતું હતું. ઘોડો પાણીમાં ડૂબવા લાગ્યો અને તેની સાથે પેલા મિંયા સાહેબ ગળકાં ખાવા લાગ્યા. એ જોઈને સુલતાન અને તેના સરદારો ગભરાયા અને મિંયાને બચાવવાને બનતી મદદ મોકલવાનો મહમ્મદે સત્વર હુકમ કર્યો. મદદ કરવાને મછવો જઈ પહોંચે તે પહેલાં મિંયા મુરાદ ઘોડા પરથી પડી ગયો, અને ઘોડાને ખેંચીને સબળ સુસવાટ પાણીના તાણમાં બમણા વેગથી તણાઇ ગયું. અસ્વાર ભયમાં આવી પડયો અને તરફડીઆં મારીને ઊગરવાને અનેક તરેહના પ્રયત્ન કરવા લાગ્યો; એટલામાં સારા નસીબે મછવાની મદદ આવી મળી. બેચાર કળ-શિયા પાણી પીધું ન પીધું ત્યાં મિંયા મુરાદને મછવા પર ખેંચી લીધો અને ત્વરિત સુલતાનના તંબૂમાં આણ્યો. સુલતાને બનતા ઉપચાર કામે લગાડીને આ ઈરાની સિપાઇને થોડો ઘણો સાવધ કર્યો એટલે તે પોતાની આંખો ઉઘાડીને બોલવા લાગ્યોઃ—

“ મહારાજ ! મારો ઘોડો ઘસડાયો ! અરે ! એને કોઈ બચાવી લાવો ! ”

“ ધીરજ ધર, શૂરા સિપાઈ ! ” સુલતાને મિંયાં મુરાદને આશ્વા-સન આપતાં કહેવા માંડયું “ ઘોડા સારૂ આટલો અધીરો કેમ થઈ

ગયો છું. તને એથી પણ સરસ ઘોડો ચઢવા સારૂં આપીશ; પણ તારા ઘોડાની શી અવદશા થઇ તે મને કહે. હું ધારૂં છું કે તારો ઘોડો દરિયાઈ પીરને પસંદ પડવાથી તેમના દૂત કદાચ તેને ઘસડી ગયા હશે. તારા પર પીરની મમતા છે, અને તારો જ ઘોડો પીરના દૂતો પકડી જાય એ અયોગ્ય કહેવાય. અમે તો જાણ્યું કે રખેને ઘોડા સાથે તને પણ પીર પાતાળમાં લઈ જાય! પણ પ્રભુએ મારી ચાકરી કરવાને સારૂ તને સરજ્યો હશે તે કેમ મિથ્યા થાય?"

એમ કહીને સુલતાન મનમાં હસ્યો.

"ખાવિંદ! આપ ધારો છો એમ નથી બન્યું. મિંયાં મુરાદે શોકાતુર મુખડું કરીને જવાબ આપતાં કહેવા માંડયું. "પીર મારા પર એટલી અવકૃપા ન કરે. બનાવ જુદો બન્યો છે. મને દૈવયોગે મધ્ય નદીમાં એક મોટો મગર મળ્યો. તે મારા ઘોડાને તાણી જવાની કોશિશ કરવા લાગ્યો. મેં જાણ્યું કે હવે સો એ વર્ષ પૂરાં થવા આવ્યાં. મારૂં નક્કી આવી બન્યું. મારા ઘોડાની આસપાસ ઘણા માછલાં અને મોટા કદના મગરો આવી મળ્યા. આંખ ઉઘાડતાં ઘોડાને ઘાયલ કર્યો; અને મોટા જોરથી એક મગર ઘસડીને પાતાળમાં લઈ ગયો. એક મોટા આંચકાથી પાણીમાં હું ટૂટી પડયો અને ડૂબવા લાગ્યો. મેં ઊગરવાની આશા મૂકી અને પ્રભુનું નામ મુખ પર લીધું એટલામાં આપ નામદારે મોકલેલી કીંમતી મદદ આવી પહોંચી. હું આપના તથા પ્રભુના પ્રતાપથી જીવતો રહ્યો છું, પણ મારો વ્હાલો ઘોડો મારાથી સદાનો દૂર થયો છે. અરે! આ સંકટ મારાથી હવે કેમ સહન થશે? મને એવો ઘોડો હવે મળનાર છે?"

મહમ્મદે મિંયાં મુરાદનો હેવાલ સાંભળીને ઘણી દયા કરી અને એક સરસ ઘોડો પોતાની પાયગામાંથી છોડી આપીને તેને

શાંત કીધો. મધ્યાહ્નકાળ થયો ત્યાં તો સઘળી સેના હિન્દને કાંઠે હરખાતી ઊતરી.

આ નદીના કિનારા પર શિકારીઓને ઘણા શિકાર મળે છે. કસ્તુરીઆ મૃગ, કાળિયાર હરણ, વગેરે અનેક તરેહના પશુ પંખીઓ પુષ્કળ નજરે પડવાથી સુલતાનના સરદારોએ શિકાર કરવાની રજા મેળવવાનો શ્રમ કીધો પણ મહમ્મદે મોઢે ચઢીને ના ભણી અને કેટલોક બોધ સંભળાવ્યો:—

"મારા શાણા સરદારો ! આપણે અફઘાન ભૂમિ છોડીને અહિં સુધી કાંઈ શિકારની મોજમજા કરવાને નથી આવ્યા; પણ ઘણું મોટું કામ કરવાની ધારણાથી આવ્યા છીએ. આપણે હજું ઘણું ઘણું કરવાનું છે. મરદાનગી બતાવવાનું મેદાન હજુ ઘણું દૂર છે. સોમનાથની સત્તાનો અને આપણી સામા થનારા શત્રુઓનો શિકાર કરવાનું આપણું પ્રથમ કર્તવ્ય છે. એ સાચો શિકાર છોડી દઈને બાપડાં નિર્દોષ મૃગલાંઓનો શિકાર તમારા મરદાનગી ભરેલાં હાથે કરવાની રજા આપવાની મારી મરજી નથી; માટે ચાલો મારા બહાદુર સરદારો અને શૂરા સિપાઈઓ, કરો કૂચ અને ફત્તેહ કરો તમારૂં આરંભેલું શુભ કામ"

સરદારો અને સિપાઈઓએ સુલતાનનાં આવા વીરરસભરેલાં વચનો સાંભળીને પોતાની કુચ મુલતાન ઉપર ત્વરિત ચાલુ કરી.

ગીઝનીથી સિંધુ નદીના માર્ગ કરતાં મુલતાન જવાનો માર્ગ ઘણો ઉજ્જડ, વિકટ અને સંકટ ભરેલાં રણનો હતો. નહિં પાણી, પર્વત કે જંગલી છોડ, વૃક્ષોનાં શિતળ છાંયડાનું નામ નહિ. ગાઉના ગાઉ સુધી ઉજ્જડ મેદાન આવેલું છે; તે મુસાફરોને પાણી વગર તથા

છાંયડાના સુખ વગર ટળવળાવે છે. એવી વિકટ વાટ કાપતી વેળાએ સઘળી તરેહની જોઇતી સામગ્રી સાથે લેવી જોઇએ; નહિં તો મોટી મુશ્કેલી નડવાનો સંભવ રહે છે.

સુલતાન મહમ્મદ આ માર્ગથી તદ્દન માહિતગાર હતો. તે ઘણીવાર આ માર્ગે થઇને હિન્દ ભૂમિ પર ઊતરી પડયો હતો તેથી તેણે પોતાની સેના સાથે પુષ્કળ પાણી, ખોરાક અને ઘાસ આદિ સામાનનો સારો જથ્થો લીધો હતો. આથી તેની સેનાને રણનું સંકટ નહિં સરખુ નડયા સિવાય લાંબુ નુકશાન થયું નહિં અને માર્ગમાં કોઇ હિન્દુ રાજા સામે ન થયો તેથી સુલતાનની સબળ સેના પવનવેગી સાંઢણીઓ પર સ્વાર થઇને રણના સાધારણ સંકટ સહન કરી મુલતાનની સરહદ પર સહેજ સમયમાં આવી પહોંચી અને, આ સુંદર શહેરના મુખડા પર દેરા તંબૂ ઠોકીને મજબૂત છાવણી નાખવાને શક્તિમાન થઇ.



૪

ગઝનીમાંથી નીકળ્યાને બરાબર એક માસ નહિં થયો ત્યાં તો અક્ટોબરની અંતે મહમ્મદે અને તેની સબળ સેનાએ મુલતાનના કિલ્લાના કાંગરા ઊલટભેર જોયા. એ કામ ઘણું સાહસ અને મરદાનગી ભરેલું હતું. એક માસની અંદર હજારો માણસોની અને ભારબોજ વહેનારાં જાનવરોની સંખ્યા મુલતાનના પરમુલકમાં ક્ષેમકુશળ ઉતારવી એ કામ કાંઇ ન્હાનુંસૂનું નહિ ગણાય, અફ્ઘાન દેશની પહાડી વિકટ ખીણો, ઝૂકી રહેલી ઘાડી ઝાડીઓ, અટક નદી સરખી અદ્‌ભૂત નદીઓ અને રેતીનાં રણો ઓળંગીને આટલા અલ્પકાળમાં એક શત્રુના દેશમાં ઊતરવું એ અજાયબી ભરેલી વાત છે. આજના સગવડતા અને સુલેહ ભરેલા સમયમાં તથા અગ્નિરથ આદિ બીજાં અનેક પ્રકારનાં સબળ સાધનો છતાં મુલતાનથી કાબુલપર જતાં મહા મહા વિપત્તિ વેઠવી પડે છે. ભલભલા વીર પુરૂષોના ભોગ દેવા પડે છે અને ખમાય નહિં એટલો નાણાંનો માર ખાવો પડે છે; તથાપિ ધારેલી મુદ્દતમાં એટલો માર્ગ કાપવાનો મનસૂબો પાર પડતો નથી; પણ અગવડતાના અવસરે

મહમ્મદે પોતાનો મનસૂબો ફત્તેહ ભરેલી રીતે પાર પડયો એ તેની મોટી શકિત બતાવવા લાયક અને માન આપવા લાયક બીના છે. રંગ છે એવા સાહસિક રણધીર વીર પુરૂષોને !

મુલતાન શહેર વગર હરકતે અને વગર શરતે સુલતાન મહમ્મદને શરણ થયું. તેના રક્ષકોએ શહેરનું જોઇએ એવું રક્ષણ ન કર્યું. મહમ્મદને આવતો ભાળીને નાસી ગયા. ફિટકાર છે એવા કાયર રક્ષકોને ! એ રક્ષકો કહેવાય જ નહિં. રજપૂત રક્ષકો આવા બીકણ અને બાયલા હોય ? પુરૂષાતન વગરના ભૂપાળો પોતાની પ્રજાનું રક્ષણ આવી જ રીતે કરી શકે ? રૈયતની રક્ષા કરવી એ શૂરવીર પુરૂષોનું કામ છે પણ કાયરથી આવું હિમત ભરેલું કામ કેમ થઈ શકે ?

મુલતાનની રાંક હિન્દી પ્રજાને મહમ્મદ ગઝનવીના ઘાતકી હાથમાં સોંપીને ત્યાંના સત્તાધીશો ગયાથી મહમ્મદને મન ફાવતું થયું. વગર મહેનતે મુલતાન સર થયાથી સુલતાન મહમ્મદ અને તેના સિપાઇઓ મગ્ન થયા અને સરદારોએ સારા શુકન સમજીને પરમેશ્વરનો પાડ માન્યો.

વાત કરતાં કરતાં વિકરાળ વરૂની સમાન સુલતાનના જંગલી સિપાઇઓ છાવણીમાંથી છૂટા થયા અને સુલતાનની રજા લીધા સિવાય દોડયા; પણ મહમ્મદે તેમનો મનસૂબો પાર પડવા ન દીધો. તરત સિપાઇઓને શહેરમાં જતા અટકાવ્યા અને મુલતાન નગરના આગેવાન અધિકારીઓને તથા આબરૂદાર આસામીઓને દૂત મોકલીને પોતાની છાવણીમાં બોલાવી મંગાવ્યા સુલતાનનો સંદેશો સાંભળીને શહેરીઓના હાજા ગગડી ગયાં અને થરથરતે પગે મહમ્મદના મુખ આગળ આવીને ઊભા રહ્યા

"શહેરીઓ ! તમને અહિં બોલાવવાનો સબબ તો તમે સમજ્યા હશો." સુલતાને શાંત સ્વભાવથી શહેરના આગેવાનોને સંબોધી કહેવા માંડયું. "તમે લોકો અમારી સામે થયા નથી. અમને નુકશાન કીધું નથી. અમારી સાથે શત્રુભાવ રાખ્યો નથી તેથી તમારા નગરને નુકશાન કરવાનો કે લૂંટવાનો અમારો ઈરાદો નથી. મુલતાનના રહેવાસીઓ જો અમારી મતલબ પાર પાડવા માગતા હોય તો અમને અમુક દંડ આપો એટલે અમે અમારી કુચ વગર વિલંબે લંબાવીએ, તમે જો તમારા નગરનું સારૂં ચાહતા હો તો માગેલો દંડ મેળવી આપો. માગેલી રકમ નહિ આપો, આપવાના અખાડા કરશો અને વગર કારણે અમને રોકી રાખશો તો પછી અમારે સબળ ઉપાયો કામે લગાડવા પડશે; માટે મુંગા મુંગા માગેલો દંડ ત્વરિત મેળવી દો."

સુલતાનના શબ્દો સાંભળીને મુલતાનના શહેરીઓ તથા સરદારો ભયભીત બની થરથરવા લાગ્યા,

"મહારાજ ! અમારો અપરાધ શો ? તેમણે કરગરીને અરજ કરવા માડી. "વગર વાંકે રૈયત પર આવો રાક્ષસી દંડ નાખવો રાજ્યધર્મ નથી. આ નગર નિર્ધન છે. આટલો દંડ ભરવાનું મુલતાનના દીન લોકોનું ગજું નથી. પછી મારો અથવા જીવાડો."

સુલતાનનુ મન આવા દીન વચનો સાંભળીને પીગળ્યું નહિ. તેની આંખો સોનું ભાળીને જ ચમકતી. દયાથી તેનું મન પિગળે એવો એ પુરૂષ નહોતો, તેથી તેણે પૈસો ઓકાવવા ઘણી ઘણી જાસ્તી ગુજારવાની ધમકી દીધી, ન થાય એટલો પ્રયત્ન કીધો, પણ જ્યારે તેમની પાસેથી માગેલી રકમ નિકળી નહિં ત્યારે સખ્ત

ઈલાજો શરૂ કર્યા. આગેવાનોને તથા અધિકારીઓને ભૂખ્યા તરસ્યા બે દહાડા સુધી છાવણીની અંદર બંદિગ્રહમાં બાંધી રાખ્યા, ઘણા અકળાવ્યા, ભય દીધો અને ગુલામ તરીકે ગઝની મોકલી દેવાનો ડર બતાવ્યો, પણ તલમાંથી તેલ ન નીકળ્યું. તેલ હોય ક્યાંથી કે જોઈએ એટલું નીકળે? બાપડા નિર્ધન નગરવાસીઓ મોઢે માગેલી રકમ આપે ક્યાંથી? ખાલી ખીસ્સામાંથી ફૂટી બદામ ક્યાંથી નીકળે! અબુલ અબ્બાસે સુલતાનને છૂપી રીતે બહુ સમજાવ્યો, દંડનો બોજો ઓછો કરવાની અરજ કીધી પણ લોભી સુલતાન કેમ સમજે? તેના કડણ કાળજામાં દયા કેમ વસે! પૈસા વગર તેનું મન દયાથી પીગળે એવું નહોતું. 'પૈસો મારો પરમેશ્વર' એ જ તેનો મહામંત્ર હતો. એવા પૈસાના પૂજારી પાદશાહને સમજવાનું કેમ પાલવે? માગેલો દંડ સમજુતીથી મળવાની આશા મહમ્મદના મનમાં ન રહી, ત્યારે તેણે મુલતાનના આગેવાનો પર જબરાઈ ગુજારવાનો અખતરો અજમાવી જોવા માંડયો. હજારો માણસોનાં દેખતાં આબરૂદાર આસામીઓની આબરૂ લીધી. સઘળા શહેરી આગેવાનોને ચિત્તા સુવાડયા. છાતીપર બોજાવાળા પત્થરો મૂકયા અને ઘણી વાર સૂર્યના તડકામાં રાખ્યા. આખરે પોચા હિન્દુઓ પીગળ્યા. ઘણીવાર સુધી શરીર પર ખમાય એટલું સંકટ સહન કર્યું, અને પીડાનો પાર ન રહ્યો ત્યારે જ પીગળ્યા. આવી રીતે નરમ પડે તેમાં નવાઈ નથી; પરંતુ નવાઇ ભરેલી વિગત તો એ છે કે આવી મહાપીડામાંથી મુકત કરવાને મુલતાનીઓ તેમની વહારે ન ચઢયા પણ બૈરાંની માફક ઘરના ખૂણામાં ભરાઈ બેસીને તમાસો જોયા કીધો. શહેરનો બચાવ કરવાને લડયા નહિં. માથું મૂકીને મહમ્મદને હડાવ્યો નહિં. શહેર વગર મહેનતે સુલતાનના હાથમાં આવ્યું. મરદનામને લાંચ્છન લાગે એવી માગણી મુલતાનીઓએ કબૂલ કરીને

સિંહના તાપથી શિયાળવાં જેમ સંતાઈ ગુફામાં—ઊંડી ખીણોમાં ભરાઈ જાય, તેવી રીતે નબળા મનના અને નબળા શરીરના હિન્દુઓ સુલતાનની સેના જોઈને થરથરી ગયા! ધિઃક્કાર છે એવા બૈરીમારૂ માટીડાઓને! એવા નામરદોથી સ્વદેશનો શો બચાવ થઈ શકે? શહેરના આગેવાનોને સંતાપીને ઘણું ઘાતકીપણું વરતાવ્યું, પણ મુલતાનીઓ તેમને છોડાવવાને તથા બનતી મદદ કરવાને ન ધાયા એ ધિક્કાર ભરેલું કોણ નહિં કહે?

આગેવાનો અંતે અપમાન ખમીને મમ્મદને આધિન થયા. તેમણે માગેલો દંડ કબૂલ કીધો અને ઘણા દહાડાનો પેટ બાળીને સંચેલો પૈસો સુલતાનની નજરે રજુ કર્યો ત્યારે જ ચોકીપહેરામાંથી મુક્ત થયા.

મુલતાન સર કરી, વિજયનો ડંકો વગડાવીને સુલતાન અજમેર પર ધસ્યો. અજમેર અને મુલતાનની વચમાં એક મોટું રેતીનું રણ વટાવવાનું વિકટ કામ હતું. આવા રેતીના રણની અંદર ઉનાળામાં વટેમાર્ગુને અનેક તરેહની આફત આવી નડે છે પણ શિયાળામાં તેટલું સંકટ હોતું નથી. ઉનાળામાં પાણીનો પોકાર કરતો ગરીબ મુસાફર પોતાનો પ્રાણ તજે છે. સૂર્યનાં સીધાં કિરણો પડવાથી તાપ બહુધા પડે છે.

પાણીથી ટળવળતા અને તાપથી તરફડતા મુસાફરો શિતળ વૃક્ષોનો છાંયડો શોધે છે પણ તેમાં અંતે નિષ્ફળ થાય છે. રણમાં પાણી અને ઝાડવાં નજરે પડતાં નથી. ચોમાસામાં થોડો ઘણો વરસાદ વરસે છે તે રેતી ચૂસી લે છે. ખેડૂતો ઊંટથી રેતીવાળા ટેકરાઓ ખેડીને સપાટ કરે છે અને થોડી મહેનતે ખેડ કરીને ગરીબ લોકો કાળિંગડાં, ગવાર આદિ રેતીમાં વાવે છે. જે પાણી પાયા વગર

ઊગી નીકળીને ફળ આપે છે. તે પર એ જમીનના ભાગમાં વસતા અડધા જંગલી લોકો પોતાનું ગુજરાન ચલાવીને જીંદગાની પૂરી કરે છે. અરબસ્તાનના રેતીના રણમાં પણ આવી તરેહનો પુષ્કળ પાક થાય છે. તરબૂચના વેલાં રણમાં જ્યાં અને ત્યાં નીપજે છે અને તેમાંથી મોટાં કદનાં મીઠાં દ્રાક્ષ સરખાં તરબૂચો એટલાં તો પાકે છે કે ગરીબ લોકોને અને મુસાફરોને ઘણી વખતે પોતાની જીંદગાની જાળવવાનું એક સાધન થઈ પડે છે. તરબૂચ કાપીને તેમાંથી તરસ્યા મુસાફરો પાણી પીએ છે અને અંદરનો ગર ખાઇને પોતાનો ટળવળતો આત્મા ટાઢો પાડે છે. આ રણમાં પણ એવાં તરબૂચો અને કાળિંગડાં ઘણા થાય છે. ઉજ્જડ રણમાં થોડી થોડી વસ્તીના ચિહ્ન અહિંતહિં નજરે પડે છે. એ સિવાય સઘળે ઠેકાણે શૂન્યકાર જણાય છે. રાની કુકકર, જંગલી ગોદ્ધા, રીંછ આદિ ઘાતકી પ્રાણીની વસતી આવા રણમાં ઘણી હોય છે. તે એકલા વટેમાર્ગુને પીડામાં લાવી નાખે છે પણ ઘણા માણસોની ટોળી પર એ ઘાતકી જાનવરનું કશું જોર ચાલતું નથી. ઘણી ખરી વાર નાનાં ગામડાઓ પર વિકરાળ પ્રાણીઓ હુમલો કરીને એકાદ માણસને અથવા ગાય ભેંસ આદિ જાનવરને પકડી જાય છે અને એકાંત જગ્યા પર જઇને થોડી પળમાં ફાડી ખાય છે.

આ રણમાં આવેલાં બિકાનેર નામના નામાંકિત નગરની સાંઢણીઓ ઘણી વખણાય છે. એ પ્રાણી ચાલવામાં પવનવેગી હોવાને લીધે દેશપરદેશમાં ઘણું પંકાય છે. આ સમયે મહમ્મદ સુલતાનની સેનાને રણની ઘણી ખરી અડચણ નડી નહિં. શિયાળાની ઋતુ હોવાથી પાણી છાંયાની વિશેષ ગરજ ન પડી. વગર વિલંબે રણની વિકટ વાટ વટાવીને તેની શૂરી સેના અજમેર નગરી પર ધાડ લઈ આવી.

# સોરઠી સોમનાથ

મહમ્મદને મનમાનતો જવાબ આપવાને અજમેરનો અધિપતિ ધર્મગજચોહાણ ત્વરિત તૈયાર થયો. અલ્પકાળમાં બની આવ્યું એટલું તાબાનું સૈન્ય તૈયાર કર્યું. અજમેરની આસપાસ આવી રહેલા ન્હાના મોટા કિલ્લા અને મજબૂતી આપનારા મજબૂત કોઠાઓની અંદર દારૂગોળો એકઠો કરી રખાવ્યો તથા રાજ્ય મહેલ અને રૈયતની રક્ષા કરી શકે એટલા રજપૂત સિપાઇઓઓની સંખ્યા અજમેરમાં રાખીને મહમ્મદને મળવા સારૂ ધર્મગજ રાજધાની મૂકીને આગળ ધસ્યો. માર્ગમાં શુભ શુકનો થતાં જોઇને ચોહાણ રાજા સ્વભાવિક રીતે હરખાયો. તેના મનમાં શુકન અપશુકનનો વહેમ નહોતો પણ સારા અથવા નઠારા શુકનની છાયા વિકટ વખતે થોડી ઘણી અસર કરે છે એવી અસર આ હિન્દુપતિને થઇ. ગામની ભાગોળ છોડતાં ગૌરવરણી ગાય મળી તેની ચોહાણપતિએ પ્રેમભાવથી પૂજા કરી. કુમારિકા મળી તેને દાન આપીને સંતોષી અને વેદ ભણતા વિપ્રો તથા વિદ્યાર્થી મળ્યા તેમને રાજી કર્યા. આવા રીતે ગાય, વિપ્રને માન આપવું એ ગૌબ્રાહ્મણ પ્રતિપાળનો ધર્મ છે. જરા અગાડી ચાલતાં શત્રુની સબળ સેના દીઠી એટલે મંત્રીઓનો મત લઇ બચાવ ભરેલી જગોએ ધર્મગજે છાવણી કરી. મહમ્મદે પણ અજમેર પાસેના એક મજબૂત મોરચાવાળી જગો પસંદ કરીને પોતાની છાવણી નાખી. છાવણીની હદમાં વિશાળ તળાવો, ન્હાનાં નદીનાળાં અને પુષ્કળ ઝરણાં આવેલાં હતાં; તેથી એ જગો છાવણી કરવાને છાજતી હતી. થોડા કાળમાં મહમ્મદ મજબૂત મોરચા પકડીને ધર્મગજની સામે થવાને સજ્જ થયો. આ ચઢાઇમાં પહેલી જ વાર હિન્દુઓ સામે હાથ અજમાવવાની તક મળવાથી મુસલમાનો મગ્ન થયા

હિન્દુઓ પોતાના હરીફને હરાવવાને ધર્મગજના ઉપરીપણા હેઠળ હાજર હતા. મહમ્મદ ઓચિંતો અજમેર પર ચઢી આવ્યો. તે છતાં તેને મારી હઠાવવાને ધર્મગજ શક્તિમાન હતો. તેની સેનામાં શૂરા માળવી, મેવાડી અને મારવાડી છત્રીશ કૂળના છત્રધારીઓ, મુકુટધારી મહારાજાઓ અને રજપૂત સિપાઇઓ હતા. કસુંબાના મધુરા કેફથી લાલ આંખો થયેલી એવા રણુટેડા રજપૂતો, મારવું કિંવા મરવું એવું પણ કરીને ધર્મગજની મદદે ધાયા હતા.

"રજપૂતરો કામ રણમાં લડવાનો કિવાં અપચ્છરા વરવાનો" એવા મતવાળા રજપૂતો મહમ્મદના ગાત્ર ગેળવે એમાં કશી નવાઈ નહિં. ધર્મગજ ધીરવીર હતો. તેની સેનામાં સંખ્યાબંધ શૂરવીર, કુળવાન સરદારો હતા. હાથી, ઘોડા અને સિપાઇઓથી તેની સેના સબળ બની હતી. ભાયાતો અને આસપાસના છોટા મોટા તાલુકા દારો અજમેરપતિને મદદ આપવાને આ વખતે દોડી આવ્યા હતા. અજમેરપતિની અતિ બળવાન સેના અને ઇસ્લામીઓની સબળ સેના સામસામી આવી મળી હતી. એ બંને સૈન્યને એક વિશાળ અને વહેતી નદી છૂટી પાડતી હતી. એ નદીનું પાણી બન્ને બાજુનાં લસ્કરને ઉપયોગમાં આવતું હતું. હિન્દુ લડવૈયાના હુલ્લાસનો પાર નહોતો. ક્યારે લડાઈ થાય અને વિજય મેળવીએ તેની આશામાં એ બે દિવસ પડી રહ્યા, પણ લડવાની કોઇએ છેડતી શોધી નહિ. મહમ્મદ ગઝનવીની ફોજ વિકટ વાટ અને રણમેદાનો કુદાવીને આવવાથી શ્રમને લીધે થાકી ગઈ હતી; તેથી કરીને બે દિવસ શાંતિ મેળવવાની આસ્યકતા હતી. હિન્દુની થોડી સંખ્યા આગળ ઈસ્લામીઓની મોટી સંખ્યા રણમાં ટકી શકતી નથી તેનો અચ્છો અનુભવ મહમ્મદ ગઝનવીને અગાડીની ચઢાઈઓનાં સાહસમાં મળ્યો હતો તેથી કરીને જોખમ ખેંચી લેવાને બદલે રજપૂતો કનેથી કળથી કામ કરી

લેવાની તેના મનમાં કાળજી હતી. મહમ્મદ તરત પોતાના મંત્રી સાથે મસલત કરીને હિન્દુ મહારાજને સમજાવવાના હેતુથી તેની છાવણીમાં એક કાશિદ મોકલ્યો. કાશિદ હાથમાં ધોળી ધ્વજા અને સલાહનો સંદેશો લઇને ધર્મગજની છાવણીમાં આવ્યો એટલે સેનાનો સરદાર સુલતાનના કાશિદને મહારાજના તંબૂમાં લઈ ગયો. ધર્મ-ગજ રાજા કચેરી ભરીને કસુંબાપાણીના તાનમાં સિંહાસનપર બેઠો હતો. રાજબારોટ બીર ચઢાવીને રણધીરા રજપૂતોને ઉશ્કેરતો હતો. મુખ્ય મંત્રી મહારાજની સન્મુખ હાથ જોડીને હાજર હતો. અલક મલકની વાતો ચાલે છે, રોડીઆ કસુંબા ઘોળાય છે ત્યાં પેલો કાશિદ સુલતાનનો સંદેશો લઇને તંબૂમાં દાખલ થયો. કાશિદે નમીને મહા-રાજને નમસ્કાર કર્યા અને સંદેશો પ્રકટ કરવાની રજા માગી.

" હિન્દુપત પાદશાહ ! " મહારાજની મરજીથી મંત્રીએ બોલવાની ઇસારત કરવાથી કાશિદ માથું નમાવીને બોલ્યો. " મારા સુલતાને બહુ બહુ સલામ સાથે મારી સાથે સંદેશો મોકલાવ્યો છે. "

એમ કહીને તે એક પત્રિકા મંત્રીના હાથમાં મૂકીને હાથ જોડી ઊભો રહ્યો.

" અજમેરના અધિરાજા ! " ધર્મગજે પત્રિકા વાંચવાની મંત્રીને ઇશારત કરી એટલે મંત્રીએ સરદારો સાંભળે તેમ ઊંચે સાદે વાંચવું શરૂ કર્યું. " તું મારી સામે આવીને કેમ ઊભો રહ્યો છું. હું તારી સાથે મિત્ર તરીકે વર્તવાને માગુ છું. મારો ઇરાદો તારા મુલકનો નાશ કરવાનો કે અજમેર નગરી લેવાનો નથી. મારી મતલબ તો સોમેશ્વર લૂંટવાની જ છે. એ સિવાય બીજો અમારો હેતુ નથી; માટે સોમેશ્વર જવાનો રસ્તો સહેલાઇથી આપીને સલાહ કર નહિં તો એમાંથી સારૂં ફળ નીકળવાની આશા રાખશો નહિં. હું મહમ્મદ

મુસલમીનોનો મોટો સુલતાન છું. મારાં પરાક્રમો તારાથી અજાણ્યાં નથી. મેં આ દેશપર અગિયાર ચઢાઇઓ કરીને એને જેર કર્યો છે. હરકત કરનારા હજારો હિન્દુઓને મુશ્કા બાંધીને ગઝની લઈ ગયો છું. નહિં માને તો તારા અને તારા મુલકના લોકોના પણ એવા જ હાલ થશે. મને છેડવામાં માલ નથી. મોટા સાથે સલાહ કરવામાં માન છે. વેર કરવાથી ઝેર વધીને વિનાશ ઉપજે છે. સમજણ હોય તો સત્વર સમજજે, નહિં તો કાલ સવારે સૂર્ય ઊગતાં પહેલાં લડવાને સાવધ થજે. પછી જોઇએ પરમેશ્વર કોને ફત્તેહ બક્ષે છે. ”

મંત્રી પત્રિકા વાંચીને મહિપતિના મોઢા સામું જોવા લાગ્યો. ધર્મગજની આંખો ક્રોધથી લાલચોળ થઈ રહી. એવી આંખો વડે સિંહની પેઠે ગર્જના કરીને એણે કાશિદને કહ્યું:—

અલ્યા કાશિદ ! તને હું જીવતદાન આપીને જતો કરૂં છું. જઇને તારા સુલતાનને બેલાશક કહેજે કે તારા બ્હીવરાવ્યાથી હું બ્હીવાનો નથી. તારી અપમાન ભરેલી ચિટ્ઠિ ધર્મગજે પગ તળે દાબી દીધી છે. સુલતાનને જીવવાની આશા હોય તો મારી હદમાં ઊભો ન રહે, નહિં તો મારી તલવારનો સ્વાદ ચખાડવો પડશે. હું સિંહ બચ્ચો છું. સિંહ હોય તે શિયાળવાનાં ટોળાંથી ન ડરે. મારવું કિંવા મરવું એ અમારો ધર્મ છે. દૈવ ઇચ્છાથી રણમાં પડું તે કુરબાન છે પણ મારા દેશમાં મુસલમીન નામે રહેવા દેનાર નથી. હું તારી સાથે સલાહ કરવાની સ્વપ્નામાં પણ ઇચ્છા રાખતો નથી. સોમેશ્વરનો નાશ થાય તેમાં મારો પણ નાશ છે. હું શિવપંથી છું. સોમેશ્વર મારો ઇષ્ટ દેવ છે. હું સોમેશ્વરના પ્રતાપ વડે જ આ મુલકનું રાજ્ય ચલાવું છું. તે જ મહાદેવના નાશ માટે દોડી જતી મુસલમીન સેનાને ન મારી હઠાવું, મારી ફરજ ન બજાવું, મહમ્મદના

માણસોના મુડદાંનું ભક્ષણ મારા મુલકના ગીધ, સમળાં આદિ પક્ષીઓને નં કરાવું તો હું ક્ષત્રિબીજનો રાજા ન કહેવાઉં."

મહમ્મદનો કાશિદ અજમેરના મહારાજનો જવાબ લઇ ધ્રૂજતે પગે પોતાની છાવણીમાં ગયો એટલે મંત્રી બોલ્યો:—

"મહારાજ હવે આપની આજ્ઞા હોય તે નિવેદન કરો. વખત થોડો અને વેશ ઘણા છે."

"હવે શો હુકમ આપવાનો છે.? સામે મ્હોડે મરતાં સુધી લડવું; પુરૂષાર્થ અને પાણી બતાવવું એ જ આજ્ઞા છે." ધર્મગજે ખૂંખારો કરીને કહ્યું. "તું સાવધ થા અને આપણી સબળ સેનાને સાવધ કર લડવાને, પેલાં અફઘાન શિયાળીઆંની સાથે. આપણા સિંહ બચ્ચા અફઘાન શિયાળીઆંનો કેવો શિકાર કરે છે તે કાલે સવારે જણાઇ આવશે. સોમેશ્વર આપણો સહાયક છે. સત્યનો સદા જય કરો."

આટલું કહી ધર્મગજ પોતાના મંત્રી સાથે સેના સજ્જ કરવાને અંદર અહિંતહિં ફરવા લાગ્યો.

કાશિદના મ્હોડાની વાત સાંભળીને મહમ્મદને તથા તેના મંત્રીને મહા કષ્ટ થયું. હિન્દુઓની હિંમત સાંભળીને અજાયબી ઉપજી અને તરત તેમની સાથે લડવાની તૈયારી કરવા માંડી. રાત પડી એટલે બન્ને તરફની બળવાન સેનાના સિપાઇઓ ખાનપાનમાં પડયા. ધર્મગજની છાવણીમાં રાગરંગ છવાયો. પતંગીઆની માફક શત્રુની સેના પર તૂટી પડવાને માટે, ચારણોએ રજપૂત સિપાઇઓને બીરૂદ આપવા માંડયું.

ઘણા સિપાઇઓ વહેલા ઊઠવા ને માટે વહેલા સૂવા ગયા. કોઈ કોઈ વીરરસની વાતે વળગ્યા અને ઘણા ખરા સંસારના સુખદુઃખની વાતો સંભારીને હર્ષ શોકના સાગરમાં ડૂબવા લાગ્યા. છાવણી પર શત્રુ અચાનક હુમલો ન કરે, છેતરીને છાપો ન મારે તેથી ઠેર ઠેર બળતી મસાલો સળગાવી તથા ઘોડેસ્વારો ફરતા રાખીને ધર્મગજ ઊલટભેર પોતાના તંબુમાં સૂવા ગયા.

મહમ્મદ ગઝનવી અને તેનો મંત્રી આખી રાત ઊંઘ્યા નહિં. લડવાની ગોઠવણ કરવામાં, શત્રુથી સાવધ રહેવામાં અને વિચાર કરવામાં આખી રાત ગુજારી. ચાર ઘટિકા રાત્રી રહી ત્યાં તો બન્ને સેનામાં ખળભળાટ થઇ રહ્યો. અસ્ત્રશસ્ત્રના ખણખણાટ અને સિપાઈઓના પોકાર કાન પર અથડાવા લાગ્યા. ઘોડાના હણહણાટ અને ગજરાજની ગર્જનાઓ થવા લાગી. શૂરા રજપૂતો ઈશ્વર સ્તવન અને પ્રભાતિયાં ઊંચે સ્વરે લલકારી ઈશ્વરનું સ્મરણ કરવા લાગ્યા. મુસલમીનો પણ નાહીધોઈને ખુદાની બંદગી ભણવા લાગ્યા. એટલામાં સૂર્યોદય થયો. બન્ને બળવાન સેના સામસામી આવીને ઊભી રહી. ધર્મગજ આખા અંગપર નાના પ્રકારના અસ્ત્રશસ્ત્ર લટકાવીને હિન્દુ સેનાને મોખરે હાથી પર સ્વાર થઇને આવ્યો. સુલતાન મહમ્મદે પણ ચપળ અરબી ઘોડા પર ચઢીને સેનાની વ્યૂહ રચના રચવા માંડી. મુસલમીનોની લડવાની રીત ઓર તરેહની હતી. તેઓ શત્રુ પર સિપાઇઓની નાની નાની ટુકડીઓ મોકલીને શત્રુને કાયર કરવાનો ઈરાદો રાખીને પોતાનું બળ તાજું રાખે છે; પણ રજપૂતોની લડવાની રીત એવી નથી. સિપાઇઓની જેટલી સંખ્યા મેદાનમાં હાજર હોય તે સઘળી સંખ્યા દુશ્મનોને ઘેરી લઇને ચોમેરથી માર મારીને ગભરાવે છે. આવા સામટા ધસારાથી ઘણીવાર હિન્દુઓ જય પામે છે. આ લડાઈમાં પણ એમ જ બન્યું.

# સોરઠી સોમનાથ

મહમ્મદની સેના પર ધર્મગજે સામટો ધસારો કીધો; તેથી મહમ્મદની સેના ગભરાઈ ગઈ તથાપિ હિંમત ધરીને હિન્દુઓ પર તૂટી પડી. 'અલ્લાહો અકબર' અને 'હર હર મહાદેવ'ના પોકારથી રણનું મેદાન ગાજી રહ્યું. નોબતો, ભેંપુરા શરણાઈ અને શંખ આદિ વિવિધ પ્રકારનાં રણવાદ્યથી ગગન ગાજી રહ્યું. તીર, તરવાર તથા બરછી વગેરે તીક્ષ્ણ હથિયારો સવિતાનારાયણનાં તેજથી ચમકવા લાગ્યાં. હાથોહાથ લડાઈ ચાલી. મરદાનગી બતાવીને મરદો ઝૂઝવા લાગ્યા. તીક્ષ્ણ હથિઆરો બખ્તર ભેદીને જુવાન મરદોને જમીનદોસ્ત કરવા લાગ્યાં; કાયરો પાછી પાની ભરીને હઠવા લાગ્યા. શૂરા સિપાઇઓનાં શોણિતથી શોણિતની નદી વહેવા માંડી. તેમાં ધડ, માથાં, હાથ, પગ આદિ અંગના અવયવો નાના માછલાં અને મોટા કાચબાની માફક તણાવા લાગ્યા. સિપાઇઓના શરીર પર હથિયારના ધચોધચ ઘાવ પડવા લાગ્યા. મુછાળા મરદો માન મૂકીને સંતાવા લાગ્યા. આકાશ ધૂળથી છવાઇ ગયું. દશ દિકપાળ ડોલવા લાગ્યા. ઘવાયેલા સિપાઇઓ પાણી પાણી એવો પોકાર કરવા લાગ્યા; અને મારો મારો એવા અવાજથી કાન બહેરા થયા. લડાઈ ઘણીવાર ચાલી. ઇસ્લામીઓએ મરદાનગી બતાવવામાં મણા ન રાખી, પણ અંતે મહમ્મદની સેનાં હિન્દુઓના જુસ્સા આગળ ટકી શકી નહિં. તેની સેનામાં ભંગાણ પડયું અને ન્હસાય તેમ ચોતરફ ન્હાસવા માંડયું. એ જોઇને મહમ્મદ ઉઘાડી તરવાર ગ્રહીને સૈન્યની મોખરે આવ્યો અને પાછી હઠતી સેનાને ઘણી હિંમત આપવા માંડી, પણ તેથી કાંઈ વળ્યું નહિં. મહાસાગરની રેલ જેમ નાના ટાપુને ઘેરી લઇને પળમાં તેનો નાશ કરે છે, તેમ રજપૂત સેનાએ ઇસ્લામીઓનો ઘણો ઘાણ વાળ્યો. મહમ્મદની આંખો તેથી લાલચોળ થઈ અને વિકરાળ વાઘની પેઠે હિન્દુ સેના પર તૂટી પડયો. ધર્મગજે પણ

અંગરક્ષકો સાથે સુલતાન ઉપર ધસારો કર્યો. મહમ્મદનો ઘોડો ધર્મગજનો હાથી જોઇને ગભરાયો અને સુલતાનને ધરણી પર ઢોળી પાડી ન્હાસી ગયો. મહમ્મદ પડયો એટલે સિપાઇઓની માફક સેનામાં ઘૂમવા લાગ્યો. એ જોઇને હિન્દુ રાજા હરખાઇને બોલ્યોઃ–

"મહમ્મદ, ! હવે વગર વિલંબે ન્હસાય તેમ ન્હાસ, નહિ તો મારા હાથથી આજ તારૂં મોત આવેલું માનજે. ઘણે દહાડે આજ મારા હાથમાં આવ્યો છું. તેથી તારા લોહીથી મારા હાથ રંગીને રાજી થઇશ. આ જોઈ લે મારા તીરનું પાણી."

એમ વદીને હાથીના હોદ્દાપર બેઠાં બેઠાં હિન્દુપતિએ મહંમ્મદ પર તાકીને તીર ફેંક્યું. તે સુલતાનના સારા નસિબે છટકી ગયું. એટલે મહમ્મદે મૂછપર હાથ ફેરવીને કહ્યું:—

"ધર્મગજ, તું ફક્ત બોલી જાણે છે પણ કહેવા પ્રમાણે પરાક્રમ કરી બતાવતો નથી. જોઈ લે આ મારી પ્રસાદીનો સ્વાદ."

એમ બોલીને તેણે તાકી પોતાનું બાણ ધર્મગજને માર્યું; પણ તે હાથીના હોદ્દા સાથે અથડાઈને નીચે પડયું; એથી મહમ્મદ નિરાશ થયો. રજપૂતોના મારાથી તેના અંગરક્ષકો ભયભીત થયા. મહમ્મદ અતિ ગભરાયો અને આવેશમાં આવીને હાથોહાથ લડવા લાગ્યો.

"મહમ્મદ હજુ પણ મારૂં કહ્યું માન અને જીવ વ્હાલો કરીને ન્હાસી જા. તેં જો મરવાનું જ નક્કી કીધું હોય તો આવી જા આપણે એકલાં જ નસિબ અજમાવી જોઇએ. નકામી સેનાનો સંહાર શા સારૂં કરાવે છે." ?

# સોરઠી સોમનાથ

" અરે હિન્દુ રાજા, એટલો ગર્વિષ્ઠ ન થા. " મહમ્મદે મ્હોડું મલકાવીને ઉત્તર આપતાં કહેવા માંડયું. " તારી પેઠે મને સંસારનો અભાવો થયો નથી, પણ મનમાં હજી ઘણા મનસૂબા છે. હિન્દુઓ પોતાનો જીવ હલકો ગણી મરવા ચાહે છે પણ મુસલમીનોનો જીવ હિન્દુઓ સરખો હલકો નથી. મારી આગળ ઘણા લડનારા અને મોત કબૂલ કરનારા છે. તારી પાસેથી ખૂટયા હોય તો સામો આવી જા. "

આવા વાદવિવાદમાં લડાઈ ભયંકર ચાલી. દ્વંદ્વયુદ્ધ ચાલવાની તક આવી ત્યાં મહમ્મદનો પાટવી પુત્ર હાથી પર બેસીને પિતાની વહારે અંતની ઘડીએ ધસ્યો આવ્યો. મારામારી જબરી થઈ. તીરનો વરસાદ વરસવા લાગ્યો. ધર્મગજ પોતાનો હાથી મહમ્મદના કુંવર પર હાંકી ગયો. તાકીને હાથીના કુંભસ્થળમાં તીર જોરથી માર્યું તે આબાદ વાગ્યું; તેથી હાથી કુંવરને લઈ ન્હસાય તેમ ન્હાસી ગયો. એ મામલામાં મહમ્મદના પગમાં એક તીર પેઠું, મહમ્મદ ઘવાયો. હાથમાં પકડેલાં હથિયાર પડી ગયાં. ઘામાંથી ઘણું લોહી વહેવા લાગ્યું અને ધરણી પર ઢળી પડયો. એ દેખાવ જોઈને ન્હાસતા ઈસ્લામીઓ ધાઈ આવ્યા અને મહમ્મદને ઉપાડી પાછી પાનીએ લડતા પડતા શત્રુના હાથમાં સરસામાન છોડીને પોબારા ગણી ગયા. તેમની પાછળ રજપૂત સેના વેગળે સુધી ઊલટભેર દોડી અને દાતરડાંથી જેમ ઘાસ કાપે તેમ તરવારથી ઘણા મુસલમીનોને કાપી નાખ્યા–ચકલાંના ટોળામાં જેમ બાજ પડે તેમ ઇસ્લામીઓના ન્હાસતાં, ભાગતાં ટોળામાં રણશૂરા રજપૂતો ટૂટી પડયા અને તેમનો ઘણો ઘાણ વાળીને જય જય શબ્દો પોકારતાં અજમેર નગરીમાં પાછા ફર્યા.

# સોરઠી સોમનાથ

મુસલમીનોના ઘણા માણસો માર્યાં ગયાં તેમ પણ હિન્દુઓનો ઘણો ભાગ પડયો અને ઘણા ઘવાયા. અજમેરનું મેદાન બન્ને પક્ષના મડદાંથી ભરાઈ ગયું અને ગીધ સમળી વગેરે પક્ષીઓને ઉજાણી જાગવાથી આનંદમાં ઊડવા લાગ્યાં.

ધર્મગજની વિજયવાન સેના જયનાદ વગાડતી અજમેર નગરીમાં દાખલ થઈ એટલે શહેર સઘળામાં જયજય વરતાયો. મુખ્ય દેવળમાં જઈને અધિપતિએ ઈશ્વરનો પાડ માન્યો. રોશની અને ધ્વજા પતાકા વડે નગરી શણગારીને લોકોએ આનંદ ઉત્સવની પેઠે બે દહાડા પાળ્યા તથા જમણવારો, ઉજાણીઓ અને જોવા જોગ લાખો તમાસાથી શૂરા રજપૂતો લડાઇનો થાક ભૂલી ગયા.

સુલતાન મહમ્મદની સેનાનો નાશ કાંઈ જેવો તેવો નહોતો. સોમનાથ લૂંટવાની આશાએ આવેલા ઘણાક આશાભેર જીવડાઓ અજમેરના મેદાનમાં કમોતે મૂવા. નહિ નિજ દેશ પણ પરદેશમાં લાલચની રેલમાં ઘસડાઇ આવ્યાથી આવા હાલ થયા એ વધારે કરૂણામય બનાવ છે. મહમ્મદ અજમેરથી ઘણા માઇલ પાછો હઠી આવ્યો અને ગીચ જંગલવાળી, પાણીના સુખવાળી, બચાવવાળી જગ્યાપર જઇને અટકયો અને પોતાની છાવણી નાખીને પડાવ કર્યો. રજપૂતોના ધસારાથી ન્હાસભાગમાં પડેલા અને જીવતા રહેલા સિપાઇઓ દરરોજ સેનામાં આવતા ગયા અને પોતપોતાનું વિતક વર્ણવીને તથા વધારીને ગાવા લાગ્યા. મહમ્મદ ગઝનવીનો જખમ કાંઈ ભય ભરેલો નહોતો. હકીમ લુકમાન નામનો હોંશિયાર ગણાતો વૈદરાજ મહમ્મદની સાથે હતો. તેણે મલમપટ્ટા બાંધીને થોડા દિવસમાં પગને આરામ કીધો. સુલતાન મહમ્મદ સારી રીતે ટટ્ટાર થયો એટલે અજમેર પર ચઢાઇ કરવાનો મનસૂબો તાજો કર્યો.

## ૫

અજમેરના અધિપતિની તૈયારી અજાયબ તરેહની હતી. આ વખતે મહમ્મદ સામુ ટકી શકાશે નહિ, એવી ધર્મગજ દેવની ખાતરી હોવાથી સઘળું જરજોખમ "વીટવી" નામના મજબૂત કિલ્લાની અંદર આગળથી મોકલાવી દીધું. ઘણા દિવસ ચાલે એટલો અખૂટ અનાજ વગેરેનો જથ્થો અજમેરના કિલ્લામાં એકઠો કરાવી રાખ્યો. સુલતાન મહમ્મદ ફરી ધસી આવે છે એવું જાણીને અજમેરના અને તેની આસપાસના ગામડાના લોકો ગભરાવા લાગ્યા; તથા સૌ સૌનું સાચવવા મંડયા. ઘેર ઘેર રોકકળ થઈ રહી અને લોકો અધીરા થઈ ગયા. મહમ્મદના ઘાતકી સ્વભાવથી લોકો જાણીતા હતા; તેથી તેમને બમણો ગભરાટ થયો. રજપૂતો બખ્તર, હથિયાર લઈને અહીંતહીં મ્હાલવા લાગ્યા; અને ધર્મગજની ચાકરી કરવાને ખડે પગે ઊભા રહ્યા. આ અવસરે ધર્મગજના ધૈર્યનો પાર નહોતો. તેની પાસે જોઇએ એટલા લડવૈયા સિપાઇની સંખ્યા નહોતી. તેના ઘણા શૂરા સિપાઇઓ અને સબળ સરદારો સુલતાનની સાથેની પ્રથમ લડાઇમાં લડતાં કપાઈ મૂઆ હતા.

આ વેળાએ નવી મદદ મળવાની આશા નહોતી. થોડી ઘણી આશા રહી હતી તે અજમેર પર આવેલા ઘેરાથી તદ્દન તૂટી ગઈ. મહમ્મદે અજમેર પર ઘેરો ઘાલવાને મોટી તૈયારી કીધી. લોકો ન્હાસભાગમાં પડયા; અને ભર્યાંભાદર્યાં ઘર ભગવાનને ભળાવીને ભય વગરની જગ્યોએ ભરાવા લાગ્યા. ઘણા કાયર લોકો લડાઇથી અને તેના ભયથી કંટાળીને બડબડવા લાગ્યા. વણિક વેપારીઓ તથા હલકા ધંધાદારી લોકો ધર્મગજ દેવની સામા થયા અને 'લડાઈ ન કરવી, માગે તો પુષ્કળ પૈસો દંડ આપીને જોરાવર શત્રુને પાછો વાળવો,' એવો મત આપવા લાગ્યા. આવો મામલો જોઇને અજમેરપતિ મનમાં ઘણો ગભરાયો અને પ્રજાના મતના પોકારથી ડરવા લાગ્યો. જીતવાની આશા તેના અંતઃકરણમાં જરા ન રહી. બીકણ પ્રજાનું બાયલાપણું જોઇને તેના મનમાં બહુ ખેદ થયો, પણ આ વખત ખેદ ધરીને બેસી રહેવાનો નહોતો. રૈયતને ઠંડી પાડીને રાજી કરવાની યુક્તિ રચવાની પ્રથમ અગત્ય હતી. રૈયત રોશે ભરાય, અમલની છાયા છોડીને દૂર થાય તો સબળ શત્રુનું બળ બહુ થાય. બન્ને બાજુનો માર ન ખમાય તેથી દરબાર ભરીને ધર્મગજદેવે અજમેરના આગેવાનોનો અભિપ્રાય જાણવાની અતિ અગત્ય જોઈ. વસ્તીના સઘળા વર્ગના લોકો મહારાજના મંદિરમાં એકઠા મળ્યા. મંડળેશ્વરો, મંત્રીઓ; ન્હાના મોટા દરજ્જાના સરદારો અને વસ્તીના વકીલોની ઠઠથી કચેરીનું મકાન ભરાઇ ગયું, તથા સભામાં હાજર થયેલા સર્વે લોકોના ચહેરા પર ભય અને શોક છવાઈ રહ્યો હતો. મહારાજ આવીને મૂલ્યવાન સિંહાસન પર બિરાજ્યા એટલે રાજ્યકવિએ "મહારાજ ઘણું ઘણું જીવો, પૃથ્વીનાથની જયજય થાઓ" એવા આશીર્વાદ દઈ એકાદ વીરરસ કવિતા ગાઈ, વીર પુરૂષોનો વીરરસ જગાડયો.

" સાંભળો, શૂરા રજપૂતો સાંભળો. " બારોટ બિરુદ ચઢાવી રહ્યો એટલે અજમેરપતિ ગંભીર મુખડુ કરીને બોલવા લાગ્યા. " આપણે રજપૂત છીએ. આપણો ધર્મ રણમાં લડવાનો કે પડવાનો છે. રણમાં લડવાથી મુક્તિ મળે છે. મારવું, મરવું એ આપણું રજપૂતોનું કામ છે, માટે શત્રુને નમવા કરતાં કે શરમ ભરેલી રીતે તાબે થવા કરતાં આપણી તરવારોના સ્વાદ મુસલમીનોને ચખાડીને મરવું એ મરદાનગી ભરેલું છે.

શત્રુ જબરો છે. આપણા ઉપર અચાનક ચઢી આવીને તેણે આપણને અચંબામાં નાખ્યા છે પણ ફિકર નહિં. આપણે થોડાક છીએ પણ ઘણાની ગરજ સારીએ એવા મરણિયા છીએ. કેશરીઆં કરીને કૂદી પડવામાં કીર્તિ છે. આ દેહ મિથ્યા છે. તેનો એકવાર અંતે નાશ જ છે, ત્યારે આવી કીર્તિ ભરેલી રીતે મરવું એ જ માનભરેલું છે. ઇશ્વર આપણી તરફ છે, પ્રભુ સત્યનો બેલી છે માટે કમર કસીને અંતની ઘડી સુધી લડવું, બસ મરણિયા થઇને મરવું અને મોતથી ડરવું નહિં. પ્રજાએ ધીરજ ધરાવી. આવી ભયભરેલી વેળાએ ભૂપતિને બનતી મદદ આપવી, અમને લડવાને ઉત્તેજન આપવું, નગરના જુવાન મરદો અમારી સાથે જોડાઇને શહેરનો બચાવ કરવો અને શત્રુને મારી હઠાવવો. આ કામ કાંઇ મોટું નથી. અજમેરમાં આવડી મોટી વસ્તી છે, તેમાંથી સઘળી વર્ણના લોકો જો શત્રુ પર ઊલટે તો સત્વર તેનો સંહાર થાય અને દુશ્મનનું દળ કટક દળાય. માટે મારી રાંક પણ શૂરી રૈયત! મદદ આપવાની તકે આવી આફતમાં અધિપતિને છોડીને ન્હાસી જવામાં અથવા કાયરની પેઠે ઘરના ખૂણામાં ભરાઇ બેસવામાં મદદપણું નથી, પણ શરમપણું છે. લડવું એમાં લાભ છે. મારી મરજી છે કે લડવું; અને પુરુષોતાન

બતાવીને પડવું; પરંતુ કાયર બનીને શત્રુ સાથે સલાહ તો ન જ કરવી.”

મહારાજના મુખવેણ સાંભળીને વસ્તીના વકીલો મોટા વિચારમાં પડયા. ઘડી બે ઘડી કોઈને બોલવાની હામ ન ચાલી. અંતે વણિકો તરફથી પાનાચંદ શેઠ પોતિયાંની પોટલી વાળતા ઊભા થયા. શેઠનો વેષ વિલોકિક હતો. માથે ધોળું મોળીયું, અંગરખાંને બદલે અજાય-બીમાં નાખે એવું લડાઈનું કિંવા ભયનું નામ સાંભળીને ઢીલું પડી જાય એવું પોતિયું પાનાચંદ શેઠે પહેર્યું હતું. વાણિયાભાઈ તે વાણિયાભાઈ.

“મહારાજ !” વાણી અને વેષ જેનો વિચિત્ર એવા વણિકના શેઠે વાંકાવળી પ્રણામ કરીને વિનંતી કરવા માંડી. “હાથીએ હાથી લડે તેમાં ઝાડનો ક્ષય થાય એ તમે જાણો છો. તમે અને મહમ્મદ વઢો તેમાં અમારો ઘાણ નીકળી જાય. લડવાથી નુકશાન થાય છે. માણસોની અને ધનમિલ્કતની હાનિ થાય છે, માટે વાણિયાભાઈની પેઠે નીચી મૂછ કરીને નમવામાં લાભ છે. સમય ઓળખવો એમાં શાણપણ છે માટે તમે મહમ્મદને નમી જાઓ અને અવસર ઓળખો. મહારાજ ! લોહીનું ટીપું જોઈને અમે કંપીએ છીએ. એવો દેખાવ દેખીને અમારી આંખે ચીતરી ચઢે છે. તરવારનો ચળકાટ અમારી આંખે જોયો જતો નથી. તોપ, બંદૂકના ગડડાટ સાંભળીને અમારા હાજા ગગડી જાય છે. એવા પોચા વણિકો રાજ્યને શી મદદ કરી શકીએ ? મહારાજા એવી લડાઈની ધાંધલમાં અમારાથી ઘરમાં કેમ રહી શકાય ? હજારો માણસો લડવાથી મરી જશે. તેની હત્યા રાજ્ય અજમેરની ગાદીને લાગશે. એક જીવનો નાશ અમારાથી જોવાતો નથી તો હજારો જીવોની હાનિ અમારાથી કેમ જોઈ શકાશે ? અમારો ધંધોરોજગાર, વેપારવણજ બંધ પડશે અને નફો તણાઈ જશે. નહિ ખમાય એવું નુકશાન થશે માટે સુલતાન સાથે

સલાહ કરીને અજમેર પર લટકી રહેલી વિપત્તિની વાદળી વિખેરી નાખો એવી અમારી રાંક વણિકોની વિનંતિ છે."

"બેસી જાઓ પાનાચંદ શેઠ, બેસી જાઓ." ધર્મગજદેવે ધિઃક્કારથી જવાબ દીધો "તમે આજ પછી મારી આગળ આવું બાયલું ભાષણ કરશો નહિં. દુશ્મનથી ડરીને બાયડીઓની માફક ઘરના ખૂણામાં ભરાઈ બેસવું એ અમારૂ ક્ષત્રિઓનું કામ નથી. રણમાં સામે મ્હોઢે લડવાથી જીવતાં જશ મળે છે અને મરવાથી મુક્તિ મળે છે. તમારા સરખા વણિકો તરવારના તેજથી ડરે પણ અમે રજપૂતો ન ડરીએ. એમ ડરીએ તો આવું મોટું રાજ્ય અમારાથી કેમ કરી શકાય ? બોલો મહારાજ તમે શો મત આપો છો ?"

સભામાં હાજર રહેલા વિપ્રોના અગ્રણી કૃપાશંકર આચાર્યને સંબોધીને ધર્મગજદેવે છેલ્લા શબ્દો ઉચ્ચાર્યા. ભૂદેવ રાજાને આશીર્વાદ દેતા આગળ આવવા ઊભા થયા. દૂંદાળી ફાંદ, ટૂંકા પનાનું પોતિયું, ઉઘાડું અંગ અને માથે જૂના જમાનાની ટેલીઆ ભટ સરખી પાઘડી, ગળામાં મોટા મોટા મણકાની માળાનો ભારો, કપાળમાં અર્ધચંદ્રાકારનું સુખડનું ટીલું, પાઘડીમાં પાંચ પેઢીનું વારસ મળેલું ટીપણું; એવા વિચિત્ર વેષથી સભાસદોને મંદ હાસ્ય આવ્યું. અધિપતિના સિંહાસન આગળ આવી લાંબો હાથ કરીને મહારાજ આશીર્વાદના મંત્રો ભણવા લગયા.

"રાજન ! રૈયતની રક્ષા કરવી એ રાજ્યધર્મ છે." કૃપાશંકરે વાગ્ધારા છૂટી મૂકી વદવા માંડયું. "આપ ક્ષત્રિય છો, ગૌબ્રાહ્મપ્રતિપાળ છો. ગાય અને બ્રાહ્મણનું રક્ષણ કરવાને આપે

ઝૂઝવું અને યવનોથી હિન્દુ ધર્મનું રક્ષણ કરવું ઘટે છે. આપણી આર્યભૂમિ ઉપર યવન ચઢી આવીને જય કરે, ધર્મમંદિરો અને લોકોને લૂંટીને ધર્મ ભ્રષ્ટ કરે, એ આપથી ન જોવાય. મહારાજ! આપનો ધર્મ કેશરિયાં કરીને રણમાં ઘૂમવાનો છે. આપ લડો અને રણમાં દુશ્મનને રોળી નાખીને જય મેળવો એવો અમારો આશીર્વાદ છે.

આપ જાણતા હશો કે પરશુરામે કેવું દારૂણ યુદ્ધ કીધું હતું. પણ કાળ બદલાયો છે. આજ એ કાળ નથી. આ અવસરમાં એવા વિપ્રો નથી પણ લાડુ ખાઈને પેટ પર હાથ ફેરવનાર લાડુ ભટો ઘેર ઘેર જોવામાં આવે છે. ખાવાપીવામાં લક્ષ રાખવું, વધારે ખાવાની વડાઈ વહોરવી, પ્રજાને માથે પડીને પેટનું પૂરૂં કરવું એવો બ્રાહ્મણનો વર્ગ રહ્યો છે. એવા ભૂદેવોથી રાજ્યને શો આશ્રય મળવાનો છે? હું તો જેવું છે તેવું જ જણાવું છું મહારાજ! નથી અમારામાં રહી વેદવિદ્યા, ઈશ્વરસત્તા અથવા શૂર શક્તિ. મંત્ર આ કળિયુગને વિષે નિષ્ફળ નિવડયા છે, નહિ તો ગમે એવા શત્રુને શાપ આપતાં સંહાર થાય. ભિક્ષા માગીને ભોજન કરવું અને આખો દહાડો ઘરના ખૂણામાં ભરાઈ રહીને ક્રિયાકર્મ કરવામાં કાળ ગાળવો એવા બળહીણા બ્રાહ્મણો પ્રબળ શત્રુનો ધસારો કેમ ઝીલી શકે મહારાજ! આપનો જય જય થાઓ એવો આશીર્વાદ આપ્યાનું ગજું અમારૂં છે. બીજુ અમારાથી શું બની શકે એ આપ જાણો છો."

કૃપાશંકર 'રાજ્યનું કલ્યાણ થાઓ' એવો આશીર્વાદ ભણીને પોતાના આસન ઉપર બેસી ગયા. ત્યાં દેવદત્ત દોડી આવીને દયામણે ચહેરે બોલ્યો:—

"ગોબ્રાહ્મણ પ્રતિપાળ ! આપ તો સાક્ષાત્ વિષ્ણુનો અવતાર છો. એક ચક્રવડે વિષ્ણુ જેમ સંહાર કરી નાખે છે તેમ અમારા આશીર્વાદથી આપ બહુ બહુ કરી શકશો. અમારા મંત્રથી અમે અરિને આંધળોભીંત કરીશું ! બળહીણ બનાવીશું ! અને ન પુરાય એવો તેમનો નાશ કરીશું ! માટે મહારાજ આજ્ઞા આપો, એક સહસ્ર વિપ્રોને શત્રુ સંહારનો જાપ જપવાને શિવ મંદિરમાં બેસાડો ! સાંજ સવાર મોદક જમવાને પાકાં સીધાં આપો ! અને ઉપર દાન દક્ષણા આપીને તેમને સંતોષો ! એટલે તરત કામની સિદ્ધિ થવાની ! શત્રુ ઊભો હશે ત્યાં સ્થિર થઈ જશે ! તેની તરવાર મ્યાનમાંથી બહાર નીકળશે નહિં ! અમારા આશીર્વાદનો એવો પ્રતાપ છે, પૃથ્વિપતિ !"

"મહારાજ ! એ તો જાણ્યા તમારા મંત્રો અને ધૂર્તપણાના સર્વે ઢંગ." ધર્મગજ માથુ ધુણાવીને બોલ્યા. "મંત્રથી અને આશીર્વાદથી જો શત્રુ જીતાતો હોત, વિજય થતો હોત તો કૌરવ અને પાંડવોનું જબ્બરૂં યુદ્ધ થાત જ નહિ. કરોડો કૌરવ અને પાંડવોની સબળ સેનાનો નાશ પણ ન થાત. કોને સમજાવો છો મહારાજ ! અક્ષરોમાં એટલી બધી તે શી શક્તિ આવે છે કે તેથી ધારેલી ધારણા પાર પડે ! મંત્ર, જંત્ર એ સઘળી ભોળા લોકોને ભમાવવાની વાત છે. આશીર્વાદ આપી દીન વચન ઉચ્ચારવાં એ દીન જનોનું કામ છે. બળ અને કળા વગર બળવાન શત્રુ કદી જીતાય જ નહિ. બોલો શૂદ્ર તરફથી કોણ જવાબ દે છે ?"

"અન્નદાતા ! તમે માવતર અને અમે છોરૂં છીએ." ભાણો પટેલ આગળ આવીને કહેવા લાગ્યો. "તમે ધીંગા ધણી અને અમે રાંક રૈયત છીએ. અમને બચાવવા એ અન્નદાતાનું કામ છે. અમે કૃષિ કામમાં કુશળ. ખેતરમાં ખાતર કેમ પૂરવું, ખેતી કેમ કરવી, મોલની

ઉપજ નીપજ કેવી આવશે વિગેરે બાબતની સલાહ પૂછો તો અમે આપીએ, પણ લડાઈની સલાહ બલાહ જાણે એ તો તમારા સરખા અમારા રૂપાળા રાજવી. અમે તે કઈ વાડીના મૂળા ! માટે ખમા કરો બાપજી ! ખમા કરો. ”

“ બાપજી ! અમારો ધંધો લાકડા વહેરવાનો કે ચીરવાનો અને તમારો ક્ષત્રિયોનો ધર્મ શત્રુ સંહારવાનો ! ” ભાણા પટેલ બોલીને બેસી ગયા પછી એક સૂતાર ઊભા થઈ પોતાનો મત જાહેર કરવા લાગ્યો. “ અમને અમારૂં કામ સોંપો તો અડધે વચને કરવાને અત્યાર ઘડીએ તૈયાર છીએ ! છોડીઆં ફાડીને લાકડાંપર રંદો ફેરવીને માંડમાંડ ઘરનો નભાવ કરીએ ત્યાં રાજખટપટની અમને શી ખબર રહે ? અમારૂં બળ શું ? તુરક સિપાઈઓની સામે અમે કેમ ટકી શકીએ અન્નદાતા ! ”

“ મહારાજ ! રાજને નવાં નવાં લૂગડાંલત્તાં વેતરાવવાં હોય તો ગજ અને કાતર લઈને આજ્ઞા મળતાં અડધી રાતે વેંઠે આવવાને આતુર છીએ પણ શત્રુ સામે જવાને બાપજી ! અમારૂં ગજું નથી.” એક દરજીએ કીર્તિ ખાટવાના ઈરાદાથી કહેવા માંડયું. “ સોય, દોરા હોય તે તરત ખડે પગે કરવાને તૈયાર છીએ ! રાજની મરજી હોય તો સોય કાતર લઈને શત્રુ સામે લડવાને સાવધાન થઈએ ! બાકી તરવાર બરવાર ઝાલવાનું અમારૂ બળ જોર નથી, અન્નદાતા !! ”

“ મહારાજ ! અમે કોળી ભાયડા છીએ. આ અમારા ઠાકોર છે. ” કોળીના કોમના પટેલે ઊભા થઈ કહેવા માંડયું. “ અંધારી મેઘલી રાત મળી હોય, દેડકાં ડરાંડરાં કરતાં હોય અને ઝરમર મેહુલો વરસતો હોય એ વેળાએ ખાતરિયું લઈને ખાતર પાડવાની

ખોળ કરતા અમારી આખી આવરદા ગઈ છે. રણવગડામાં લૂંટફાટ કરવી એ અમારો કસબ! ખૂણે ખાંચરે ખાતર પાડવું એ અમારો ધંધો! રજા હોય તો રાતે સુલતાનજીનો ડેરો ફાડીએ! તેમાં ખાતર પાડીએ અને હુકમ હોય તો મહમ્મદ સુલતાનનું ભોડું કાપીને અન્નદાતાની હજુરમાં હાજર કરીએ; પણ લડાઈ બડાઈ લડતાં તો અમને ન આવડે પૃથ્વીનાથ!!!"

"પૃથ્થીનાથ! મારૂં નામ રામલો." પાંચસો કુબાનો મુખી રામલો રબારી ખભે ડાંગ લઈને ડાયરાને રામરામ કરતો આવીને કહેવા લાગ્યો. "જાતે હું રબારી છું અને પૃથ્વીપતિના પ્રતાપે પાંચસો કુબાનો પટેલ છું. 'ન દેખો ભુતાં તો દેખો ભરવાડા.' અમે જંગલના જન. અમને તમારા શહેરી સરખું બોલતાં ચાલતાં ન આવડે ખાવિંદ! અમારા છૈયાં છોકરાં છાસ, દૂધ પીને ન્હાનેથી મોટા થયેલાં. તેથી ભરામણ વાણિયાના જેવા નરમ ઘેંસ જેવાં નહિં તો! રાજના અને રૈયતના ઢોરઢાંખર અને ઘરના બકરાં મેઢાં જંગલમાં જેઇને ચરાવીએ. અમે ગાયોના ગોવાળ. ગાયને જાળવનારા ગોવાળ અને તમે ગાય સરખી રાંક રૈયતની રક્ષા કરનારા ગૌપ્રતિપાળ. તમારો અને અમારો એક દરજ્જો અને એક ફરજ. તમારે સિંહાસન પર બેસવાનું હોય છે તેમ અમે મઝેના ટાઢી છાંયા ઢળી હોય એવા લીંબડાના શિતળ છાંયડામાં લાંબી, મોટી ડાળીઓએ માળો બાંધી તે પર ચઢીને રાગ લલકારીએ છીએ; અથવા પાવો વાંસળી વગાડી મનમાં મગ્ન થઈએ છીએ મહારાજ! એ અમારૂં સુખ. સલતાન બલતાનના અન્નદાતા! શા ભાર છે? મહારાજા! આ ડાંગો વતી એ મસલ્લાના કોડા રંગી નાખશું. પાંચસો ભરવાડો! ધણીનો હુકમ સાંભળવાને હાજર છે. અમે જેની જાર બાજરીના જાડા પાતળા રોટલા ખાઈએ છીએ તે પણ રાજના જ

પ્રતાપ. રાજના પ્રતાપ વગર અમે ઘડી એક કેમ રહી શકીએ ? અમે ધણીના છીએ. આ હાડ પણ ધણીનાજ છે. ધણી કહે ત્યાં ધાવાને હુકમ મળતાં હાજર છીએ અન્નદાતા ! ! !”

“શાબાશ છે મારા રંક પણ શૂરા ભરવાડો ! તમારી રાજ તરફની વફાદારીથી હું રાજી થયો છું.” મહારાજ મલકતે મુખડે બોલ્યા.

“મહારાજ ! જાદવે જોયા જેવા જંગ કરીને જશ મેળવ્યા છે. આપણે ચારે દિશાએ તરવાર ચલાવીને દેશમાં ડંકો દીધો છે, માટે ફિકર ન કરશો .” એક રજપૂત મૂછપર તાવ દેતો છાતી ક્હાડી ઉચર્યો. “અમે જીવતા છીએ ત્યાં સુધી લડવાને ઊભા છીએ. ક્ષત્રિનો ધર્મ છે કે મારવું અથવા મરવું. અમે ક્ષત્રિ છીએ. અમારી રગોમાં રકત દોડે છે ત્યાં સુધી આપનો અને અજમેરનો બનતો બચાવ કરશું. આ કિલ્લો તૂટશે તો કિલ્લા રૂપે અમે આવીને ઊભા રહીશું. ‘ખસે ખાડા પણ ન ખસે હાડા’ એ કહેવત ખરી કરી આપશું. એક રજપૂત બચ્ચો જીવતો હશે ત્યાં સુધી આપને ઉની આંચ આવવા નહિં દઈએ મહારાજ !”

“જય જય મહારાજ ! મહારાજની જય થાઓ !” દરબારનો માનીતો ભાટ બોલ્યો. “આપના પૂર્વજોને પ્રસન્ન કરવાને આપે આ પગરણ માંડયું છે તેમા જોઈએ એવો જય થાઓ. પૃથ્વીનાથ ! આપના પૂર્વજોએ બહુ બહુ પરાક્રમો કીધાં છે. શત્રુઓ સંહાર્યા છે અને રંગ રાખ્યો છે. રંગ છે રજપૂત લોહીને ! ધન્ય છે અજમેર ધણીને ! ધરાપર અજમેર ધણી સરખા ધર્મિષ્ઠ પુરૂષો થયા નથી અને થશે પણ નહિં. રજપૂત વગર પૃથ્વીની કોણ રક્ષા કરે ! ધર્મગજ વગર હિન્દુ ધર્મ ઉપર ધસી આવતી ધાડ ખાળવાને

કોણ ધાય ? રજપૂતો રણનું મેદાન જોઈને રીઝે છે. મોતથી અને ભૂતથી પણ ડરતા નથી અને હિંમત રાખી હથિયાર બીડીને શત્રુના સૈન્યમાં સિંહની પેઠે કૂદી પડે છે. ક્ષાત્ર ધર્મકર્મમાં કહ્યું છે કેઃ—

રાણી જાયા રાજવી; રણ શૂરા રજપૂત;
ડરે નહિં દુશ્મન થકી, ભલે હોય કદિ ભૂત;
ભલે હોય કદિ ભૂત, દૂત મોટા દાંતાળા,
રીઝીને રજપૂત, કૂટી નાખે કાંટાળા;
મુખ સામે લડી મરે, કરે નહિ વ્હાલી કાયા;
ફિકર તજીને ફરે, રજપૂતો રાણી જાયા.

(૨)

ખુશી થાય સુણી ક્ષત્રિઓ, રણવાજાંના નાદ,
મધુરી સુણતાં મોરલી, નેહ ધરે જ્યમ નાગ;
નેહ ધરે જ્યમ નાગ, રાગ સુણી અતિ રસીલો,
મેદનીમાં કરી માગ; કરી લે સર અરિકિલ્લો;
વદે અરિથી વાદ, બહુ બળથી બાઝ્યાનો;
રીઝે છે રજપૂત, રાગ સુણી અતિ રસીલો.

રણમાં રોળીને શત્રુને ચાંચડની પેઠે ચોળીને જય જય કરો મહારાજ! રંગમાં મચેલા ટેંડા રજપૂતોને રંગ છે!

"સત્ય છે બારોટ!" અજમેર પતિએ ઉત્તર દીધો "તમે સત્ય કહો છો. રજપૂત બચ્ચા વગર આવાં વિકટ કામ બકાલોથી અને

બાયલી પ્રજાથી કેમ બજાવી શકાય? ભાજી ખાઉથી શું થઈ શકે? બાયલી પ્રજા પોતાનું બળ શું બતાવે? બળ હોય જ ક્યાંથી? વ્યાજ ખાઉ વાણિયાથી સિંહની સેનામાં કેમ કૂદી શકાય? શૌર્યહીણ શૂદ્રો શું કરવાના? દાસત્વપણામાં ડૂબેલા વેઠના વૈતરા ઉપાડેલાં તેમનાથી આવા વિગ્રહમાં કેમ વઢાય? ક્ષત્રિ વગર આ દેશમાં લડી શકે એવો કયો વર્ગ છે? લાડુ ભટોથી લાડવા ખાવાની લાલચ તજીને લડાઇના મેદાનમાં લડવા કેમ નીકળી શકાય? આથી હિંદુ પ્રજા પતિઓ પ્રજાની પ્રબળ સહાયતા વગર સબળ શત્રુ સામે લડતાં ઘણીવાર હાર ખાય છે અને હારે તેમાં નવાઈ પણ નથી. પરદેશી પ્રજાપતિઓને પોતાની પ્રજાનો પ્રબળ આશ્રય મળે છે અને તેવા આશ્રય વડેજ ઘણું કરીને તેઓ અતિ વિજય મેળવી શકે છે. સઘળા મુલકમાં સઘળી વર્ણના લોકો લડાઈમાં સામેલ થાય છે. વેપારીઓ, હલકો ધંધો કરનારા હલકી વર્ણના લોકો અને ઉચ્ચ રાજવંશી વર્ગના લોકો પણ લડાઈનો હુન્નર જાણે છે અને વખાણે છે; ત્યાંના રાજકર્તાઓને આ દેશના અધિપતિઓની પેઠે એકલા ક્ષત્રિ વર્ગ ઉપર જ આધાર રાખવો પડતો નથી. સઘળી પ્રજાની સામટી સલાહ સહાયતા રાજ્યને મળે મળે છે. તેથી તેઓ દેશપર આવેલી વિપત્તિને વિખેરી શકે છે અને વિદેશ પર વધતા વિજય મેળવે છે. પણ હિન્દી પ્રજામાં લડવાની હોંશ ક્ષત્રિ વગર બીજી કોમમાં નથી. સઘળી પ્રજા બીકણ અને બાયલી છે. મરદ છતાં મેરીની માફક ભયની વેળાએ ઘરના ખૂણામાં ભરાઈ બેસે છે. શરમ છે એવી શૌર્યહીણ બાયલી પ્રજાને!

"હારવું, જીતવું એતો નસિબમાં હોય છે. આગળથી ભય આ-ણીને શરમ ભરેલી રીતે રજપૂત બચ્ચો શત્રુને તાબે કદી ન થાય. કેશરિયાં કપડાં કરીને કૂદી પડો મારા કુશળ સિપાઈઓ! અંગમાં પ્રાણ હોય ત્યાં સુધી પાછી પાની ન ભરો. વાળો કચ્ચણ ઘાણ

એ લાલચુ ઇસ્લામીઓ! ચાલો, લાર ન લગાડો. છૂંદી નાંખો તમારા પગ તળે જોરાવર શત્રુને!"

મહારાજના મુખના આવાં વીરરસ ભરેલાં વચનો સાંભળીને કચેરીના સઘળા શૂરવીર રજપૂત સરદારો "જય જય મહારાજ! મહારાજની જય થાઓ! શત્રુનો કચ્ચઘાણ વાળો!" એવા જય શબ્દો વદ્યા. તેમના શબ્દ ઘોષ વડે મહમ્મદની સકળ સેના કંપી ઊઠી;

અજમેર પતિની છાવણીમાં નોબતોનો નાદ અને શરણાઈના શૂર ચડે એવા શોર તથા શંખનાદ થવા લાગ્યા. વિવિધ પ્રકારના રણવાદ્યથી, હાથી, ઘોડાના હણહણાટથી અને શૂરા રજપૂતોની વીર-હાકથી છાવણી ગાજી રહી.

બ્હીકણ લોકો ઘરનાં બારણાં બંધ કરીને ભોંયરામાં અને ભય ન જણાય એવી જગ્યામાં ભરાવા લાગ્યા. કાયર લોકો ભયથી કંપીને કપાળ કૂટવા લાગ્યા અને નબળા લોકો બચાવ ભરેલી જગ્યાએ સંતાઈ ભરાઈ બેસવાની સંભાળમાં પડ્યા. ઘણા જણ તો અજમેરની છૂપી ભાગોળેથી માલ મિલ્કત અને કુટુંબ કબીલો લઈને છૂપા છૂપ ન્હાસી છૂટ્યા. અજમેર નગરી હાલક લોલક થઈ રહી. રાત્રિને વિષે આકાશમાંથી ખરતા તારા જોઈને અજગોરીઓ આ સઘળી માત્ર અપશુકનની નિશાની માનીને ઉદાસ થયા. રજપૂતો આખી રાત ઊંઘ્યા નહિ. જમવા, રમવામાં કુટુંબ કબીલાને મળવા ભેટવામાં ગોણી જામની ગુજારી. પહોર ઘટિકા રાત્રિ રહી એટલે રજપૂતો લડવાને સજ્જ થવા લાગ્યા. માતાઓ પોતાના જુવાન પુત્રોને માથે હાથ ફેરવી આશિષ વચનો રેડવા લાગી. રણમાં વિજય કરીને સામે મોઢે લડી જશ કમાઈ આવવાને બોધ દેવા લાગી. પ્રાણ જાય પણ શત્રુથી પાછી પાની ન ભરવી, પીઠ પર ઘા ન ખાવો પણ છાતીમાં ઝખમ

ખાઈને મરવું અને અપ્સરાને મળવું, કુળને કલંક લાગે એવી કહેવત રહી જાય, સાત પેઢીની મેળવેલી કીર્તિ લુંટાઈ જાય એવું કાયરપણું ત્યાગ કરી શત્રુમાં માર્ગ કરી, યશ ભરેલી રીતે મારવું કિંવા મરવું અને અક્ષય સુખ મેળવવું, એવાં કાંટા ભરેલા કથનો કથી કથીને ઉશ્કેરવા લાગી. રજપૂતાણીઓ પોતાના વ્હાલા પતિઓને પ્રેમથી ગળગળિત થયેલા સ્વરે વદવા લાગી. "પ્રાણનાથ! માથાના મુગટ! ધણીનું લૂંણ આજ સુધીમાં આપણે ઘણું ઘણું ખાધું છે. તે હક કરવાની હમણાં જોઇએ એવી તક તમને મળી છે તે જવા ન દો. તમારી તરવારથી તરકડાંઓને રહેંસી નાંખી, વિજય કરીને પાછા વળો અને તમારૂ નામ રટતી અબળાઓને તથા 'વિજોગ તાપથી ટળવળતા તનુજોને આવી મળો. દૈવ ઈચ્છા જો એવીજ હોય ને રણમાં જય મળે એવું ન જણાય તો સામે મ્હોડે મરીને અપ્સરા વરો અને અક્ષય સુખ મેળવો, પણ રખેને અમારામાં અને આપણા બાળ બચ્ચાઓમાં પ્રેમ રાખીને રણમાંથી પાછા પગલે ફરતા અને અક્ષય સુખ તજી દેતા. સ્ત્રી, છોકરાં, માત, તાત સઘળું મિથ્યા છે. અહિંનું સુખ સ્વપ્ના સરખું છે. એવા મિથ્યા સુખમાં મોહ રાખીને રખે ને પાછી પાની ભરતા" પ્રેમમાં લીન થએલી પ્રમદાઓનાં મુખનાં પાનો ચડે એવા વીરરસ ભરેલાં વચનો સાંભળી ને લડાઇના આશક રજપૂતો કુટુંબના આશિષ વચનો શિર પર ચડાવીને અજમેર પતિની છાવણીમાં એકઠા થવા લાગ્યા.

અજમેરપતિએ આખી રાત રણવાસની અંદર રંગરાગમાં અને મોજ મજામાં ગુજારી. તેના મનમાં ખાત્રી હતી કે આ વેળામાં દુશ્મન સામે ટકી શકાય એમ નથી. શત્રુનું દળ કટક મોટું છે. આપણું લાવ લશ્કર ખૂટયું છે. તેથી વિજયી થવાની આશા મુદ્દલ નથી. જોર વડે જીત કરીને અજમેરમાં પાછા સહિસલામત

આવવાની આશા જરા નથી તેથી તેણે પાછલી પહોર રાત્રી રહી એટલે નાહી ધોઇ નિત્યકર્મ કરીને દીન લોકોને પુણ્ય દાન દીધાં અને કેશરિયાં કપડાં પહેરી કવચ અને અનેક તરેહના અસ્ત્ર શસ્ત્ર સજીને રણમાં જવાની તૈયારી કીધી. એ જોઇને તેની પટરાણી બોલીઃ—

"સ્વામિનાથ! તમારી વ્હાલી રાણીને રડતી મૂકીને રણમેદાનમાં ન સિધાવો. હું તમારા સુખસંકટની ભાગિયેણુ રાજ્ય મહાલયમાં રહું અને રણમેદાનમાં ઝૂઝવાને પધારો એ ન જ બને. હું રજપૂતાણી છું અને એક કુળવંતી રજપૂતાણી તરીકે આપની સંગે આવીને આપના સંકટમાં ભાગ લઇને સંતોષ પામીશ પ્રાણનાથ! આપ અંતઃકરણમાં રખે માનતા કે રણક્ષેત્રમાં સ્ત્રીથી કેમ રહેવાશે? ધીરજ કેમ ધરાશે? પણ યાદ કરો આગલાં રજપૂતાણીઓના યશ ભરેલાં પરાક્રમોને. યાદ કરો તેમણે બજાવેલાં મહત્કર્મોને, સંભારો તેમની હિંમત અને શૂર ભરેલી સબળ શકિત. હું રજપૂતાણી છું. મારાથી બનતી મદદ આપીશ અને સંકટમાં ભાગ લઈ સંતોષ પામીશ. સુખાવસ્થામાં આપની સાથે રહીને સુખ ભોગ ભોગવ્યા અને સંકટ સમયે આપને છોડીને એકલી આ રંગ મહાલયમાં રહી ટકટક જોયાં કરૂં એ મારાથી કેમ જોયું જાય? મહારાજ! આજ્ઞા આપો વિચાર ન કરો. ઈશ્વર સૌ સારા વાનાં કરશે."

"પ્યારી રાણી! તેં અવધિ કરી છે. તારા મ્હોડામાંથી આવા મરદાનગી ભરેલાં વીરરસના વચનો સાંભળવાની મેં આશા રાખી નહોતી. રંગ છે આવી રજપૂતાણીઓને! ધર્મગજદેવ પોતાની પ્રિયાના મુખમાંથી નીકળેલાં પ્યાર અને પાનાં ભરેલાં વચનો સાંભળીને પોરસાઈને બોલવા લાગ્યો. રજપૂતાણી વગર શૂરવીર રજપૂત રત્ન કોણ પેદા કરત? રણમાં તને ન લઈ જવાના અનેક કારણો છે. સ્ત્રીને

સાથે લઈને લડવા જવું એ નહિં બનવા જોગ કામ છે. હું રજપૂતાણીની હિંમત ઉપર શક લઈ જતો નથી. તીરબાણનો વરસાદ વરસી રહ્યો, તોપના કાન બહેરા કરી નાંખે એવા ગડગડાટ થઈ રહ્યા હોય, સૂર્યના તેજસ્વી તડકામાં ભાલા અને સમશેરો વીજળીની પેરે ચમકી રહી હોય, વીર હાકો વાગી રહી હોય તેમાં કાચી પોચી છાતીના મરદના ગાળા પણ નરમ થઈ જાય તો ઓરતોની ધીરજ કેમ રહે? પગ કેમ ન કંપે? એમ મારૂં માનવું નથી. તું રજપૂતાણી છું. રજપૂતાણીઓએ જોયા જેવા જંગ કીધા છે; સેંકડો શત્રુ હણ્યાં છે અને વિશેષ વિજય કીધા છે. તે કુળની તું પણ એક છું પરંતુ લોકમાં કહેવત રહી જાય કે અજમેરપતિએ વિપત્તિની વેળાએ પોતાની રાણીની મદદ લીધી એવી નામોશીથી હું ડરૂં છું. તું મારી શીખ માન અને મને રજા દે. ઈશ્વર કરશે તો વહેલો આવીને મળીશ નહિ તો દૈવ ઇચ્છા!"

"અંબા દેવી તમારી રક્ષા કરો" રાણીએ રાજાને રણમાં જવાની વિદાય આપતાં કુળદેવીના આશીર્વાદ ઉતરવાના ઉદ્ગાર કાઢ્યા. "આપણી કુળદેવીની તમને રક્ષા છે, આવી કઠણ વાણી ન બોલો ભાવિ કાળ આગળ મનુષ્યનું ઉપજતું નથી જ્યારે આપની એવીજ ઇચ્છા છે ત્યારે પધારો સ્વામીનાથ! મારા હેવાતણમાં સત્ય હશે તો આપ સહિસલામત જય કરીને પાછા પળશો અને ઈશ્વર સર્વ વાનાં સારાં કરશે; પણ જો દૈવ રૂઠે. ઈશ્વર ન કરે અને આપને કાંઈ થાય; પરમેશ્વર પતળે ને આપને ઉની આંચ આવે તો હું આપની સાથે જ આવીશ. સતી થઈ સ્વર્ગમાં અક્ષય સુખ લેવાને હું ક્ષણ પણ વિલંબ નહિ લગાડું સ્વામીનાથ! સિધાવો. જવાનું કહેતાં તો જીભ ઉપડતી નથી પણ સિધાવ્યા વગર જય મળે એવું દીસતું નથી."

ધર્મગજદેવને પોતાની શાણી રાણીના આવાં ધીરજ ભરેલાં વીર વચનો સાંભળીને ઉત્તોજન મળ્યું એટલે રણવાસમાંથી આગળ ચાલ્યો. ત્યાં રાજની આઈ આવી અને આશીર્વાદ વદી. "જય જય પૃથ્વીનાથની જય થાઓ! મોતીઆં વાળી ભવાની, ઊગમણા ગોખની માઈ તારી રક્ષા કરો! આજે ઘણે દહાડે કાળિકા દેવીને તરકડાના બળિદાનથી તૃપ્ત કરવાની તક મળી છે. પૃથ્વીનાથ? પધારો મેદાનમાં અને ચહુઆણની કીર્તિ વધારો. રખે ડગતા મહારાજ. પાંચ હજાર ચારણો ઉઘાડા ખડગથી રક્ષા કરશું; તારી પતિવૃતા પટરાણીની. ઈશ્વર તારી રક્ષા કરો."

ધર્મગજદેવ આઈના આશિષ વચનો શિર પર ચડાવીને મહાલય પરથી નીચે ઊતર્યાં.

" મહારાજ અમારૂં માનો અને આજનો દહાડો રણમાં આપ ન પધારો." દાસીઓનું ટોળુ આવીને ઊભુ રહી દીન વચનથી કરગરવા લાગ્યું" આજ આખી રાત અમને ભૂંડાં અને ભયંકર સ્વપ્નાં આવ્યાં છે. અપશુકનો પર અપશુકનો થાય છે કૂતરાંના રૂદનથી અને ઘુવડોના બોલવાથી અજમેરના મહોલ્લાઓ ગાજી રહ્યા છે. જુવો તો ખરા! આ દક્ષિણ દિશા ભણી ખર કેવા ભુંકા ભુંકી કરી રહ્યા છે. છીંક પર છીંક થાય છે, રડતાં માંજારોનાં ટોળે ટોળાં અહિં તહિં ફરે છે, અમારી રાણીની આંખ બહુ વાર થયાં ફરકે છે પણ આપને કહી શકયાં નથી. દિશાઓ ચઢી આવી હોય એવું દીસે છે. રાત્રિ ઘણી ભયંકર ભાસે છે. એ સર્વ માઠાં શુકનો નહિ તો બીજુ શું માનવું? આપના ઉપર એટલે આ અજમેર નગરી ઉપર મોટી આફત તોળાઈ રહી હોય એવી નિશાનીઓ અમને નજરે પડે છે. અન્નદાતા? સારૂ થવાનું હોય છે ત્યારે સારા શુકનો અથવા નિશાની

ઓ થાય છે અને નઠારૂ થવાનું હોય છે ત્યારે માઠી નિશાનીઓ અથવા મંદ શુકનો થાય છે એ સત્ય માનજો મહારાજ! આજનો દિવસ આપ સંભાળો અને પછી કાલે મનગમતું કરજો એવી અમારી અભિલાષા અને અરજ છે.:—'

"સાંભળો મારી રાંક અને ભોળા સ્વભાવની દાસીઓ! શુકન તો થાય છે અને જાય છે પણ થવાનું હોય છે તે તો નિયમસર થાય છે. શુકન મુહૂર્ત એ સઘળાં બહાનાં છે. સારા શુકન જોઈને જનો પોતાનું કાર્ય સાધે છે ત્યારે તેમાંથી માઠાં પરિણામ કેમ નીકળે છે? ધણીનું ધારેલું મિથ્યા થતું નથી. શુકનમુહૂર્ત એ સાચાં નથી. શૂરા પુરૂષો શુકન મુહૂર્ત જોવાને ખોટી થતા નથી પણ સમય કાળ સાધે છે, આવેલી ઉત્તમ તક જવા દેતા નથી. ઉત્તમ તક એ જ ઉત્તમ શુકન છે. રણમાં હાક વાગે અને શૂર પુરૂષ શુકન અપશુકન જોવા બેસે એ કેમ બને? શૂરાને શુકન શા?"

"સત્ય વાત છે સરકાર. શુભ સમય અને ઉત્તમ તક એ જ શૂરાને શુકન છે." મહારાજનો દશોંદી ભાટ ખૂંખારો ખાઈને બોલ્યો અને નીચેની કવિતા ઊંચા શૂરે ગાવા માંડી.

## પદ

શુકન શા શૂરાને શૂરાને
એતો છાજે અબળાને! શુકન શા. (ટેક)

શુભ ચોઘડિયું શુકન ન શોધે, શોધે સમય શૂરા તો;
સમય મેલીને મુહૂર્ત શોધે, નર કાયર નબળા તો. શુકન.

પડે બૂમ કે પલાણુ નાખી, પડકારો કરી પહોંચે;
બળથી જીત કરીને બેસે, તરુણ વિજયની ટોચે; શુકન.
શુકન તણા સમણામાં શૂરો, સમય ન છોડે સારો;
લાગ ફાવતો રોજ લુંટાવે, હિંમત વગર હિચકારો. શુકન.
ધીરજ ઘટમાં ઘણી ધરીને, કેશરિયાં કરી કૂદે;
મરણ બોજ મેલીને માથે, ખડે પગે રણ ખૂંદે. શુકન
શુકન મુહૂર્ત કાચા સબળાને, સમય લાગ એ સાચા;
શૂરવીર જય ભવાની ભાખે, દાટી મૂરખનાં ડાચાં. શુકન.

"તમે ધીરજ ધરો અને શુકનની ભ્રમણા પડી મૂકી ઈશ્વરનું ભજન કર્યા કરો. તેણે ધારેલું હશે તે થશે. તેમાં મીન મેખ મિથ્યા થનાર નથી." 'ધર્મગજદેવ દાસીઓને આવી રીતે દિલાસો દઈને છાવણીમાં ગયો એટલે મુખ્ય મંત્રી, સામંત અને સુભટોએ આવીને નૃપતિને નમસ્કાર કીધા. ધર્મગજદેવે અજમેરના મોટા મોરચા જાળવવાને તથા વ્યૂહરચના રચવાની ગોઠવણ કરી અને મુસલમાનોના ધસારાની વાટ જોતા સર્વ સિપાઈઓ સાવધ થઈ બેઠા.

મુસ્લીમોની તૈયારી અને ગોઠવણ પણ મહાભારત હતી. તેઓએ આખી રાત બંદગી ભણવામાં તથા સજ્જ થવામાં ગુજારી હતી અને મહમૂદે બીજા દિવસની સવારમાં મારવું કે મરવું એવું મનમાં પણ લીધું હતું.

અજમેર નગરીનાં દેવદેવળોમાં નોબતોના ગગડાટ અને શંખના તથા ઘંટના ઘોર શબ્દો થવા લાગ્યા. ભગવાનના ભક્તોએ મધુરા રાગથી ઈશ્વર સ્તવનો ભણવા માંડયાં. રાજ દરબારે વિવિધ

પ્રકારનાં વાજાં વાગવા લાગ્યાં. ચકલા ચકચક કરીને, કાગડાઓ આમ તેમ ઊડતા કા કા કરીને તથા વેદશાળામાંથી વિપ્રોએ વેદની ધ્વનિ કરી સૂર્યદેવને વિનંતિ કરીને વંદના કરવા માંડી એટલે પ્રત્યક્ષ દેવે દર્શન દીધાં. બન્ને તરફના યોદ્ધાઓએ સૂર્યદેવને નમસ્કાર કીધા અને હવે જે ઘડી જાય છે તેમાં દારૂણ યુદ્ધ ચાલશે એવું જાણીને પ્રફુલ્લિત થયા. મુસલમીનોએ પ્રથમ લડાઈની છેડતી શોધી. મુસલમીનોને જુસ્સો ચઢાવવા સારૂ મહમૂદે હજરત મુહમ્મદ પયગંબરનો લીલો ઝંડો સેનને મોખરે ઊભો કીધો; તે હવામાં ફરફર ઊડવા લાગ્યો. અલ્પકાળમાં સુલતાને અજમેરનો ઘેરો સમાપ્ત કીધો અને લડાઈ ઘણી જોસમાં જાગી. મહમૂદની સેના કિલ્લાની અડોઅડ આવી ગઈ એટલે ધર્મદેવે કિલ્લાની દિવાલ પરથી બાણોનો વરસાદ વરસાવવા માંડયો પણ મુસલમીનો ડગ્યા નહિં. અજમેરપતિએ જીવવાની આશા મૂકી અને રાજકુટુંબ ત્વરિત છૂપે રસ્તે થઈને "વીટલી"ના મજબૂત કિલ્લામાં મોકલી દીધું અને પોતે નગરીના દરેક મોરચા જાળવવાને ઘોડેસ્વાર થઈને અહિંતહિં ઘૂમવા લાગ્યો. મુસલમીનોએ મારો મારો એવા પોકારથી મેદાન ગજાવી મૂક્યું. ભાથામાંથી બાણો છૂટવા લાગ્યાં. અપ્સરાઓના રથ આકાશમાં આવીને ઊભા. સિપાઈઓની કીકિયારીઓથી કાન બહેરા થવા લાગ્યા. ટપોટપ સિપાઈઓએ પૃથ્વી પર પડવા માંડયું અને લોહીની નદી વહેવા લાગી. મહમૂદ ગઝનવીએ એક મોટો ધસારો કીધો. તેની મોટી સેનાની ટક્કર અજમેરપતિ ઝીલી શકયો નહિં. સુલતાને કુહાડાવતી અજમેરના દરવાજા ચિરાવ્યા અને 'અલ્લાહો અકબર' કરતું ઈસ્લામી લશ્કર ઉઘાડાં હથિયારે ઊલટ ભેર અજમેરમાં દાખલ થયું. રાજપૂતો મુસલમીનો ઉપર ધસ્યા. તેમને ખાળવાને બતાવી શકાય તેટલું બળ બતાવ્યું પણ કરે શું? દાવાનળમાં તરણાનો શો ભાર? મહા રેલમાં માણસને ઘસડાતાં શી વાર?

તેમ ધર્મગજ દેવની સેના ધૂળધાણી થઈ ગઈ. ધર્મગજ આંધળિયાં કરીને મહમૂદની સેનામાં ધસ્યો. રજપૂતોને પાનો ચઢાવવાને ઘણાં કડવાં કથનો કથ્યાં પણ કાંઈ જાણવા જોગ કરી શકયો નહિં. મુસલમીન સેના તેની આસપાસ ફરી વળીને ચોમેરથી માર મારવા લાગી. ધર્મગજ અને તેના સાથીઓ અંતની ઘડી સુધી મરણિયા થઇને લડયા અને ઘણા ઇસ્લામીઓને સ્વહસ્તે હણ્યા. અજમેરપતિનો અશ્વ લડાઇમાં ઘવાયો એટલે પાળો થઈને હિન્દુપતિ સાધારણ સિપાઇની પેઠે શૂરાતનથી ઝૂઝયો. એવામાં દૈવ ઈચ્છાએ તેના કપાળમાં કારી તીર પેઠું તેથી તે પડયો. પડયો એવોજ તેનો પવિત્ર આત્મા પરમેશ્વરની સેવામાં પહોંચી ગયો. અપ્સરાઓએ તેને મોતીથી વધાવી લીધો અને દેવોએ જય જયકાર વાણી સહ પુષ્પની વૃષ્ટિ કરી. મહારાજ પડયા તેવાજ અંગરક્ષકોએ ધસી આવીને તેમનું શબ ઉપાડી લીધું અને બનતી ત્વરાથી "વિટલી"ના કિલ્લામાં પહોંચાડી દીધું. પ્રજાએ રાજ્ય મહેલમાં આગ સળગાવીને ધનકોશ લુંટાવી દીધો. આગ, આગ એવી બૂમ આખી નગરીમાં ફરી વળી. આગની બૂમ સાંભળીને ઇસ્લામીઓ જયજય પોકારો મારતા આખી અજમેર નગરીમાં ઘૂમી વળ્યા. મહમૂદ આશાભેર મ્હોડે સળગતા રાજ્ય મહેલ ઉપર ચઢી ગયો, પણ આગ બુઝાવી શકાય એવું ન દીઠું. ભારે ભયંકર ભડકા કડાકાથી રાજ્ય મહેલ બળીને ટૂટી પડવા લાગ્યો અને તેમાં ગોઠવેલો કરોડો રૂપીઆનો કીમતી સરસામાન અને પુષ્કળ પૈસો બળીને રાખ થઈ ગયો. અગ્નિમાતા કોપ્યાં. આગિયા દેવને શાંત કરવાની શકિત ન રહી, અજમેર નગરીમાં લૂંટ ચાલી. માર મોંઢે મહમૂદના સિપાઇઓએ પૈસો મેળવવા માંડયો. ન બતાવે એવા નરનારીને મસ માર મારીને, લાજ આબરૂ લૂંટીને નાણું બતાવવાની ફરજ પાડી. ત્રાહ

ત્રાજ્ઞની તાળી વાગી, અને લોભી મહમૂદ તથા તેના જંગલી સિપાઈ એો જયના મદમાં જોઈએ એવો જુલમ ગુજારવાને અજમેર નગરી ખૂંદી વળ્યા

મહમૂદ ગજનવીએ અજમેર લૂંટીને "વીટલી"ના કિલ્લા પર ધસારો લઇ જવાનો વિચાર કીધો, પણ એ કિલ્લો એકદમ શરણ થાય એવી હાલતમાં ન દીઠો. કિલ્લા ફરતી ઊંડી ખાઇઓ આવેલી હતી. તેમાં ખાડીની માફક ઊંડાં પાણી ભરેલાં હતાં. કિલ્લો ઊંચો કાળમીંઢ પત્થરથી બાંધેલો હતો. તે અલ્પકાળમાં જેવા તેવા ઘેરાથી તૂટે એવો ન હતો. અંદર પાણીનાં મોટાં તળાવો, વાવ્યો અને અદ્ભૂત પત્થરથી બાંધેલા કદિ નિર ન ખૂટે એવાં અનેક ટાંકા અને ટાંકીઓ હતાં. તેમાં બારે માસ ગંગાજળ સમાન પાણી ભરેલું રહેતું. તે દુષ્કાળમાં પણ કદાપિ ખૂટતું નહોતું. વાવેતર કરવાને પડતર જોઇએ એટલી પુષ્કળ જમીન હતી. ઘણા વરસ ચાલે એટલો અનાજનો જથ્થો અને ખરચતાં ન ખૂટે એટલો અખૂટ ખજાનો હતો. કિલ્લાનો બનતો બચાવ કરવાને પૂરતી ફોજ પણ હતી. તેથી ઘણા કાળ સુધી મજબૂત ઘેરો ઘાલીને મહમૂદની બળવાન સેના ખાખરા ખાઇને જો પડી રહે તો પણ ફત્તેહમંદ નિવડે નહિં એ નક્કી હતું. વળી આ ચઢાઇનો મૂળ હેતુ મોટી ખોટ ખમીને આવો નાનો જય મેળવવાનો નહોતો. મહમૂદના અને તેના મંત્રીઓના મનમાં કિલ્લાની મજબૂતાઇની વાત ઉતરવાથી લુંટાયો એટલો ખજાનો લૂંટીને લૂંટીને તેણે અણહીલવાડ પટ્ટણ પર તરત કૂચ કરી.

ધર્મગજદેવના પન્નાના શોકજનક સમાચાર સાંભળીને અજમેરીઓ ઉદાસ થયા. સર્વે સ્થળે શોકની છાયા પથરાઇ ગઇ. રડારોળ થઈ રહી. મરણ પામેલા બેટાઓને માટે માતાઓ રડવા લાગી. હજારો

રજપૂતાણીઓ રંડાણી. હિન્દવાણીઓની હાયનો પાર ન રહ્યો. કનકના સેંકડો ચળકતા ચુડલાઓ પત્થર સાથ ભંગાણા. કરૂણામય રૂદનથી હજારો હિન્દવાણીઓ કલ્પાંત કરવા લાગી. પિતાઓ પોતાના વ્હાલા પુત્રોના વિજોગની વેદનાથી વિશેષ શોકાતુર થયા. અજમેરપતિના અને પોતાના કુટુંબના માણસના કવખતના મરણથી ઘેર ઘેર રોકકળ થઈ રહી. વૃદ્ધ માતપિતાના પેટનું પાલણપોષણ કરનાર પુત્રો, જુવાન અબળાઓ અને નાનાં પ્રકારનાં સુખવિલાસ ભોગવનારા ભરથારો, નિર્દોષ બાળબચ્ચાંઓને લાડલડાવનાર પિતાઓ અને સર્વ પ્રજાનો મોટો પિતા ધર્મગજદેવ કપાઇ ગયાથી તથા માલમિલ્કત અને ઘણા કાળનું એકઠું કરેલું પાંચ પૈસાનું ધન લુંટાઇ ગયાથી લોકોને ઊંચે આભ અને નીચા ધરતી રહી. ન રહ્યો અવનિપતિ વિના અન્ય આધાર. તેથી તેઓ મહમૂદ સુલતાનને હજારો હજાર શાપ દેવા લાગ્યા. ધિક્ક હો નિર્દોષને સતાવનાર, લૂંટનાર, નીચ મતલબના રાજાઓને! તેમના પાપનો જવાબ એક દિવસ પરમેશ્વર પૂછશે અને નહિં મરજી છતાં મનમાનતો જવાબ દેવો પડશે. રાજ્યધર્મ પ્રમાણે લડાઇ કરવી એ રાજ્યનો ધર્મ છે પણ રાંક રૈયતને લૂંટવી, તેમની આબરૂ પાડવી અને ત્રાહ્યત્રાહ્ય વરતાવવો એ અધિપતિનો ધર્મ નથી. એવો વિચાર સમજુ લોકો કરવા લાગ્યા.

ધર્મગજદેવનું શબ કિલ્લામાં લાવ્યા. તે લઇને તેની રાણીને સત ચઢ્યું. મહારાજના શબની સાથે બળી મરવાને રાણીઓ અને સેવક ધર્મ સમજનારાં દાસદાસીઓ સત્વર સાવધ થયાં. રાણીને સતીપણું પ્રગટ્યું અને આવેશમાં આવી ગઇ. શેઠ સાહુકારની સ્ત્રીઓએ આવીને રાણીને સમજાવવા માંડી.

"મૂવા પાછળ મરવાથી આ દેહે મરનારનું મ્હોડું દેખી શકાતુ નથી. આત્મહત્યા કરવાથી અઘોર પાપ થાય છે. લેણુદેણુ લેવાદેવી છે. જ્યાં સુધી તમારે અને મહારાજને લેણુદેણુ હતી ત્યાં સુધી સુખ વૈભવ ભોગવ્યા. અને તમે અહિં રહ્યાં; માટે હવે ભગવાનનું ભજન કરો. એ સિવાય છૂટકારો નથી."

"હવે મારે જીવવું ?" આવેશમાં આવેલી રાણી આવેશમાં જ બોલી ઊઠી." "સુખદુઃખનો સાથી, લાડનો લડાવનાર, આ દેહનો આધાર દૂર થયો અને હવે જીવવું ? આ જીવતરનો જીવનગાળો-જીવનનો આધાર ચાલી ગયો અને મારે હવે આવા વરવા વેશે રહેવું ? હવે જીવવું ? દેહમાંથી આત્મા ઊડી ગયો અને શબાવસ્થામાં સડયા કરવું શું ? જે પ્રતાપે રાજ્યસુખ અને વિવિધ તરેહના વૈભવ ભોગવ્યા, જેણે નાના પ્રકારના લાડ લડાવ્યા, જે ભલા ભરથારે સુખભોગ ભોગવાવ્યાં તેનાથી અંતની વેળાએ અંતર કરીને હવે અહિં રહેવું ? ક્ષણવાર વસવું ? વિજોગ તાપ વેઠવો ? એ કેમ બને ? આવા વિધવાના વરવા વેશે, વ્હાલા પતિનો વિજોગ સંતાપ વેઠીને મહેલની અંધારી કોટડીમાં ઝૂર્યા કરવું ? અને હવે જીવનપતિ ગયા પછી જીવનું જતન કરવું ? સ્વામીના સંજોગનું સુખ જતું મેલવું ? અક્ષય સુખ આવેલું ભોગવવાને તૈયાર ન થવું ? ને જીવવું ? નહિં, નહિં એ કોટિ યત્ને, કોટિ કાળે બનનાર નથી. પૂર્વનો સૂર્ય કદી પશ્ચિમમાં ઊગે, મેરૂ પર્વત કદી કંપાયમાન થાય, રત્નાકર કદાપિ પોતાની માઝા મેલે, સસલો સિંહ ઉપર કાળે કરીને સરદારી ભોગવે, દેડકો મગરને કદી ડરાવે, મુનિવરો પોતાના વ્રતમાંથી કદાપિ ચળે પરંતુ સતી થવાના વિચારથી હું ચળવાની નથી. મેં પતિ પાછળ બળી મરવાનું પણ લીધું છે. પતિવ્રતા નારી પ્રાણ જાય પણ પોતાનું પણ જવા દેતી નથી. ધિક્કાર છે એવી

નારીને કે જે જીવથી વ્હાલા પતિના મરણ પાછળ સતી થતી નથી અને જીવે છે. એવું જીવતર ભોગવવા કરતાં પતિની પાછળ જીવન ખપાવવું એ નારી ધર્મ ઉત્તમ છે. પાછળ વૈધવ્યધર્મ પળાય ન પળાય, વિધવાના આચરેલાં વ્રતો ન પળે, મન મિથ્યા માયા અને મોહથી ડગે, જગતનું આંગળી ચીંધણું થાય, અવનિમાં અપકીર્તિ થાય તેના કરતાં સતીપદ મેળવીને પોતાના પતિની પાછળ સહ-ગમન કરવું એ સતીનો ઉત્તમ ધર્મ છે. ”

સતીનાં આવાં વચનો સાંભળીને શેઠાણીઓ શૂન્યકાર થઈ ગઈ. શો જવાબ દેવો એ ન સૂઝયું; અને રાણીના તડાકફડાક વચનોથી સઘળા સ્તબ્ધ થયા. તેજથી અંજાઈ ગયા.

“ શું જોઈ રહ્યાં છો ? હવે જે વિલંબ થાય છે તે મારા સ્વામીનું છેટું પાડે છે. ” રાણીએ સેવકોને સંબોધી કહ્યું. રાણીએ કોઈની સલાહ ન માની એવું જાણીને રાજ્યસેવકોએ ત્વરિત સતી-માની તૈયારી કરી. કોરાં, કડકડતાં હિરાગળ અને જરીનાં કપડાં રાણીએ પહેર્યાં. શિશપર સુંદર કશબી કાચા રંગની ચૂંદડી, અતિ મૂલ્યવાન આભૂષણો અને સોળે શણગાર સજ્યાં.

“ ધન્ય છે રાણી તને અને તારા કુળને પણ ધન્ય છે. ” રાજ્યની આશ્રિત આવીને બોલી. ‘ તેં તારી બહોતેર પેઢી તારી. ધન્ય છે જેના કુળને વિષે એકાદ પણ સતી પ્રગટ થઈ છે તેને. ”

એમ કહીને આઈએ રાણીને માથે હાથ મૂકયો એટલે સતી માતા જે અંબે, જે અંબે કરતાં ઊઠયાં. કપાળમાં હિંગળોકની અને કંકુની આડ કરેલી છે, ગળામાં સુગંધમય પુષ્પના હાર પહેર્યા છે, માથાના સુંદર કાળા વાળની છૂટી લટ આવી રહી છે, કંકુએ હાથ

રંગેલા છે, તે વતી ચોક ચબૂતરે અને રાજ્ય દોઢીએ થાપા મારતાં જાય છે અને પાછળ હજારો સ્ત્રી પુરૂષોનું ટોળુ ' જે અંબે, જે અંબે ' કરતું ચાલ્યું છે, ઢોલ શરણાઈ આદિ અનેક જાતનાં વાજીંત્રો વાગી રહ્યાં છે, જેના અવાજથી કોઈ કોઈનું બોલ્યું કાને સંભળાતું નથી. એવી રીતે સતીમાનું સરઘસ મુકરર કરેલી જગ્યો આગળ આવી પહોંચ્યું. ત્યાં આગળ અજમેરપતિના શબની કાષ્ટ ચિતા તૈયાર કરી રાખી હતી અને તે પર સતીએ પ્રત્યક્ષ દેવ સવિતારાયણની બે હસ્ત જોડીને સ્તુતિ કરી, અને પોતાના પતિનું શિશ પોતાના પવિત્ર ખોળામાં લઈ ને ' જે અંબે, જે અંબે ' કરતાં મઢૂલીમાં શાંત મન કરીને બેઠાં. લોકોએ અજમેર નગરી ઉપર આશીર્વાદ રેડવાની ને રહેમ નજરે જોવાની યાચના કરી; તે સતી માતાએ સ્વીકારી. અજમેરીઓનું ઈશ્વર સારૂં કરજો. તેમનો અને તેમના ભવિષ્યના અધિપતિઓનો જય થજો;" એવાં આશિષ વચનો ભણી સતીએ અગ્નિ સળગાવવાની ઈશારત કરી અને પોતે પરમેશ્વરનું ધ્યાન ધર્યું. એટલે અનુચરોએ આવીને સળગતો કાકડો કાષ્ટ ચિતાને અડાડયો. ત્યાં આગ જોસમાં સળગી ઊઠી. વાજીંત્રો જોસમાં વાગવા લાગ્યાં તથા લોકોના જોસમાં 'જે અંબે, જે અંબે' શબ્દો વધવા લાગ્યા. સુખડ ચંદનના લાકડાં, ઘી અને એવાં જ સળગી ઊઠનારાં પ્રવાહી પદાર્થમાં બોળેલાં હોવાથી અગ્નિમાતા જોસમાં આવ્યાં. જવાળાના જોરથી ચિતા પાસે જવાની કોઈની છાતી ચાલે એવું નહોતું. એવી સળગતી ચિતામાં એક પછી એક એવી રીતે ઘણાક રાજ્યભકતો, રાજા રાણીની ચાકરી કરવાને કૂદી પડયા. ઘણા લોકોના ઘોંઘાટથી અને વિધવિધ વાજાંથી આસપાસ કાંઈ સંભળાય એવું ન રહ્યું. એમ ઘડી બે ઘડી રહ્યા પછી આગ માતા ઠંડા પડયાં અને અજમેર-પતિ તથા તેની રાણી અને દાસ દાસીઓનાં હાડકાંની રાખ

થયેલી જોવામાં આવી. બળતી વખતે સતીમાતાનો શબ્દ ન સંભળાય તે સારૂં જોશમાં વાજીંત્રો વગાડવામાં આવે છે અને જય અંબાનું નામ જોરથી પોકારીને લોકો આસપાસની જગ્યો ગજાવી મૂકે છે. ઘડી બે ઘડી પછી લોકો શોકાતુર ચહેરે લમણે હાથ દઈને પુર ભણી પાછાં વળ્યાં અને આખી નગરીમાં તે દિવસે રાંધ્યા ધાન પડી રહ્યાં અને હડતાળ પાડી હૃદયભેદક શોક જણાવ્યો. અજમેરના કોટવાળે આવીને ગઢ ઉપર શોકનો વાવટો ચઢાવ્યો અને પ્રજાપાળ રાજા તથા રાણીને ખોવાથી રૈયત ઘણી દિલગીર થઈ રહી.

જે શૂરવીર રાજા એક દિવસ પહેલાં રૈયતના રક્ષણ સારૂ જીવ કુરબાન કરીને રણમાં ઘૂમતો હતો, કિંવા વીરહાક વગાડતો હતો, નિમેષ માત્રમાં જે રાણી રાજ્ય સુખ ભોગવતી હતી અને પોતાના સ્વામીને માથે લટકી રહેલી વિપત્તિની ચિંતાએ કરીને ચિંત્તાતુર હતી; તે જ રાણી રજપૂતાણીના મુખે શોભે એવા મરદાનગી ભરેલા શબ્દો કહીને પોતાના પતિને પાનો ચઢાવતી હતી; તે જ રાણી અને તે જ દાસીઓ જે પોતાના અન્નદાતાનું અન્ન આજ સુધી આરોગી આયુષ્ય ગુજારતી હતી, જેમણે અપશુકન પરથી આવતું ભવિષ્યનું સંકટ ભાળીને મહારાજાને રાજ્યમહેલમાં રોકી રાખવાની મરજી બતાવી હતી, અતિ ઘણો આગ્રહ કીધો હતો, તે સઘળાં પંચતત્વના પૂતળાં જોતજોતામાં અગ્નિની આંચથી બળીને પંચતત્વમાં ભળી ગયાં. તેમના દેહરૂપી પિંજરાં અગ્નિમાં દહન થયાં અને પિંજરાંના બંધનમાં રહેલો પવિત્ર આત્મા, ચૈતન્યશક્તિ અથવા હંસલો આવ્યો ત્યાં અલોપ થઈ જતો રહ્યો. તેમનો આત્મા માયાના બંધનથી મુક્ત થયો અને દેહને સુખેદુઃખે સુખીદુઃખી ઘોર અંધારામાં પડેલો આત્મા પરમ ધામમાં જઈ પાપપુણ્યનો જવાબ દેવા, કરેલાં કર્મની કરણી ભોગવવા જઇ ઊભો રહ્યો. અજમેરીઓ શોકસાગરમાં ડૂબી ગયા અને સુલતાન મહમૂદ આવ્યો એવો મહત્કર્મ કરીને પોતાને માર્ગે પડયો.

૬

અજમેર નગરી પાછળ મૂકયા પછી અદ્ભુત આરાવલ્લીના આસમાન સાથે વાતો કરતા અતિ રમણીય પહાડની લાંબી હાર અને મોટાં ઝાડપાનથી મહેકી રહેલાં સપાટ મેદાન વચ્ચેનો રસ્તો મહમૂદની સેનાએ પકડયો. એ રસ્તો અતિ ઘણો આનંદદાયક સુંદર હોવાથી મહમૂદ આનંદ પામ્યો. પાર ન આવે એટલી લંબાઈના પહાડની ઊંચી ટોચો પર આવી રહેલાં અનેક ઊંચાં વૃક્ષો, તળેટી ઉપર ઊભા રહીને જોનારને વેંતથી વધારે ઊંચા દિસતાં નથી. તે પર ચાલતા પહાડી લોકો હોલા સરખા વરતાય છે. નિર્મળ નદીઓ, સર્પાકારના વહેળા અને ગંભીર ધોધવા ખળખળ થતા મધુરા અવાજથી વહેતાં જોવામાં આવે છે. પર્વતની ગહન ગુફાઓમાંથી અને ખીણોમાંથી વિકરાળ વાઘ વરૂ આદિ વનમાં વસનારાં જાનવરોના પગ નરમ કરી નાખે એવા પોકારો જતા આવતા મુસાફરોના સાંભળવામાં આવે છે. રીંછ, રાની ભૂંડ ઈત્યાદિ રાની જાનવરો જ્યાં જ્યાં નજર પહોંચે ત્યાં ત્યાં અને પાણીનાં ઝરણાં પર જોવામાં આવે છે. મૃગલાંઓનાં મનહરણ ટોળાં કૂદતાં અને રમતાં ઝૂકી રહેલી ઝાડીઓના શિતળ છાંયડા તળે દેખાય છે. ભોળા સ્વભાવના

ભિલ્લ અને વનવાસીઓની વસ્તી અહિં તહિં વિખરાયેલી દિસે છે. નાની મોટી ટેકરીઓ ઉપર દૂર દૂર બબ્બે ચાર ચાર જાવળીઓની ઝૂંપડીઓ બાંધીને એ ભોળા વનવાસીઓ પોતાનું જીવન વન પર્વતમાં જ વસીને ગાળે છે. ઉઘાડે પગે ભટકવું, લંગોટીભેર રહેવું અને વનમાંથી અથવા પર્વત પર આવેલી વિશાળ ઝાડીમાંથી વન ફળ વિણી લાવીને પંડનું પોષણ કરવું અને રાજી ખુશીથી રહેવું એવી જ સાદી રહેણી કરણી તેમની છે. ભય ભરેલ અવસરે અથવા કામ પ્રસંગે એકદમ "ડુમડુમીયું" વગાડે છે ત્યાં સેંકડો ભિલ્લો હાથમાં તીર કામઠું અને દૂરથી ફેંકી પગ ભાગવાની હસ્તકૃત કાષ્ટની ગોળ ગાતરડીઓ લઈને પોતાના નાયક જોડે બચાવ ભરેલી હાલતમાં ઊભા રહે છે. ગમે એવો જોરાવર દુશ્મન તેમના પર અચાનક ચઢી આવે પણ તે ઘણી ઘણીવાર ફાવી શકતો નથી. ભિલ્લો અને તેમનાં સ્ત્રી છોકરા ઘણાં ચપળ હોય છે. ટેકરા ટેકરીઓ અને અતિ ઢોળાવદાર ઢાળ પર ત્વરાથી ચઢી જાય છે અને ઉતાવળથી ઊતરી શકે છે. સુંદર ખીણોમાં અથવા પહાડની ગુફાઓમાં તેઓ વગર કંટાળો પામે દિવસના દિવસ ભરાઈ બેસે છે. જ્યાં આગળ દુશ્મનથી એકાએક ધસી અવાતું નથી. પોતે પકડી સાથે લીધેલા બંદીવાનોના મુખથી આવા ભોળા ભિલ્લ લોકોની વાતો સાંભળીને મહમૂદ આનંદાશ્ચાર્ય પામ્યો. તે જોઈને એ બંદીવાનોએ વધારે વાત આગળ ચલાવીઃ–

"સુલ્તાન સાહેબ! એ લોકો જેમ જંગલી છે તેમ તેમની રીતભાત પણ જંગલી છે. તે જાત ખરેખર વ્હેમનું પૂતળું છે. તેમને ઘેર જ્યારે બાળક જન્મે ત્યારે તેની ખુશાલીમાં અથવા કુટુંબમાં કોઈ માંદુ પડે છે તેને આરામ થવાની માનતામાં ડુંગર નવરાવવાની બાધા રાખે છે."

"ડુંગર નવરાવવો એ વળી શું? ડુંગર તે કેમ નવરાવી શકાય?" મહમૂદે આશ્ચર્યથી સવાલ કર્યો.

"ગરીબ પરવર! ડુંગર નવરાવવો એટલે અગ્નિ વડે સળગાવી મેલવો." બંદીવાનોએ હાથ જોડીને જવાબ આપતાં કહેવા માંડયું. ડુંગર સળગાવી મૂકે છે ત્યારે ઘણા ગાઉ સુધી ડુંગરની સપાટી ઉપર દાહ લાગે છે. અગ્નિ પોતાની ઘણા દહાડાની ભૂખ કાઢે છે! લીલા ફળવાળાં ઝાડો સહિત વનના વનને બહુ ઘાસથી ભરેલા બીડ બળીને રાખ થઈ જાય છે. હજારો જીવડાંઓની હત્યા થાય છે. સાપ હરણા અને ઝાડમાં માળા બાંધીને ભરાઈ બેસનારાં પંખીઓ .નાં બળીને કાળા કોયલા થાય છે ને રાતની વખતે ઘણા કોશ સુધી ભડ ભડ થતા આગના પ્રકાશિત ભડકા ભળાય છે. આવો દેખાવ જોઈને ભોળા દિલના લોકો પોતાની માનતા પૂરી થયેલી માનીને ખુશી થાય છે. તાડીના મધુરા કેફમાં નાચે છે, કૂદે છે અને મનમાં બહુ બહુ હરખાય છે. તેઓ માતા મેલડી અને પશુ પંખીઓની પૂજા કરે છે. તેને માને છે અને જાનવરોનું વાર તહેવારે બળિદાન દઈને દેહને શાંત કરે છે.

મહમૂદ અને તેના મંત્રીઓ આ અજાયબ તરેહના માનવીઓની અજાયબીમાં નાખે એવી વાર્તા સાંભળીને અજાયબ થયા. આવા જંગલી લોક તરફથી સુલતાન મહમૂદની સેનાને જાણવા જેવી હરકત ન નડી. તેથી તેઓ ધાર્યા કરતાં ઘણા વહેલા "નાંદોલ"ની લગભગ આવી લાગ્યા એ નાની નગરી અજમેરપતિ ચોહાણના હાથમાં હતી. તેથી મહમૂદ એ નાની નગરી ઉપર મોટી મુસીબત લાવશે. એવી ખાત્રી હોવાથી નગરવાસીઓ આગળથી ઉચાળો ભરીને આસપાસના જંગલમાં અને દૂરના ગામોમાં ન્હાસી ગયા હતા. લાંબી

મજલમાં નહિ નભી શકે એવાં નબળા લોકો જ નગરમાં પડયાં રહ્યાં હતાં. તેથી ઘરબારનાં બારણાંઓ અને નગરના દરવાજાઓ ઉઘાડાં પડયાં હતાં તથા કૂતરાં કાગડા સિવાય "નાંદોલ"માં મનુષ્ય નામે કોઈ નજરે પડતું નહોતું. મહમૂદ ગઝનવી મોટા લોભથી અને મોટા દ્વેષથી "નાંદોલ"ની અંદર દાખલ થયો અને તેના સિપાઇઓ લૂંટની આશાએ આ નાની નગરીમાં ફરી વળ્યા પણ તેમને લોભ શાંત થાય એવું કાંઈ નજરે ના પડયું. સઘળે ઠેકાણે શૂન્યકાર દેખાવ દીઠો તેથી મહમૂદને ઘણી ચીઢ ચઢી. અજમેરપતિએ કરેલા નુકસાનની યાદી તાજી થઈ ને વેરભાવથી તેની આંખો લાલચોળ થઇ રહી. ક્રોધાવેશમાં આવીને તેણે નગરીને આગ લગાડી ને નબળા સબળા જે લોકો હાથમાં આવ્યા તેમાંના ઘણાકને હણાવ્યા અને ઘણાકને બંદી. કરીને સાથે લીધા. સુલ્તાન મહમૂદના સપાટામાંથી જે તરત વેળા બચ્યા તે આગમાં બળી મૂઆ તથા આખુ "નાંદોલ" નગર આગના ભભૂકાનું ભોગ થઈ પડયું. હવેલીઓ, દુકાનો અને પ્રજાના ઘરબાર બળીને ભસ્મ થઈ ગયાં. તે હરખાતે મુખડે જોઈને મહમૂદ ખૂબ હસ્યો. રાખના અને કોયલાના મોટા ડુંગર દેખીને મહમૂદના મનમાં શાંતિ થઈ.

અજમેરપતિએ પોતાનો બનતો બચાવ કરતાં મહમૂદને માર્યો હતો તેનું વેર તેણે આવી રીતના નિરપરાધી લોકો ઉપર લીધું એ ઘણું શરમ ભરેલું છે, પણ મદમાં આવેલા રાજાઓ અને અધિકારીઓ કશું સમજતા નથી અને ક્રૂરપણું વાપરીને એમની દાઝ બીજા પર કહાડીને ઠંડા પડે છે. મહમૂદે નાંદોલમાંથી જે લૂંટ મળી તે મેળવીને ગુજરાત તરફ પોતાના પગલાં લંબાવ્યાં. મહમૂદ દળ કટકસહિત અદ્ભુત આબુરાજ ઓળંગીને ગુજરાતની સરહદમાં ઊતર્યો. આબુ પર્વતની મનહર શોભા જોઈને મહમૂદ અને તેની સેના પરમ મોહ પામી.

# સોરઠી સોમનાથ

સુંદર ગિરિરાજ, આકાશે અડેલાં શિખરો અને તેના પર આવી રહેલી ઘાડી ઝાડી આશ્ચર્યકારક હતાં. મહમૂદના જાણવામાં આવ્યું જે આ ચમત્કારિક ગિરિરાજની ગહન ગુફાઓમાં તપશ્ચર્યા કરતા ખાખી લોકો અને અઘોરી બાવાઓ અઘોર અવસ્થામાં જીંદગી ખપાવે છે. વનફળ, ફૂલ અને કાચુ માંસ ખાઇને તેઓ દહાડા ગાળે છે. બહુવાર ભૂલા પડેલા મુસાફરને મારીને મનુષ્યના માંસનું ભોજન કરે છે! દાટેલાં નાનાં બાળકોને ચોરીને તથા બાળેલાં મનુષ્યની હોજરી નજર ચુકાવીને લઇ જાય છે અને હોંશથી ખાય છે! પોતાનો પેશાબ પીએ છે! અને વિષ્ટા આદિ દુર્ભક્ષ કરે છે. મેલા ઘેલા ફરે છે, ન્હાવાધોવાનું અથવા દેહશુદ્ધિની ક્રિયાનું ભાન રાખતા નથી; અને અઘોર વનમાં કિંવા અરણ્યમાં કે અંધારી ગુફાઓમાં પશુની પેઠે ભરાઇને પોતાનો ભવ પૂરો કરે છે! અઘોરી પંથના બાવાઓ હિંદના પહાડપર્વતો ઉપર અને અરણ્યોની અંદર ઘણીવાર જોવામાં આવે છે એવું જાણીને સુલતાન ઘણું આશ્ચર્ય પામ્યો અને મુસલમીન છતાં તેનું હૃદય આવી વાતો સાંભળીને કંપ્યું. હિન્દુ લોકો પ્રાણીઓની હિંસા કરતાં પાપ સમજે છે અને આવા અઘોરી પંથી બાવાઓ મનુષ્યનું માંસ અને અભક્ષ્ય ભક્ષણ કરે છે એ ઘણું આશ્ચર્યકારક માન્યું. મનુષ્ય સરખાં ઉત્તમ પ્રાણીને મારીને તેનું ભોજન કરનારા દૈત જાણવા. જંગલી લોકો અને દયાશૂન્ય અઘોરી બાવાઓ માણસને મારી નાખવામાં પાપ સમજતા નથી અને ધર્મને બહાને મનુષ્યઘાત કરવામાં પાછી પાની ભરતા નથી. એવા લોકોને ધિક્કાર હજો!

સુલતાન મહમૂદ અબુર્દાની રળિયામણી તળેટીમાં થઇને અતિ વેગથી વનરાજની વસાવેલી નગરી પર ચઢી આવ્યો. ચામુંડના દેશમાં

ખળભળાટ થઈ રહ્યો. નાનાં ગામડાંઓ ઉજડ થવા લાગ્યાં લોકોએ ઘરબાર મૂકીને ગઝનીના ભયથી ભાગવા માંડયું. બાજને દેખીને જેમ ચકલાનાં ટોળાંઓ ભય વગરની જગ્યામાં ભરાય છે તેમ મહમૂદના ભયથી ગુજરાતીઓ સંતાવા લાગ્યા; અને સુલતાનની સેના ગુજરાતનું રમણીય મેદાન ખૂંદતી અણહીલવાડની લગભગ પહોંચી પણ ચામુંડરાયની આંખ ઊઘડી નહિ.



૭

અણુહીલવાડના અધિપતિના કાન ઉપર મહમૂદના એકાએક ચઢી આવવાની વાત આવી ત્યારે તે આશ્ચર્ય પામ્યો. એ વખતે આર્યભૂમિની અંદર ગુજરાતનો રાજા બળવાન અને શૌર્યવાન ગણાતો હતો; પણ ચાવડાની રાજધાની બચાવી શકવાની શક્તિ તેના હાથમાં મુદ્દલ નહોતી, બળ અને નામ માત્ર નામનું જ હતું. ખરૂં જોતાં રાજ્યની સત્તા તો ક્ષયરોગની પેઠે ખવાતી ચાલી હતી. ચામુંડરાય ચંચળ મનનો અને કાચા કાનનો હતો; તેથી આસપાસના ખટપટિયા ખવાસોએ પોતાને મન ફાવતું લૂંટી ખાવાને યુવરાજ વલ્લભસેન અને મહારાજા ચામુંડરાયને આડું અવળું સમજાવીને વછો પડાવ્યો હતો. "અન્નદાતા, આપને મારી નાખીને રાજ્ય મેળવવાની ધાલમેલમાં વલ્લભસેન છે અને સેના ફેરવવાને સબળ ઉપાય શોધે છે, માટે વિશ્વાસ ન કરો," એવું એવું સાચું જૂઠું સમજાવીને રાજાને અને યુવરાજને દૂર ને દૂર રખાવીને લુચ્ચા હજૂરિયાઓ પોતાની મતલબ સાધતા હતા. દુર્લભસેન નામનો ચામુંડરાયને બીજો કુંવર હતો. તે દગાખોર. દુષ્ટ સ્વભાવનો અને અવિવેકી હતો. તેનામાં રાજ્ય સંભાળવાની સબળ શક્તિ પણ નહોતી. તેથી કારભારીઓ

અને હજૂરિયાઓના કામકાજમાં તે આડો આવતો નહોતો; તે કારણસર આ લૂંટારા અધિકારીઓ દર વખતે તેનો પક્ષ કરતા હતા. નાગરાજ નામના બીજા દીકરાનો દીકરો ભીમદેવ હતો, તે બાણ માર-વામાં એક્કો હોવાથી "બાણાવળી"નું પદ પામ્યો હતો. ભીમદેવ બળમાં ભીમ સરખો અને બાણ વાપરવામાં અર્જુન સરખો હતો. તેની રગમાં ક્ષત્રિવંશી રકત વહેતું હતું તથા આંખો સદાય ક્રોધ-યુકત અને જુસ્સાથી લાલચોળ રહેતી હતી. તેને લડવાનો અને નામ કહાડવાનો ઘણો ઉત્સાહ હતો. તે ઇસ્લામીઓનો જબરો દુશ્મન હતો. શૂરા સરદારો તેની સરદારી હેઠળ રહીને લડવાને સદાય આતુર રહેતા તથા પ્રજા તેના પર પૂર્ણ ભાવ હતો. એ જોઇને દુષ્ટ સ્વભાવનો દુર્લભ મનમાં બહુ બહુ બળતો હતો. તેનાથી ભત્રિજાને અને ભાઇને મળતું માન જોઇ શકાતું નહોતું તેથી તેમના સંબંધમાં કાંઇને કાંઇ ફરિયાદ પોતાના પિતા આગળ તે વારંવાર કરતો હતો. "પિતાજી, વલ્લભ અને ભીમ એ બન્નેના વિચાર એક સરખા છે, રાજ્યપદ ધારણ કરવાને વલ્લભ કોશિશ કરે છે, ભીમ તેને ઉશ્કેરે છે અને મને બંદીવાન કરી, આપને હણી રાજ્ય તિલક કરવાને આતુર છે." ખરૂં હતું કે ભીમદેવ અને વલ્લભસેનના વિચાર ઘણે દરજ્જે એક સરખા જ હતા. સ્વભાવ સરખા મળવાથી બન્ને વચ્ચે મજબૂત પ્રીતિની ગાંઠ બંધાય અને તેથી બન્ને એક પગલે ચાલે તેમાં કાંઇ આશ્ચર્ય નથી; પણ રાજ્યપદ ધારણ કરવાની અથવા ચામુંડરાયને મારી, દુર્લભને બંદીવાન કરવાની યોજના તો શું પરંતુ તેમના સ્વપ્નામાં પણ એવો વિચાર નહિ આવ્યો હોય. એ તો માત્ર પ્રતિપક્ષીનાં જોડી કાઢેલાં જૂઠાં તહોમતો જ હતાં. તે ખરાં માનીને ચામુંડરાય એ બન્ને શૂરા રાજકુંવરો પર અભાવ રાખતો. તેથી તેમના મનમાં બહુ બહુ લાગી આવતું હતું, અને રાજ્યમાં

અંધેર ચાલતું હતું તે જોઈને તેમનું અંતઃકરણ ઘણુંજ દાઝતું. પ્રજાની પીડા નજરે જોવાતી નહોતી પણ કરે શું? રાજ્ય ગાદી તો વલ્લભના પિતામહ ચામુંડના હાથમાં હતી. એ કારણથી દૂર બેસીને રાજ્ય રંગ જોયા વગર તેમનો છૂટકો નહોતો. વનરાજની નગરીમાં વસવાને બદલે આવા સબબથી કાકાભત્રીજો આસપાસના એકાંત, મન પસંદ ગામમાં વસતા હતા અને અણહીલવાડ પર આશા ભરેલી નજર નાખીને સંતોષ પામતા હતા.

ચામુંડનું મન રાજ્ય વહીવટ ચલાવવામાં રહ્યું નહોતું, પણ વાડી વજીફાની મોજ મઝામાં અને રંગરાગમાં ડૂબ્યું હતુ. તે મોજ મઝા અને એશઆરામમાં નાનપણથી જ ગરક થયો હતો. સાંજ સવાર ખાનપાન કરીને નાચતાનમાં અથવા ભાંડ ભવાયાના અને બીજા નિર્લજ્જ તમાસામાં પોતાનું મન રોકી રાખતો અને બાકીનો વખત જળ ક્રીડા કરવામાં અને રણવાસની અંદર ગોંધાઈ રહેવામાં ગાળતો હતો. લાંબી મુદત થયાં એક આરસના પથ્થરનું જળાશય બંધાવવા માંડયું હતું, તેનું કામ નજરે જોવાને તથા ત્યાં આવેલી વિશાળ વાડીમાં નાના પ્રકારના છોડ ઝાડ ઊછેરવાની સંભાળ અને દેખરેખને માટે તંબૂ તણાવીને ત્યાં પડયો પાથર્યો રહેતો હતો. હજારો ગુર્જર કારીગરો, ઉચ્ચ કારીગરીના નમૂના બતાવીને સારી કમાણી કરવાને આવતા હતા. સેંકડો કડિયા સુતારોની રોજી કામ ઉઘડવાથી ઉઘડી હતી. ચામુંડરાય ત્યાં રાત દહાડો પડયો રહેતો તેથી દેશ પરદેશના તમાસા કરનારાઓ, ચિતારાઓ અને મલ્લ, કંચનીઓ વિગેરે પોત-પોતાના હુન્નરો વડે ગુર્જરપતિને રીઝવી મોજ આપી મોજ લેવાને આવતાં હતાં. તેમને રાજા છૂટે હાથે પૈસા અને ઇનામ શિરપાવ આપીને રાજી રાખતો હતો. રાજ્યમાં શું બને છે તેની. તેને ખબર નહોતી. બીકણશા કરીને એક વણિક હતો તેને રાજાએ વજીરની

પાઘડી બંધાવી હતી. તે સઘળા રાજ્યનો ભાર માથે લઈને ફરતો હતો. તેણે લુંટાય એટલું રાજધન લૂંટવામાં કસર કરી ન હોતી; પણ પ્રજાની અને દેશની આબાદી કરવાના કશા ઉપાય યોજ્યા નહોતા. નહોતી કાંઈ સેનાની ગોઠવણ કે નહોતી રાખી પ્રજાની કશી ખબર-ખબર. પગારદાર સિપાઈઓના પગાર મહિનાના મહિનાઓ સુધીના ચડી જતા પણ મુદતસર મળતા નહિં. ઈન્સાફ આપનારા આપતા અને લાંચને બહાને લૂંટનારાઓ લૂંટતા; પરંતુ કોઈ જોનાર અથવા પૂછનાર નહોતું. પ્રજાનો પોકાર કોણ સાંભળે? રાજાના દર્શન મહિને છ મહિને પ્રજાને ભાગ્યે થતાં હતાં તો તેમને મળવા જવાની મતલબ બાર માસે પણ કેમ પાર પડે? હજૂરનો હુકમ નથી, હજૂર રણવાસમાં છે. હજૂરને હમણાં મળવાનો અથવા મુલાકાત લેવાનો અવકાશ નથી. એમ કહી કહીને પ્રજાને પાછી વાળતા અને રાજાને અંધારામાં ગોથાં ખવરાવતા હતા. રાજ્ય સુધારાનું કાંઈ ઠેકાણું નહોતું. દેશનો બહુધા બંદોબસ્ત નહોતો. ખેતીવાડી કરનારા ખેડૂતો ઉપર વહીવટ-દારોનો અને કારભારીઓનો સહન ન થાય એવો જુલ્મ હતો. હજૂરિયા નચાવે તેમ રાજા નાચતો. તે માત્ર બાજીગરનું રમકડું, રૂપાળાં વસ્ત્રાભૂષણનું પહેરાવેલું પૂતળું હતો! ભોળા ચામુંડની ભોળાઈનો લાભ સર્વ લોકો–ખવાસ ગોલાથી માંડીને મોટા અધિકારી સુધી લેતા હતા. તેમાં વિશેષ તે ભૂદેવોના ભરમાવ્યાથી વ્હેમનો ભોગ થઈ પડયો હતો. ચામુંડ ઓલિયા સ્વભાવનો હતો. પાંચને ઠેકાણે પંદરસો રૂપિયા ઉડાવી દેવાને તે હંમેશાં આતુર રહેતો, અને તેની આસપાસના મતલબિયા લોકો રાજ્ય કોશ લૂંટીને રાજ્યનો પાયો નબળો કરતા હતા તેનું ભોળા ચામુંડરાયને પૂરૂં ભાન પણ નહોતું. દરવાજે અને દોઢીએ ડાયરા ભરાતા અને તેમાં મોકળે હાથે અફીણ ઘોળાતું હતું. અફીણથી ટેં થએલા રજપૂતો ગામ ગપાટા મારવામાં

પોતાનો કાળ ગુમાવતા, હોકા ગગડાવતા અને રણમાં રંગ રાખવાને બદલે કસુંબાનો રંગ રાખતા હતા.

બધાણી લોકો અલક મલકની વાતો કરતા અને આળસમાં વખત કાઢતા હતા. દોઢીવાન અને દરવાનો દાણ ચોરીની તપાસ રાખી શકતા નહોતા, તો બીજું જોખમ ભરેલું કામ શું કરી શકે? આંખો ધોળતા પ્રહર દિવસ ચઢે ઊઠતા અને અફીણ ઘોળતા. અફીણના મધુરા ઘેનમાં ડોલરીઆ બનીને ડોલતા પણ રણમાં શત્રુ સામે તરવાર તાણીને દોડતા નહિં અને ઝોકા ખાતાં ખાતાં ભોંય ખોતરતા તથા સગડીઓ સળગાવીને તાઢથી તાપતા હતા! ઊગમણી બૂમ પડે આથમણા ધાય એવા ઘણા શૂરા સિપાઇઓ સેનમાં હતા.

"પડે ઊગમણી બૂમ, પળે પશ્ચિમમાં;
સદાય તે સંતાય, મરદ થઈ મીન મા."

આવા શૂરવીર રજપૂતો શત્રુઓ સાથે કેમ બાથ બીડી શકે? અસ્ત્ર શસ્ત્રનું ઠેકાણું નહોતું, સારાં શસ્ત્રોના સાંસા હતા. કટાએલી તરવાર અને ભમરીઓએ દર કરેલી જૂની બંદૂકો તથા પણછ વગરનાં તીર, હથિયાર માત્ર હતાં. અંગપર પૂરાં પાધરાં વસ્ત્ર પણ હતાં નહિં. વાર તહેવારે જાર બાજરીનું જાવળું મળવાના પણ મોટા વાંધા હતા! એવા દુર્બળ દેખાવના બળહીણ રજપૂતો ચામુંડરાયની સેનામાં બહુ હતા. ગરાશિયાઓ ગજા ઉપરાંત વરા વાજન કરીને ગરાસ ગુમાવી બેઠા હતા.

જેના જોરે ગુજરાતની જર જમીનનું રક્ષણ થવું જોઇતું હતું, તે જાત તો આવી અધમ અવસ્થામાં આવી ગઈ હતી; અને પ્રજા મોજશોખમાં પડીને મનગમતાં ટાણાં ટચકાં કરી દેશ

# સોરઠી સોમનાથ

ઉન્નતિ વધારવાની દાઝ હૈડે ધરતી નહોતી, પણ ટક ટક તમાસો જોયા કરતી હતી; સમજુ ગુજરાતીઓ સારો સમય આવવાની અધીરાઈથી વાટ જોતા હતા; અને પાખંડી લોકો પંડિતની પેઠે આ વખતે ગુજરાતમાં પુજાતા હતા.

ગુજરાત ઉજ્જડ કરતો મહમુદ ગઝનવી અણહીલવાડ ઉપર ધસ્યો આવે છે એવું સાંભળીને વલ્લભ અને ભીમ ગુસ્સે થયા અને આસપાસની મદદ મેળવવાને અર્થે આતુર મુખડાથી એકાંતમાંથી મેદાનમાં આવ્યા. ચામુંડરાય હવે સુલતાન મહમદની સેના જોઈને ચોંકયો અને ગુજરાતીઓ રાજાને ગભરાટમાં છોડીને ગમે ત્યાં દોડી ગયા. વણિક વજીરના પોતિયાં નીકળી પડયાં અને ખવાસ ગોલાઓ ઘરનો ખૂણો શોધવા લાગ્યાં. એથી ચામુંડરાયની આંખ ઊઘડી પણ અંતની ઘડીએ શું કરે? વલ્લભ તથા ભીમની જોડી માણસોની મદદ વગર મહમદ સરખા મહા બળવાન શત્રુ સાથે કેમ બાથ ભીડી શકે? તેથી ધન ધાન્ય અને હતું એટલું હથિયારબંધ સૈન્ય લઈને ચામુંડરાય કુટુંબ સહિત રાજનગરીમાંથી નાઠો અને વનરાજની વસાવેલી વિલોકિક નગરી વગર હરકતે ઇસ્લામીઓના હાથમાં આવી.

જોતજોતાંમાં મહમદની વિજયવાન સેના જયનાદ કરતી વનરાજની નગરીમાં ઉલટભેર દાખલ થઇ. મહમદ ગઝનવી ગુર્જરપતિના મહેલ પર ધસી ગયો અને મંગળનાદ વગડાવી પરમેશ્વરનો પાડ માની તે દિવસ રંગ રાગમાં ગુજાર્યો. નગરશેઠ અને નગરીના બીજા નામાંકિત શેઠ સાહુકારો સુલતાન આગળ કરગરતા આવ્યા અને નગર નહિં લૂંટવાને આતુરતા ભરેલી અરજ કરી. સુલતાને તે અરજ કબૂલ કરી.

વગર મતલબે અણહીલવાડમાં વધારે વખત નહિં વસવાનો વિચાર મહમદ ગઝનવીએ કીધો તેથી તેની વિજયી સેનાનાં નિશાન હવે સોમનાથ પાટણ ભણી ફરકયાં.

નળ બાવળીમાં થઈને તેની સેનાએ કૂચ કરી. માર્ગમાં ખારા પાણીનાં સરોવરો દીઠામાં આવે છે. તેમાં મહાસાગરમાં વસતાં અનેક તરેહના દરિયાઈ પંખીઓ દેખીને મહમદ વિચારમાં પડયો. તેનો સ્વભાવ નવી વસ્તુઓ અને નવા દેખાવો જોઈને તેને લગતી હકીકત જાણવાનો તથા તે પર મનન કરવાનો હોવાથી પ્રવીણ પુરૂષોને વિગતવાર વિગતો પૂછીને માહિતી મેળવતો હતો. હિન્દુ બંદીવાનોથી તેના જાણવામાં આવ્યું કે આ ઠેકાણે અગાડી ઘણા કાળ પર રત્નાકર ઉછાળા મારતો હતો, પણ એક વાર એમ બન્યું કે ટિટોડી નામના પંખીએ પોતાનાં ઈંડાં બચાવભરેલી જગ્યા જાણીને રત્નાકરના એક ખડકપર મૂકયાં અને ચારો ચરવાને ઊડી ગયું. પાછળ દરિયાની ભરતી આવી તેમાં પેલાં ઈંડાં ઘસડાઇ ગયાં. ચારો ચરીને ટિટોડી અને ટિટોડો ઈંડાંનું સેવન કરવા સારૂં, સૂર્યાસ્ત થયા પછી ઈંડા મૂકેલી જગ્યા પર આવ્યા. આવીને જુએ છે તો ઈંડાં ન મળે! તેથી બન્ને પંખીઓ બહુ દિલગીર થયાં; અને રત્નાકર ઈંડાં હરી ગયો એવું જાણી ગુસ્સો આણીને પંખીઓના રાજા ગરૂડજી આગળ રાવ ખાવાને સારૂં ઊડી ગયાં. ગરૂડજીએ તેમની રાવ શાંત મનથી સાંભળી લીધી અને અન્યાય થયો છે એમ જાણીને સૃષ્ટિનાં સર્વે પંખીઓને એકઠાં કર્યાં અને હવે શું કરવું તેની સલાહ પૂછી. પંખીઓએ પોકાર કરીને કહ્યું કે "મહારાજ! રત્નાકરનો મદ ઉતારો! આજ ટિટોડીનાં બચ્ચા હરી ગયો છે અને કાલ ઊઠીને વળી બીજા પંખીને પજવશે માટે સાગરને પૂરી નાખો." સર્વાનુમતે એ વિચાર બહાલ રહ્યો અને ગરૂડની સરદારી હેઠળ ધારેલું કામ પાર પાડવાને પંખીઓ ઊડી ગયાં. ધારેલી જગ્યા આગળ થઇને ચાંચોમાં નાના કાંકરા, અને પાંખો પર ધૂળ, કાદવ અને એવી જણસો લાવીને અતિ ઊલટથી તેઓ દરિયો પૂરવા લાગ્યાં! એ દેખાવ જોઇને

રત્નાકર ખૂબ હસ્યો અને પંખીઓની ઠેકડી કરી તેથી ગરૂડજીને ઘણું લાગી આવ્યું. ગરૂડજીએ પંખીઓને ઉશ્કેર્યાં, એટલે તેઓએ બમણી ઊલટથી કામ કરવા માંડયુ અને આ જણાય એટલો દરિયો પૂરીને જમીન કીધી. હવે રત્નાકરની શુદ્ધિ ઠેકાણે આવી અને નાના પંખીઓ પણ કેટલું મહત્કાર્ય ઉઠાવીને ફતેહ કરે છે એનો અનુભવ થયો. કરાય એટલો પશ્ચાતાપ કરીને રત્નાકર ભગવાન પાસે ગયો અને ગરીબાઈ ગાઇને ગરૂડજીનો ક્રોધ સમાવવાને કાલાવાલા કર્યા; પણ ભગવાને તેનું બોલ્યું સાંભળ્યું નહિં, ખોટો પક્ષ પણ ન કર્યો. અને ઊલટું કહ્યું કે તમે અન્યાય કર્યો તો તેનું ફળ ભોગવવાને પણ તૈયાર થાવ. અમે અન્યાયનો પક્ષ કરતા નથી. ગરૂડજી સમજે તો સમજાવો. આવું સાંભળીને રત્નાકર મનમાં બબડયો કે "મેં મોટી ઓથ થાય તે સારૂ બીજા દેવોને પડતા મૂકીને મારી દુહિતા વિષ્ણુને આપી, પણ આ આપત્તિ કાળે તેમણે આશ્રય આપવાની આનાકાની કરી. માન મૂકીને મોટા આગળ માગવા જાય છે તે મૂર્ખ છે. ટેક તજીને તનના સંબંધીઓને પણ મનની વાત વદીને ધનની અથવા બનતી બીજી મદદ ન જ માગવી એવું પણ લઇને તે ઢીલે પગે ગરૂડજી આગળ આવી પગમાં શીશ નાખીને રડી પડયો; અને માફી માગી. ઇંડાં પાછાં આણી આપવાની મરજી બતાવ્યાથી ગરૂડજી પીગળ્યા. કરોડો પંખીઓની સન્મુખ રત્નાકરે ટિટોડીની ક્ષમા માગી અને જ્યાં હતાં ત્યાંથી ઈંડાં લાવી આપ્યાં તથા પાંચ દિવસ પંખીઓની જમાતને પરોણા ચાકરી કરીને વિદાય કરી.

ટિટોડીએ દરિયો પૂર્યો એ જમીનને "નળ બાવળી"ના નામથી લોકો ઓળખે છે. તેમાં બીડ અને થેક નામનો જથ્થાબંધ ખોરાક વાવ્યા વગર કુદરતી રીતે પેદાં થાય છે. તે ખોદી આણી,

સુધારીને લોધી લોકો હોંશે હોંશે ખાય છે. કાળ દુકાળે પણ આ કુદરતી ખજાનો કદી ખૂટતો નથી. એથી હજારો લોકોનો અને જાનવરોનો નિર્વાહ ભલી રીતે ચાલે છે.

સુલતાન મહમૂદ આ ભૂમિની અને તેમાં વસનારા લોકોની વિચિત્ર વાતો સાંભળીને મનમાં મગ્ન થયો. કોઈ કોઈ ઠેકાણે હબસી સરખા અડધ જંગલી લોધી લોકો પણ તેના જોવામાં આવ્યા તેથી તેની ખાતરી થઈ. ટિટોડીએ દરિયો પૂર્યાની વાત પર મહમૂદ મનમાં વિચારે વળગ્યો અને ખરો સાર આ પ્રમાણે શોધી કાઢ્યો. નબળા લોકો પર સબળા લોકો કેવો જય મેળવે છે. અલ્પ યત્ને નિશ્ચયી મનથી એક કામ પર મચ્યા રહેવાથી મહત્કાર્ય બજાવી શકાય છે. નબળા શત્રુની નબળાઇને નચિંત રહી તેના પર નજર નહિં રાખવાથી કેવો નાશ થાય છે તે આ ઉત્તમ અલંકારથી ભરેલાં ટિટોડીના દ્રષ્ટાંતથી ખાતરી થાય છે. આર્ય વિદ્વાનોએ આ ઉત્તમ વાર્તા બોધ લેવાને માટે રચી છે તે જાણીને સુલતાને સઘળા સાંભળે તેમ આર્ય વિદ્વાનોના વખાણ કીધાં.

માર્ગમાં રાની ભૂંડ અથવા સૂવરોનાં ટોળાં પણ ઘણા જોવામાં આવ્યાં. એવી રીતે કચરતો મહમૂદ અતિ ત્વરાથી ભાલનું મેદાન કૂદીને સોમેશ્વર ઉપર વીજળીના વેગે કરતાં વિશેષ વેગથી ધાઇ આવ્યો.

અણહીલવાડ નગરી અને બીજા કિલ્લાનું રક્ષણ કરવાને આર્ય અધિપતિઓએ અને રજપૂતોએ ઘટે એવો પ્રયાસ કર્યો નહોતો, પણ પ્રખ્યાત સોમેશ્વરનું પવિત્ર દેવળ બાહુબળથી બચાવવાને ખાતર બહુ રજપૂત રાજામહારાજાઓએ, મુકુટધારી મહિપતિઓએ, ઠાકોરોએ અને મંડળેશ્વરોએ પોતપોતાના ગજા માફક માણસો મોકલીને મરતાં

સુધી રક્ષણ કરવાનું મુકરર કીધું હતું. સોરઠના નાના સરદારો આસપાસના પ્રદેશના પ્રજાપાળ ભૂપતિઓ અને બીજા ગરાશિયાઓ સોમેશ્વરનું સંરક્ષણ કરવાને સારૂ અને સુલતાન મહમૂદની સામે થવાને સારૂ હાજર થયા હતા. રજપૂતાણીઓએ પોતાના હીરચીરના વિલોકિક વસ્ત્રો અને અંગનાં અતિમૂલ્યવાન આભૂષણો વેચીને આ ધર્મયુદ્ધમાં ઘણો આશ્રય આપવાની આગેવાની લીધી હતી. રાણી માતાઓએ રણવાસમાં ઉછેરીને નાનાથી મોટા કરેલા રાજકુંવરોને રક્ત સ્નાન કરવા સારૂં રણમાં મોકલ્યા હતા. પાછી પાની ભરીને ન ફરવું એવો બોધ આપીને રાણીમાતાઓએ બહુ મધુર નાદ સાથે રાજપુત્રોને ઉશ્કર્યા હતા.

મૂળ સોમેશ્વરની રક્ષા કરનારી જાથુકના માણસોની સંખ્યા એક નાની સેના સરખી હતી. તેમાં આવી બનતી મદદ મળવાથી હિન્દુ સેનાનું બળ બમણું થયું હતું. એ સિવાય કાળા અંગના ઉઘાડા પગે ભટકનારા ચુંવાળના કોળી ઠાકરડાઓ ગાતરડીઓ લઈને આવ્યા હતા. ગુજરાતના પહાડી અને વિકટ વનની ગુફાઓમાંથી લંગોટીભેર રહેનારા અને ઉઘાડે શરીરે ફરનારા જંગલી ભીલો હાથમાં તીર કામઠાં પકડીને આ અવસરે આવીને ઊભા રહ્યા. સોરઠ–ગુજરાતના પહાડી સ્કોટલેન્ડમાંથી લડાઇના ઉત્સુક અને મરવાથી કદી ભય ન પામે એવા વાઘેરો અને કદાવર કદના અને મજબૂત બાંધાના બળવાન કાઠીઓ કુમકે હાજર થયા. આવી રીતે સોમનાથનો બચાવ કરવાને સઘળા શૂરવીર હિન્દુઓ આવીને સાવધાન થયા અને કિલ્લાના મોરચા સાચવવાને તીક્ષ્ણ તીર મારનારાઓની ટુકડીઓ ગોઠવીને મુસલમાનોની વાટ જોતા બેઠા. કયારે લડાઈ થાય એવી કલ્પના કરતા કરતા બહુ વખત વીત્યો પણ ઈસ્લામીઓ લડવાને

સારૂ આતુર ન થયા એવું જાણીને હિન્દુ યોદ્ધાઓએ મહમૂદની છાવણીમાં દૂત મોકલીને અંતરની ધારણા જણાવવાની અભિલાષા કીધી.

"મને કિલ્લામાંથી સંદેશો ભણાવીને તમને કહેવા સારૂં મોકલ્યો છે." દૂતે છાવણીમાં જઈને ધિક્કારથી મહમૂદને જણાવવા માંડયું. "હું તમારી પાસે મારા સરદારે કથેલા શબ્દો કહું છું તે કૃપા કરીને સાંભળો. તમે અન્યાયની લડાઇ કરવાનો ઇરાદો રાખો છો તેથી હવે તમારૂં આવી બન્યું છે. ઈશ્વર અન્યાયીના પક્ષે જતો નથી. તમો ઈસ્લામીઓ વગર વાંકે હિન્દુઓને હણો છો, હરકત કરો છો અને તેમના પવિત્ર દેવને અપમાન કરો છો તેથી તમારો નાશ અમારા હાથે કરાવવાને સોમેશ્વર મહાદેવે તમને અહિંયા સુધી મોકલ્યા છે. ધો મરવાની થાય ત્યારે વાઘરી વાડે જાય તેમ તમારૂં સત્યાનાશ વળવાનું છે એ નક્કી માનજો. તમારો અંત આવશે. તમારા મડદાં સોરઠનાં ગીધ, સમળાંઓની ઉજાણીના કામમાં આવશે. હવે તમે ગઝની જીવતા જવાની આશા મૂકજો અને કાલે સવારે લડવાને તૈયાર થજો."

આવો ધિક્કાર ભરેલો સંદેશો સાંભળીને મહમૂદના મંત્રીઓ ઘણા ગુસ્સે થયા અને કાશિદની કતલ કરવાની મરજી બતાવી; પણ મહમૂદે તેમને મતલબમાં ફાવવા ન દેતાં ધીરજથી જે જવાબ આપવાનો હતો તે આપીને કાશિદને સોમેશ્વરના કિલ્લામાં ક્ષેમકુશળ રવાના કર્યો. મહમૂદનો સંદેશો અતિ હર્ષથી રજપૂતોએ સાંભળી લીધો અને સૂર્યોદય થતાં લડાઈ થવાની છે એવું જાણીને પરમ સંતોષ પામ્યા.

# સોરઠી સોમનાથ

બન્ને બાજુની બળવાન સેનાએ લડાઈની તૈયારી કરવામાં રાત ગુજારી અને સૂર્યોદય થતાં પહેલાં પયગંબરનું લીલું નિશાન મહમૂદની ચતુરંગી સેનામાં ચઢ્યું. લડાઇની નોબત વાગી એટલે લડાઈના આતુર ઈસ્લામીઓ સોમેશ્વરના કિલ્લાની લગભગ હલ્લો કરવાના આકારમાં ગોઠવાઈને દિવાલની માફક ઊભા રહ્યા.

અલ્પકાળમાં તીર મારનારા તીરંદાજોએ હિન્દુઓના મોરચા સાચવનારા સિપાઈઓના પહેરેગીરોને હઠાવ્યા અને જબરો ધસારો કીધો. ઈસ્લામીઓનો આવો અણધારેલો ધસારો અને જોર જોઇને રજપૂતો આશ્ચર્ય સાથે ભય પામ્યા. તેમનાં હાંજા ગગડી ગયાં. આમ થતાં તમામ હિન્દુ રક્ષકો કિલ્લામાંથી દેવળમાં દાખલ થયા અને મોટે સાદે સોમેશ્વરની સ્તુતિ કરવા લાગ્યાઃ—

" હે દેવ ! અમને તમે મુસલમીનોથી બચાવો. મ્લેચ્છો હિન્દુધર્મને હાનિ પહોંચાડવાને, તેમના દેદીપ્યમાન દેવળો તોડી પાડવાને અને દેવને અપવિત્ર કરી અપમાન આપવાને અત્રે દોડી આવ્યા છે માટે અમારો, અમારા ધર્મનો અને દેશનો બચાવ કરો. ભગવાન ! અમારૂં રક્ષણ કરો. "

આવી રીતે હાથ જોડીને હિન્દુઓ પ્રાર્થના ભણવા લાગ્યા. આ તકનો લાભ લઇને સુલતાન કિલ્લા પર ધસ્યો. મોટી મોટી નિસરણીઓ માંડીને મુસલમીનો કિલ્લાના કાંગરા પર ચડવા લાગ્યા. એ જોઈને કિલ્લામાં ભરાઈ બેસનારાઓનું લોહી ઊકળી આવ્યું. તેઓમાં જે સમજુ હતા તેમણે સલાહ આપી કે ' આવી રીતે હાથપગ જોડીને પ્રાર્થના કરવાથી દેવ કદી મદદ કરશે નહિં, માટે જોયા શું કરો છો ? મુસલમીનોને મારી હઠાવો. દેવ આપણા પક્ષમાં છે. '

સિંહની પેઠે રજપૂતો છંછેડાય છે ત્યારે કશો ભય જોતા નથી. લડવાથી જય મળશે એવું જાણીને 'હર હર મહાદેવ' કરતા હજારો બળિયા હિન્દુઓ મુસલમીનો ઉપર તૂટી પડયા. સિંહ જેમ અજાને પકડીને ચૂંથી નાખે તેમ કિલ્લા પર ચઢતા ઇસ્લામીઓને પગે ઝાલી ઝાલીને નીચે પાડવા લાગ્યા. હજારો મુસલમીનો હિન્દુઓને હાથે હણાયા અને કોટ પર ઉંધે મસ્તકે ભોંય પડી ચીભડાંની પેઠે છુંદાઇ જવા લાગ્યા. આથી મહમૂદ ઘણો ગભરાયો અને સાંજ સુધીમાં પાછે પગે કિલ્લાની સરહદ છોડીને તેની સેનાને છાવણીમાં હઠવું પડયું. મુસલમીનોનો ઘણો ઘાણ નીકળી ગયો અને તેના સરદારો તથા સિપાઇઓ નાઉમેદ થઈ ગયા. આખા દહાડાના શ્રમથી બન્ને બાજુના સિપાઈઓ કાયર થયા હતા. એવામાં સૂર્યાસ્ત થયાથી લડાઇ બંધ પડી અને સૌ સૌના સરદારો નફો તોટો તપાસવા લાગ્યા. હિન્દુઓ કરતાં મુસલમીનોનો નાશ આ લડાઇમાં વિશેષ થયો હતો. તેનાં ઘણા કારણો હતાં. હિન્દુઓ કિલ્લાની ઓથે રહીને લડયા હતા અને મહમૂદની સેના ખુલ્લા મેદાનમાં રહીને ઝૂઝી હતી તેથી તેનો નાશ વધારે થાય એમાં નવાઈ નહોતી.

મહમૂદની છાવણીમાં રાતે શાંતિ હતી. ચોકીપહેરાનો સારો બંદોબસ્ત હતો. બીજે દહાડે નસીબ અજમાવવાનું હોવાથી થાકી ગયેલા સિપાઇઓ નિદ્રામાં પડયા પણ હિન્દુઓના ઉત્સાહનો આંકો નહોતો. સોમેશ્વરના મોટા દેવાલયમાં રોશની અને રાગરંગ થઈ રહ્યો હતો. થોડી થોડી ઘટિકાને અંતરે બસો મણ સોનાની સાંકળે લટકાવેલો ઘંટ વાગતો હતો. તેના ઘોર શબ્દથી ઘણા ગાઉ સુધીની જગ્યા ગાજી રહી હતી. અગ્નિદેવને પ્રસન્ન કરવા સારૂ એક મોટા અગ્નિકુંડની અંદર ઘી, તલ અને જવ આદિ હોમીને વેદના ઉચ્ચારો કરતા કરતા ભૂદેવો આહુતિઓ આપતા હતા. હોમ હવન જોવાને

તથા મહાદેવની ઝાંખી કરવા સારૂ મંદિરના મોટા ગભારામાં હજારો હિન્દુઓ અને રજપૂતો આવ્યા હતા. સોમેશ્વરની સોળે પ્રકારે સેવા કરવા સારૂ સેંકડો વિપ્રો વેદના મંત્રો ભણવામાં રોકાયા હતા. ધૂપ, દીપ અને પુષ્પથી અંદરના ગભારાની જગ્યા મહેકી રહી હતી. પાર વગરની દીપમાળા પ્રગટીને મહોત્સવની પેઠે મનહર દેખાવ કીધો હતો. મહાદેવના વડા પૂજારીએ સોમેશ્વરની વિધિપૂર્વક આડંબરથી પૂજા કરીને પરમેશ્વનો પાડ માન્યો. "હવે પછી મહમૂદની સાથે હાથ મેળવતા હિન્દુઓને જય મળે ' એવી સ્તુતિ અતિ દીન વચને ભણેલા ભૂદેવોએ કરી. તેમાં હજારો હિન્દુઓએ શ્રદ્ધાપૂર્વક ભાગ લીધો અને હિન્દુ સેના પર પ્રભુ પ્રસન્ન રહે એવી આરજુ કરી.

શૂરા રજપૂતો સ્વયંભૂના દર્શન કરીને સહુ સહુના સ્થાનકે સૂવા સારૂ ગયા. ત્યાં ભાટ, ચારણ શૂરાતન ચઢે એવી મહાભારત અને રામાયણ આદિની ક્ષત્રિયોના ધર્મ સતેજ કરે એવી વીરરસ ભરેલી કથા વાર્તા વાંચી સંભળાવવા લાગ્યા. લડાઇના ઉચ્છરંગમાં ને ઉચ્છરંગમાં પહોર રાત રહી એટલે સઘળી ધામધૂમો નરમ થઇ ગઇ અને કિલ્લામાં તથા છાવણીમાં જગ્ગ જંપ્યું.

સોમેશ્વરનું મેદાન આ સમયે સૂનું દીસતું હતુ. અંધારી રાત હોવાથી મેદાન પર અંધારાનો પડદો પથરાઇને ભયંકર મેદાનને વધારે ભયંકર બનાવ્યું હતુ; અને મડદાંઓની દુર્ગંધથી આખું મેદાન ગંધાઈ ઊઠયું હતું.

શિયાળિયાં તથા વરૂ ઇત્યાદિ વનવાસી જાનવરો ઉજાણી જાગવાથી ઘણા દહાડાની ભૂખની દાઝ કહાડી, બરાડા પાડીને ગજાવી

મૂકતાં હતાં જંગલી જાનવરો માણસોનાં મડદાંઓને જંગલમાં તાણી જઇને શાંતિથી ખાતાં હતાં. તમરાં અને એવાં જ બીજાં જીવ જંતુઓના ગણગણાટ કાનમાં સંભળાતા હતા, ગીધ અને સમળાં વિગેરે પક્ષીઓ સંતાઈ રહેવાથી જણાતા નહોતાં પણ ઘુવડો અહિં તહિં ઘૂમતાં હતાં. કૂતરાં બિલાડાંનું રૂદન ભયંકર ભાસતું હતું. આવી અંધારી રાતમાં થતા અનેક પ્રકારના ચાળાઓ સોમેશ્વર પર ભય આવવાની નિશાની તરીકે નજરે પડતા હતા. મહમૂદ અને હિન્દુઓની સેના આશાભેર સ્વપ્ના જોતી નિદ્રામાં પડી હતી, તે વખતે કુદરત પોતાનું કામ મૂંગી મૂંગી કરતી હતી.

કૂકડે બાંગ મારી ત્યાં દિવસ ઊગ્યો એટલે હિન્દુઓએ પોતાની છાવણી ગજાવી મૂકી. સોમનાથ મહાદેવના મંદિરમાં નોબતોના નાદ અને શરણાઇના મનહર સાદ થવા લાગ્યા. ગીધ અને સમળાં આદિ ખગચરો ખોરાક શોધવાને સારૂ આમતેમ ઊડવા લાગ્યાં. મુસલમીનોના ટોળાં મહમૂદ પયગંબરના નિશાન નીચે લડવાને હારબંધ ગોઠવાઈને ઊભાં રહ્યાં.

રણવાદ્ય જોસમાં વાગ્યાં એટલે લડાઈ સળગી ઊઠી. શૂરા જોદ્ધાઓ મરણિયા થઈને ઝૂઝવા લાગ્યા. ન રહી શરીરની શુદ્ધ કે સાન. મારો મારો એવા પોકારથી મહારથીઓએ મેદાન ગજાવી મૂક્યું. તરવારના ફડાકા હવામાં થવા લાગ્યા. તીરના વરસાદથી આકાશ છવાઈ ગયું. હિન્દુઓએ મોટા જોરથી મહમૂદની સેના ઉપર હલ્લો કર્યો તે ધસારો મુસલમીનો ઝીલી શક્યા નહિ. ઘણા ઇસ્લામીઓ ઘવાયા, બીજા બકરાના મોતે કપાઈ મૂઆ અને મહમૂદને મોટા નુકસાન સાથે બાકીની સેના સહિત વનમાં નાસી જવું પડ્યું. મુસલમીનો મૂંઝાણા તેમની હિંમત તદ્દન તૂટી ગઈ અને જીતવાની આશા

જરાએ ન રહી. ઉપરા ઉપરી બે હારથી મહમૂદ ગઝનવીની સેનાનો મોટો ભાગ નાશ પામ્યો.

મરદાનગી ખોઈ બેઠેલા મુસલમીનોને ઉશ્કેરવા સારૂ મહમૂદે મોટી સભા ભરી. તેમાં મરદને સોહે એવાં વચનો મહમૂદે ભણીને તેમની હિંમત તાજી કીધી. વડો વજીર સુલતાનના વિચારને મળતો થયો અને કાજીએ કુરાન વાંચીને ઈસ્લામીઓનો ધર્મ જુસ્સો સળગાવ્યો. હાથમાં કુરાન લઈને કાજીએ કઠણ કથનો કહેવા માંડયાં.

"સાંભળો ઈસ્લામીઓ! મહમૂદ પયગંબર સાહેબનાં વચનો ધ્યાન દઈને. માથે થોડું ઘણું સંકટ વરસાવીને ખુદાતાલા તમને તાવી જુએ છે. તમે મૂંગે મ્હોડે સંકટ સહન કરો તો અક્ષય સુખ પામશો અને ખુદા રીઝશે. મોટા પયગંબરના વચન ઉપર વિશ્વાસ ધરો, સ્વર્ગ અને નર્કની કૂંચી તરવાર છે. જેઓ ઈસ્લામી ધર્મને સારૂ સમશેર ખેંચશે તેઓને અક્ષય સુખ મળશે. ઉપવાસ અને પ્રાર્થના કરતાં પણ જે લોહીનું ટીપું રેડાય છે અને ધર્મને માટે જોખમ અને સંકટ સહન કરવામાં આવે છે તે વધારે કીર્તિવાન ગણાઈને સ્વર્ગમાં ચોપડાના નોંધાય છે. જેઓ ધર્મની લડાઈમાં મરી જાય છે તેઓનાં સઘળાં પાપો એકદમ ભુંસાઈ જાય છે અને સુંદર આંખવાળી પરીઓના હાથમાં અક્ષય સુખ ભોગવવાને તરતજ સ્વર્ગમાં સિધાવે છે."

આવું સુખ મેળવવાની આશાએ અંતની ઘડી સુધી રણમાં લડવાની ઈચ્છા બતાવીને 'અલ્લા હો અકબર' નો પોકાર કરીને છાવણી ધ્રુજાવી સઘળા ઇસ્લામીઓએ ત્રણ પહોર રાત બંદગી ભણવામાં અને ઊંઘવામાં ગુજારી અને પાછલી પ્રહર રાત રહી

એટલે કાયા કર્મ કરી હથિયાર સજીને હિન્દુઓ સાથે હાથ મેળવવાને સાવધ થયા. હિન્દુઓએ પણ આગલી રાતની માફક આ રાત આનંદમાં કહાડી અને વિશ્વનાથે વિજય કર્યો તેથી વધારે શ્રદ્ધાવાન થઈને સોમેશ્વરની સેવા ભક્તિ કીધી.



## ૮

સવારના પ્રહરમાં સવિતા નારાયણ ઊગ્યા પહેલાં સોરઠી સરદારો અને મુકુટધારી રાજાઓ પોતાની સરદારી તળે સોમનાથનું સંરક્ષણ કરનારી સબળ સેના લઇને મહમૂદની ફોજની ટક્કર ઝીલવાને લડાઇના આકારમાં ગોઠવાઇને ઊભા રહ્યા. સૂર્યોદય થયો. કમળો ખીલ્યાં, તેમ શૂરાઓનાં મ્હોડાં અપ્સરાને વરવાનું યાદ કરીને પ્રકાશી રહયાં. ચકલાઓ અને કા કા કરતા કાગડાઓ ચારો શોધવાને આમતેમ ઊડવા લાગ્યા. વિપ્રો વેદ ભણવા લાગ્યા અને સૂર્યનાં સોનેરી કિરણો સોમેશ્વરના શિખર પર આવેલાં સોનેરી કળશ ઉપર પડવાથી અપૂર્વ ચળકાટ થઈ રહ્યો. હિંદુઓએ લડાઈના વાજાં વગાડયાં અને અંતની ઘડી સુધી લડવાને આશાભેર ચહેરે કેસરિયાં કપડાં પહેરીને સોમેશ્વરનું રક્ષણ કરવા મેદાનમાં આવ્યા. મહમૂદ હિન્દુઓની લડવાની હિંમત અને નિશ્ચય જોઈને મનમાં ડગમગ્યો, પણ હિંમત હાર્યો નહિ. ત્વરિત ચૂંટી કહાડેલા તુર્ક સવારોની જોરાવર ટુકડીઓ, હિન્દુઓએ હાથ કરેલા મોરચા સાફ કરવા તેણે મોકલી અને પાછળથી પોતે સેનાની સરદારી લઈને હિન્દુઓ ઉપર ધસારો કીધો. તેને જવાબ દેવાને હિન્દુઓ તૈયાર જ હતા.

લડાઈ જોસમાં જાગી. બન્ને બળવાન સેના સામસામી આવી ગઈ એટલે હાથોહાથ લડાઈ ચાલી. બરછીઓ, તરવારો અને ગદાના મારથી શૂરા સિપાઈઓ મડદાં થઈને ભોંય પર ટપોટપ પડવા લાગ્યા. ઘણા ઘોડાઓનો ઘાણ નીકળી ગયો. ઘણા જણા પાણી પાણી એમ પોકારવા લાગ્યા. ઘણા મૂર્છા પામી ધરણી પર ઢળ્યા; અને ઘણા તો ટાંગા તરફડાવવા લાગ્યા. તરવારો ચમકવા લાગી. આકાશ છવાઈ ગયું અને દશ દિગપાળો ડોલવા લાગ્યા. હારજીત કોની તરફ છે તેનો ન્યાય કરવો મુસ્કેલ થઈ પડયો. બન્ને બાજુવાળા પોતપોતાની જીત પોકારવા લાગ્યા. એવામાં અણહીલવાડનો યુવરાજ વલ્લભદેવ અને તેનો ભત્રીજો ભીમદેવ મોટાં ગુર્જર સેન સાથે કુમકે આવી પહોંચ્યા. હિન્દુઓનું બળ બમણું થયું અને લડવાની ઊલટ તાજી થઈ. રણધીરા રજપૂતો બમણા જુસ્સાથી કિલ્લો ખાલી કરીને સઘળા બળ સહિત બહાર મેદાનમાં આવ્યા. હિન્દુઓને નવી મદદ મળેલી જોઈને મહમૂદના મ્હોડાની લાલી ઊડી ગઈ. તેના સરદારો હિંમત હારી ગયા અને ઈસ્લામી સેના ભયભીત થઈને લડવાને ઢચુપચુ થઈ. આવો મામલો જોઈને મહમૂદ પોતાના ઘોડા ઉપરથી નીચે કૂદી પડયો અને જમીન પર લાંબો પડીને અલ્લાહનો આશ્રય માગ્યો અને તરત પોકાર કરી કહેવા લાગ્યોઃ—

"મારા ઈસ્લામી ભાઈઓ ! તમે રખે ડરતા. પ્રેરણા થઈ છે કે આજની લડાઈમાં તમારો જય થશે, એ સત્ય વચન માનજો. હિંમત ન હારો. કૂદી પડો કાફરો ઉપર. તોડી પાડો તેમનું મંદિર અને તેમાં પધરાવેલી પાષાણની મૂર્તિઓ. ધર્મના કામમાં આ ધરણીનો ધણી અવસ્ય આશ્રય આપશે. આશા રાખો તમારા અંતરમાં. ન રાખો કાંઇ વસવસો અથવા અવિશ્વાસ અને એક વાર બતાવો

તમારૂં અતુલ બળ. તમે ઘણી લડાઈઓ લડી છે. તમે ઘણીવાર મારી સાથે રહીને મરદાનગી બતાવી છે. દરેક વખતે ખુદાએ આપણને ફતેહ બક્ષી છે અને તમે કીર્તિવંત થયા છો. આપણા પયગંબરનું ફરમાન યાદ કરો. તેમના ફરમાન મુજબ ચાલવાથી મોક્ષ મળે છે. આ લડાઈમાં પણ ફતેહ આપણી તરફ છે. મહમૂદ પયગંબરનું નામ તમારા મુખ પર મેલીને કેસરી સિંહની પેઠે ગર્જના કરીને કૂદી પડો કાફરોની સેના ઉપર; રહેંસી નાખો બકરાંની પેઠે તમારી તેજસ્વી તરવારથી હિન્દુઓને. ખુદા તમારી મદદ કરો."

એમ વદીને મહમૂદ ઘોડેસ્વાર થઇને સેનમાં ઘૂમવા લાગ્યો. તેના આવાં વીરરસ ભરેલાં વચનો સાંભળીને કાયર થઈ પડેલા ઈસ્લામીઓ કમર કસીને લડવાને અને મરવાને સજ્જ થયા. તેમાંના ઘણાક સિપાઈઓ તો વદવા લાગ્યા કે "આપણે શૂરા સુલતાનની સરદારી તળે રહીને ઘણી લડાઈઓ કરી ઘણી વાર ઘવાયા છીએ બહુ વાર વિજય કરીને કીર્તિ ખાટયા છીએ. તે કીર્તિ આજે ધૂળ મેળવીને આપણે આપણા અધિપતિનો ત્યાગ ન કરવો જોઇએ. મહમૂદને મેદાનમાં–શત્રુના દળ કટકમાં એકલો મૂકીને આપણે ન્હાસી જવું ન જોઈએ. ખુદાએ ધાર્યું હશે તે થશે, માટે પાછી પાની ન ભરીને આપણા પવિત્ર ધર્મને માથું આપવું એ મોટા પુણ્યની વાત છે એવો નિશ્ચય કરો."

આ મેર હિન્દી સેનાની સરદારી શૂરા ભીમદેવે અને તેના કાકા વલ્લભસેને હાથમાં લીધી તથા લશ્કરને ઉશ્કેરવા સારૂ ભીમદેવે નાનું સરખું પણ અસરકારક ભાષણ કીધું:—

"સાંભળો ક્ષત્રિયો સાંભળો, આજનો દિવસ મહોત્સવથી પણ

મોટો છે. આજે દેવ અને દાનવોની વચ્ચે દારુણ યુદ્ધ થવાનું છે. તેમાં ન્યાયી દેવનો પક્ષ ઈશ્વરે લીધો અને દાનવોનો સંહાર કરવો એવી પ્રેરણા ઇન્સાફી ઈશ્વરે આપણામાં કરી છે. સાંભળો, ક્ષાત્રધર્મ એક ચિત્તે સાંભળો.

રણમાં જે રજપૂત, પથારી પાથરે,
કરી કીર્તિનાં કામ, સૂવે જે સાથરે;
વિજયતણી વરમાળ, મેળવી જે મરે,
શૂર લોકમાં સદા, સ્થિર થઈ તે ઠરે.
રણશિંગાના રાગ, રણે સુણીને રસે,
લડાઈમાં લઈ લાગ, ધીરજથી જે ધસે;
મરણતણો તજી માર, ફિકર મેલી ફરે,
વખાણ પામે વીર, ખલકમાં તે ખરે.
પડે શીશ તે પછી, જોરમાં ધડ લડે,
શત્રુ કરી સંહાર, પ્રાણ તજીને પડે;
બહુ હિંમતે બળવાન, ખૂંદે રણ જે ખરે,
પામે તે પળમાંય, અમરપદ આખરે.
મળે માટીમાં મરદ, ગરદ માંહિ ગળે,
દિલમાં ન ધરે દરદ, દળ જ અરિનું દળે;
ઘણા ઘચોઘચ ઘાવ, શરીર પર જે સહે,
હૈયે કીર્તિ હાર, લાભમાં તે લહે.
બ્રાહ્મણ ક્ષત્રિ બાળ, ગોરી, અરૂ ગાયને,
બચાવવા બહાદૂર, જોરમાં જાયને;
સબળ ભાળીને શત્રુ, ચિત્ત જેનાં ચળે,

જીવ તેનો જયવાન, મહાપદને મળે.
રાગ, ભોગ ને રંગ, તજીને તોરમાં,
વેગે કરવા વા'ર, જાય જે જોરમાં;
રૈયત કેરી રાવ, સુણી જે સંચરે,
પામે તે નર પરમ, અમરપદ આખરે."

ભીમદેવના ભભૂક ચઢે એવાં વચનો સાંભળીને રજપૂતો રણરસ જમાવવાને આકળા થયા. અણહીલવાડના વાવટા તળે લઢવાને એકઠા થયેલા લશ્કર ઉપર ઇસ્લામીઓ તૂટી પડયા. તેમને ખાળવાને રજપૂતો ઉમેદભેર આગળ ધસ્યા. રણસંગ્રામ જોવા જેવો જામ્યો. શંખનાદ, નોબતો અને ત્રંબાળુ આદિ રણવાદ્યના ગગડાટથી કાન બહેરા થવા લગ્યા. શૂરાતન ચઢાવનારા સિંધુડા ગવાવા લાગ્યા. લોહીની છોળો ઊડવા માંડી. શૂરો ભીમદેવ ઘોડેસ્વાર થઇને સૈન્યને મોખરે આવી રજપૂતોને ઉશ્કેરવા લાગ્યો:

"મારા બહાદુર બાંધવો! કરો કતલ તમારા શત્રુઓની. કૂદી પડો મારા કદાવર રજપૂતો! સોમેશ્વર તમારો સહાયક છે."

આવાં વીરરસભરેલાં વચનોથી સિંહની પેઠે રજપૂતો મહમૂદની સેના પર ધસી ગયા. અને ચીભડાંની માફક મુસલમીનોને રહેંસવા લાગ્યા. દાતરડાંથી જેમ ઘાસ કપાય તેમ તરવારથી ઘણા ઈસ્લામીઓ કપાઈ મૂઆ. રક્તથી ભોંય રક્તવરણી થઈ ગઇ. શૂરા રજપૂતોને વરવા સારૂ હાથમાં વરમાળ લઇને આશાતુર ચહેરે અપસરાઓ આકાશમાં આવીને ઊભી. દેવે દુદુંભી વગાડવા માંડયાં. કાળિકા તથા જોગણીઓને ભોગ મળવાથી તેમને આનંદ થયો. મહાદેવે મહા આનંદમાં આવીને મરેલાં માણસોની ખોપરીઓની માળા પરોવવા માંડી.

ગીધ સમળાંને ઉજાણી મળવાથી મરેલાં મડદાં પર ભમવા લાગ્યાં. શિવગણ અને ભૂત ભૈરવો રક્ત સ્નાન કરવા લાગ્યાં. જોગણીઓએ પોતાનો ખપ્પર ભરવા માંડયાં, પ્રેત અને વૈતાળોએ નગ્ન થઇને મડદાં પર નાચવા માંડયું અને કોઈ કોઇ તો નાચતાં કૂદતાં અને મડદાં ચૂસતાં મહા પર્વ જાણીને અદ્રષ્ય ઘૂમવા લાગ્યાં. આ ધર્મનો વિગ્રહ–ઝગડો વિલોકવાને દેવ વિમાનમાં બેસીને આવ્યા, ગગને ચઢીને ગાંધર્વો ગાવા લાગ્યા. લડાઈ ધમસાણ મચી. તપેશ્રીઓ તપમાંથી જાગી ઊઠયા. ગર્ભિણીના ગર્ભ છૂટવા લાગ્યા અને ધરણી ધ્રૂજવા લાગી. જાણે મહા પ્રલયનો દહાડો ન હોય એવો દેખાવ થઈ રહ્યો. શૂરાઓ અપ્સરાને વરવાને આતુર થયા. શીશ વગરનાં ધડ ઝૂઝવા લાગ્યાં. કોઇના હાથ પગ કપાયા, કોઇનાં ધડ શીશ છૂટાં થયાં અને કોઈ કોઇ વળી ઘવાએલ અંગે રણમાં ઘૂમ્યા. એવામાં દૈવ ઇચ્છાથી લડાઇનું સુકાન ફરી ગયું. હિન્દુ સૈન્યપર 'અલ્લા હો અકબર' કરતા ઇસ્લામીઓ તૂટી પડયા. મુસલમીનના મોટા મારા આગળ હિન્દુઓ ટકી શકયા નહિં અને અણહીલવાડનો પંચરંગી વાવટો હવામાં ઊડતો હતો તે ભોંય પર પડીને ધૂળમાં રગદોળાયો. એ જોઇને હિન્દુઓની હિંમત તૂટી ગઈ અને પાછા હઠીને દરિયા કિનારાના છૂપા માર્ગ ભણી જીવ લઇને નાઠા. હારતાં હારતાં વલ્લભસેને તથા ભીમદેવે ત્રણ હજારથી અધિક ઈસ્લામીઓને નિજ હાથે હણી નાખ્યા અને ન્હાસભાગમાં પડેલા લશ્કરની સાથે "ગંદાબા"ના કિલ્લા ભણી પોતાના પગલાં કર્યાં.

આ વખતે હિન્દુઓને દરિયો પણ દુશ્મન થઇ પડયો. તે ઘણા જોશમાં આવીને પોતાનાં આકાશ સુધી ઊંચાં મોજાં ઉછાળીને ઉછાળા મારતો હતો. મહમૂદના ભયથી નાઠેલા હિન્દુઓ મછવા હોડી આદિ જે કાંઇ હાથમાં આવ્યું તે પર બેસીને મધ્ય દરિયે

ચાલ્યા. તેમાં ઘણો ભાગ તોફાનથી દરિયાના પેટમાં પેસી ગયો. ઘણા લોકો મહમૂદના હાથથી કપાઇ મૂઆ અને ઘણા રજપૂતો મહા મહેનતે મુસલમીનોની નજર ચુકાવીને વનવગડા ભણી છટકી ગયા. મહમૂદની વિજયવાન સેના જયવાણી વદતી સોમેશ્વરના મજબુત કિલ્લામાં દાખલ થઇ અને દરેક દરવાજે મહમૂદે પોતાના તૂરક પહેરગીરોને બેસાડી દીધા.

ઇશ્વરની ગતિ બળવાન છે. ચડતી પડતીનો રંગ પ્રતિદિન પલટાય છે. હારજીત માણસના નસીબમાં હોય છે. આગ્રહી માણસ હમેશાં પોતાની ધારણામાં ફાવે છે. મોજશોખમાં ડૂબેલા મનુષ્યો માર ખાય છે. અણહીલવાડની સેના કાંઇ કરી શકી નહિં. ભીમદેવ ભાગ્યવાન ન ઠર્યો. તે કયાંથી? ગુર્જર રાજ્યની અંધાધૂંધી ભરેલી વ્યવસ્થા, રાજ્ય અધિકારીઓની અંદર સળગતો કુસંપ અને સૈન્યની અશકિત જોનાર ધણી વિજયની આશાનો વિચાર કરે જ નહિં. વલ્લભ અને ભીમદેવ પોતાની હાલત સારી પેઠે સમજતા હતા. ગુર્જર લશ્કર ઉપર તેમને ભરૂંસો નહોતો; પણ મહમૂદની ફોજ લૂંટફાટ કરવાની અને કામ બજાવવાની આશાઓ ઉતરી હતી, તેને બને તેટલા બળથી અડચણ કરતી અટકાવવાનોજ ઇરાદો આ બન્ને મહારથીઓએ રાખ્યો હતો.

વિજયવાન મહમૂદના ઉછરંગનો આ વખતે પાર નહોતો. ઘણા દિવસની ધારણા આજ ફળીભૂત થઇ. જે સાહસ સાધવાને ગઝનીથી આટલી વેગળાઇ સુધી સંકટ સોસતાં આવવું પડયું તે કામ આજે પાર પડયું. પૂરતી ફતેહ થઇ તેથી હર્ષ વડે મહમૂદની છાતી ધડકવા લાગી. તેના નસીમે રંગ રાખ્યો અને રજપૂતોના નસીબે દગો દીધો. મંત્રીઓ, સરદારો અને પાટવી પુત્રને લઇને મહ-

મૂદ ગઝનવી અતિ ઉત્સાહથી સોમેશ્વરના મંદિરમાં ગયો. તે નિરખીને તેનું તથા તેની સાથેનાં માણસોનું મન ચળી ગયું! આવી અથાગ શોભા તેમણે સ્વપ્નામાં જોએલી અથવા કાને સાંભળેલી પણ નહોતી. તેમણે સોમેશ્વરની શોભા વિષે ઊડતી અદ્‌ભુત વાતો સાંભળેલી તેના કરતાં સેંકડો ગણી વધતી શોભા જોઇને સુલતાન મહમૂદ આશ્ચર્ય પામ્યો. મોટા મહિપતિઓના મંદિરમાં ન હોય એટલી શોભા અને મનપસંદ મહિમા આ શિવાલયમાં તેણે જોયાં. હીરાજડિત રંગમંડપ સામે તેનાથી આંખ માંડીને જોવાયું નહિ. અતિ તેજ અને ઝગઝગાટથી જોનારની આંખોએ અંજાઇ ગઇ. મહમૂદ અને તેના સાથીઓ આવો મનહર દેખાવ જોતા જોતા સોમેશ્વરની પ્રતાપવાન પીંડી આગળ ઊભા રહ્યા અને તે તોડી નાખવાના વિચારમાં પડયા. એ જોઇને મંદિરના મહંત પૂજારીઓએ અને વિપ્રોએ આવીને મહમૂદને આજીજી સાથે આ પ્રમાણે જણાવ્યું:—

"મોટા મનના સુલતાન! અમારો અપરાધ હોય તે માફ કરો. મુખથી માગો એટલું ધન આપવાની અમારી મરજી છે, માટે અમારા દેવની મૂર્તિ ભાંગવાનો વિચાર મુલતવી રાખવાની મહેરબાની કરો. આ મૂર્તિ ભાંગવાથી અમને અને અમારા ધર્મને મોટું અપમાન લાગશે. અમારા દેવને મળેલું અપમાન અમારાથી જોયું નહિં જાય. કરોડો રૂપિયા માગો તે આપવાને અમે તૈયાર છીએ પણ મૂર્તિ તોડવાનો વિચાર તો ન કરો એટલી અમારા સરખા દીનજન ઉપર દયા કરો. ભગવાન તમારૂં ભલું કરશે."

મહમૂદનો લોભ વિપ્રોનાં આવાં લલચાવતાં વચનોથી સળગ્યો. તેથી તેણે સલાહકારોની સલાહ પૂછી. મૂર્તિ નહિં તોડવાના

બદલામાં જે નાણું મળે તે લેવાની મંત્રીઓએ મરજી બતાવી પણ મહમૂદે તેમની સલાહ માન્ય ન કરી.

"નહિં, મારે પૈસા નહિં જોઈએ. જર, જવાહીરની મારે જરૂર નથી." મહમૂદે ધિક્કારથી કહ્યું. "આ લડાઈ મેં લક્ષ્મી મેળવવાની લાલચે ઉડાવી નથી. આ જંગલમાં મેં લક્ષ્મીના નજીવા લોભને માટે ઈસ્લામીઓનું લોહી વહેરાવ્યું નથી પણ મૂર્તિપૂજકોના ધર્મને અપમાન આપવાને અને તેમનાં દેવ મંદિરોનો નાશ કરી પત્થરના પૂતળાંઓ ભાંગવાને માટેજ આ ધર્મ યુદ્ધ મચાવ્યું છે. મૂર્તિ વેચવાની કીર્તિ મારે નથી જોઇતી, પણ તેના કટકા કરવાની કીર્તિ મારે જોઈએ છે. એ કીર્તિ અચળ છે. પાખંડી મૂર્તિપૂજકોનાં મંદિર અને મૂર્તિઓ તોડી પાડવાથી ખુદા તાઆલા રીઝશે અને મહમૂદ પયગંબર સાહેબ આફરીન ભણીને આપણને આશીર્વાદ દેશે."

આમ કહીને મહમૂદ સુલતાને સોમનાથની પીંડી ઉપર પોતાની સોનેરી સોટી ઊંચકી ત્યાં તો તેની આસપાસ ઊભેલાં અમલદારોએ આંખ ઉઘાડતામાં પીંડીના ચાર કટકા કરી નાખ્યા. જુએ છે તો લીંગ પોતે જણાયું. તેમાં હીરા, માણેક આદિ મૂલ્યવાન નંગ ઠાંસી ઠાંસીને ભરેલાં હતાં. તે મહમૂદે મોટા હરખથી કાઢી લીધા. બ્રાહ્મણો જેટલી દોલત આપવા ઈચ્છા બતાવતા હતા તેના કરતાં મોટા દરબારમાં પણ ન હોય એટલી દોલત મળી એથી સઘળા ઈસ્લામીઓ સંતોષ પામ્યા. પીંડી તોડી રહ્યા પછી દેવળમાં ભાંગફોડ અને લૂંટફાટ ચાલી. નાની મોટી મનહર આરસપાણની મૂર્તિઓ મહમૂદના સિપાઈઓએ ભાંગી નાખી અને દિવાલ તથા સુંદર સ્તંભોમાં જડેલા હીરા, માણેક અને જવાહીર નંગ ઉખેડવામાં ઘણા જણા રોકાયા. શિવની પીંડીના બે મોટા કટકા મદિના તથા મક્કાએ મોક-

લવાને રાખ્યા અને બીજા બે કટકા ગઝનીના રાજ્ય મહેલમાં જડવા સારૂ ઉપાડી લીધા.

લૂંટફાટ કરી રહ્યા પછી મહમૂદે સોમનાથના મંદિરની અંદર ખુદાની બંદગી ભણવાનું કામ શરૂ કર્યું. પ્રથમ મંદિરના શિખર પર શિવની ભૂખરી ધ્વજા પવનમાં ફરકારા મારતી હતી તે ઉતારી પાડીને પયગંબર મહમૂદનો લીલો ઝંડો ચઢાવ્યો; અને દેવળના કાંગરા ઉપર ચઢીને બાંગ પોકારી " ખુદા એક છે અને મહમૂદ એનો પયગંબર છે. "

જે પવિત્ર દેવળમાં નિત્ય નિત્ય પરમાત્મા પ્રભુની પ્રાર્થના હિન્દુઓ કરતા હતા, જે મંદિરમાં ભણેલા ભૂદેવો વેદના પવિત્ર મંત્રના ધ્વનિ વડે આસપાસની જગ્યા ગજાવતા હતા તેજ મંદિરમાં પરદેશીઓએ પોતાના પગલાં ભરીને માંગલ્યકારી મંદિરને અમાં-ગલ્ય કીધું.

જે ભૂમિ પર ભીમ, સરીખા ભાથીઓ,
સૂતા તાણીને સોડ, હિંમતના હાથીઓ;
ભિષ્મ પિતા ભડવીર, કરણુ અર્જુન ક્યાં!
પ્રતાપ ને પૃથ્વિરાજ, જણાતા જબર જ્યાં.
ગટોરગચ્છ ગજેન્દ્ર, ઇંદ્ર જ્યાં ગાજતો,
એ સ્થળ થાય અવાજ, અરિના આજ તો.
કરી દૈત પર કોપ, કપીવર કૂદતો;
ખૂંદીને રણક્ષેત્ર, ઝડપથી ઝઝતો.
થતી હતી જે સ્થળે, હિંમતની હાકલો;
એ ભૂમિમાં આજ, ઘૂમે અરિ આકળો.

વાંચીને જ્યાં વેદ, ઋષિ બહુ રાચતા,
કાજી આજ કુરાન, વિલોકયા વાંચતા.
વેદ તણા શુભ વેણુ, ચતુર જ્યાં ચૂંટતા;
અગ્નિહોત્ર અપવિત્ર, કરી અરિ કૂટતા.

મનુવસિષ્ઠ મહાન ગ્રંથ જ્યાં ગૂંથતા;
ભ્રગુ અને ભરદ્વાજ, રીસે જ્યાં રૂઠતા.
પારાશર જ્યાં પ્રથમ, હિંડતા હોડમાં,
કાજી આજ કલોલ, કરે ત્યાં કોડમાં.

થતા હતા બહુ ઠીક, ઘંટના ઘોર જ્યાં;
આજે યવનો તણા, સતાવે શોર ત્યાં.
વિપ્રો વાંચી વેદ, ભેદ જ્યાં ભાખતા;
ગૌબ્રાહ્મણુ પ્રતિપાળ, ચતુર નૃપ ચાલતા.

આવો બનાવ બનવાથી હિન્દુઓ હેબતાઈ ગયા. તેમના હૈયાનો હર્ષ સુકાઈ ગયો અને ઘણા ખરાને તો શિવ ધર્મ ઉપર શંકા આવી. મ્લેચ્છો સાથે લડતાં દેવે વાર કેમ ન કીધી? સાક્ષાત સ્વયંભૂની પિંડી મુસલમીનોએ તોડી નાખી તો પણ કેમ કાંઈ ચમત્કાર ન બતાવ્યો? આવા આવા સાચા સવાલો સારા વિચારના હિન્દુઓના મનમાં ઊઠવા લાગ્યા; ત્યારે કોઈ કોઇ ભકતોએ જવાબ દેવાની કોશિશ કરવા માંડી કે "ભાઈ! જુઓ છો તો ખરા કે આ હળાહળ કળિયુગ સઘળુ પુણ્ય ખાઈ ગયો છે, અને પાપના બીજ વાવી બેઠો છે. ધર્મીને ઘેર ધાડ અને કસાઈને ઘેર કુશળ આ કળિયુગ વિષે થાય છે. દેવનું દૈવત કયાં રહ્યું છે? આ કળિયુગમાં વિદેશીઓના ભયથી દેવતા ડુંગરે ન્હાસી ગયા છે."

"હોય ભાઇ હોય. કાળે શું કરે અને દૈવે શું કરે?" બીજાઓ બોલવા લાગ્યા. "આવાં આવાં પાપ થશે અને હિન્દુઓનો પવિત્ર ધર્મ ડૂબશે ત્યારે મહા પ્રલય થશે; દુનિયા ડૂબશે, હવે નક્કી ઉલકાપાત થવા બેઠો છે, નહિં તો સોમેશ્વર પર સ્વપ્નામાં પણ સાંભળેલી નહિં એવી ધાડ આવે? અને આપણા દેવની આવી અવસ્થા થાય?"

"આપણે હાથે કરી આ વિપત્તિ વ્હોરી છે." ઘણા સમજુ હિન્દુઓ બબડયા: "હિન્દુઓમાંથી એકસંપ તૂટી ગયો, ધર્મની એકતા જતી રહી અને પરસ્પર વેરભાવ વધતો ચાલ્યો તેથી જ બીજાઓ ફાવી ગયા. નહિ તો શા ભાર હતા? ચાંચડની પેઠે હિન્દુઓ ચોળી નાખત પણ બનવા કાળ આગળ કોનું ચાલે છે? હજી પણ ચેતો, સંપ કરો અને તમે તમારૂં સંભાળી બેસો. વખત આવ્યે ખોએલું પણ મેળવી શકશો."

આવા આવા વિચાર અને વાદ ચાલવા લાગ્યા.

મહમૂદના સિપાઈઓ મંદિર જોવાને અધીરા થઇ ગયા હતા. તેમને જોવાની છૂટ દીધી અને મહમૂદે મંદિરના મુખડાના મેદાનમાં છાવણી નાખી.

મહમૂદ દેવપાટણ લૂંટવાનો મનસૂબો કરે છે એ વાત નગરના લોકોના કાન પર આવવાથી આગેવાન હિન્દુઓ અરજ ગુજારવાને મહમૂદની આગળ આવ્યા અને દીનતાથી જણાવ્યું:—

"મોટા સુલ્તાન! આપ અમને બે મારથી ન મારો. અમારા દેવને અપમાન આપી, દેવળનો નાશ કરીને અમને શોકસાગરમાં તો ડુબાડયા છે અને હવે અમારી માલમિલ્કત, રહેવાના ઝૂપડાં લૂંટી

લેવાનો મનસૂબો તમે રાખો છો તે કૃપા કરીને છોડી દો. અમારી ખરી માલમત્તા સોમેશ્વર સાથે લૂંટાઈ ગઈ છે. હવે ક્ષમા કરો. સુલ્તાન સાહેબ ક્ષમા કરો તો સારૂં"

"અરે! તમને માફી કેમ અપાય? કુરાન, દંડ કે તરવારથી મૂર્તિપૂજકોને વશ કરવા એ અમારો ઈસ્લામીઓનો ધર્મ છે. મોટા પયગંબર મહમ્મદના એ પ્રમાણવચનો છે. તમે હિન્દુઓ પ્રેમ વડે પત્થરને પૂજો છો, પાખંડ ભરેલો ધર્મ પાળો છો, એક દેવને બદલે અનેક દેવ, તેત્રીસ કોટિ દેવદેવીઓને આરાધો છો, નમો છો, તેથી તમે પાપી છો. તમારી કતલ કરવાની અને ઘરબાર લૂંટી લેવાની અમારા ઉત્તમ ધર્મમાં આજ્ઞા છે; માટે અમુક દંડ આપો નહિ તો ઘરબાર લૂંટી લઈને તમને બંદિવાન કરવામાં આવશે."

"મહારાજ, અમે આપની આગળ સાબિત કરવાને તૈયાર છીએ કે અમે મૂર્તિપૂજા કરતી વખતે મૂર્તિને ઈશ્વર રૂપે માનતા નથી, પણ એ ઉપરથી ઈશ્વરનું ધ્યાન ધરીએ છીએ." વસ્તીના આગેવાનોમાંથી વડા વિપ્રે હાથ જોડીને વિનંતિ કરી. "આપ અમારા કહેવા પરથી જોશો કે અમે અનેક દેવદેવીઓને માનનારા ઈશ્વરના અપરાધી મનુષ્યો નથી, પણ એકેશ્વરી એક દેવને માનનારા છીએ."

"જો તમે એકેશ્વરીને આરાધો છો એવી અમારી ખાતરી કરી દેશો તો તમારી માયામત્તા લૂંટવામાં નહિ આવે, એ ખાતરીથી માનજો." મહમૂદે જવાબ દીધો,

"સાહેબ, તમે એક ધર્મસભા ભરો અને સકળ સભાસદો અમારી વાત અંગિકાર કરશે તો કેમ?" ભૂદેવોએ પોતાનો પ્રસ્તાવ રજુ કરતાં કહ્યું.

મહમૂદે સભા ભરવાની હા ભણી અને મુલ્લા, કાજી, મોલવી અને બીજા આબરૂદાર હિન્દુઓને સભામાં હાજર થવાનો હુકમ કર્યો.

"સુલતાન! આ લોકોને માફી કેવી?" શરૂઆતમાં વડા મુલ્લાંએ વાત કરી. "અવિશ્વાસીઓને વિશ્વાસ શો? અને બેઈમાની પર ઇમાન શું રાખવું?"

"મુલ્લા સાહેબ! અમે એવા નથી એ તમે કબૂલ કરશો. ઈશ્વરને નહિં માને તે કાફર અથવા નાસ્તિક-અમે ઈશ્વરને આરાધીએ છીએ, અને તે જ ધરણીધરનું ભજન કરીને તેના કોપથી કંપીએ છીએ." વિપ્રોએ જવાબ વાળ્યો.

"તમે અહિંઆ સુલ્તાનની સન્મુખ અસત્ય બોલો છો. તમે બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર એવા મુખ્ય ત્રણ દેવની મૂર્તિઓને શ્રદ્ધાથી માનો છો." મુલ્લા બોલ્યા.

"તમે લોકો તમારી તકરાર ચલાવો અને અમારી ખાતરી કરી આપો કે હિન્દુઓનો ધર્મ એકેશ્વરી છે." મહમૂદ ગઝનવીએ મહારાજ ભણી જોઇને કહ્યું.

"સાહેબ! આ અવનિની આદિ વેળાએ મહા પુરૂષો વિચારમાં પડયા કે ઈશ્વર કેવો છે? તે કયાં છે? આપણા જોવામાં આવતો નથી, તેને કોઇએ જોયો નથી, કળ્યો નથી પણ માન્યો છે ખરો." વિપ્ર મંડળમાંથી એક વિદ્વાને આગળ આવીને પોતાની દલીલો રજુ કરી. "ઈશ્વરને જન્મ મરણ નથી. તે એક છે અને ઐશ્વર્યવંત છે. તેના રૂપ વિષે કલ્પના પહોંચી શકતી નથી; પણ ઈશ્વર છે તો ખરો

ન હોત તો આ ખલક ક્યાંથી પેદા થાત? સૃષ્ટિનો કર્તા કોઇ નથી એવું કથનારા કેવળ નાસ્તિક છે. વસ્તુ માત્રનો પેદાકર્તા તો જોઇએ. આવી અનંત સૃષ્ટિનો રચનારો કાંઇ જેવો તેવો ન હોય. કરોડો, અસંખ્યાત, ગણ્યા ગણાય નહિ એટલા, પૃથ્વીથી અધિક મોટા ગણાતા ગોળાઓ જેની સબળ શકિત વડે અદ્ધર આધાર વગર ટિંગાઇ રહ્યા છે, જેની શકિતથી સૂર્ય અને ચંદ્ર નિયમસર ઊગે છે અને આથમે છે, જેના પ્રતાપથી આ સૃષ્ટિ રૂપી બગીચો ખીલી રહ્યો છે તેવો ખલકનો ખાવિંદ મહા બળવાન હોવો જોઇએ પણ તે જોવામાં આવતો નથી. ક્યાં છે? કેવો છે? તે કળાતું નથી. ત્યારે કાંઇ કલ્પના કરીને તેનું રૂપ તો કળવું જોઇએ. કલ્પના અગાડી ચાલી શકતી નથી તો અનુમાન કરવું જોઇએ. મનુષ્યની અવસ્થામાં ત્રણ મોટા ફેરફાર થાય છે. મનુષ્ય અવતરે છે, પુખ્ત વયમાં આવે છે, અને અંતે કાળને આધિન થાય છે એટલે મરી જાય છે. એ ત્રણ ફેરફાર કરનારમાં પણ ત્રણ શકિત અથવા ગુણ હોવા જોઇએ, તેથી પરમેશ્વરને હિન્દુઓ ત્રિગુણપતિ કહે છે.

પેદા કરનારી શક્તિ તે બ્રહ્મા; પાલણ પોષણ કરનાર ગુણ તે વિષ્ણુ અને સંહાર કરનારી શક્તિ તે શિવ. પેદા કરનાર જગતપિતા ગણાય. જગતપિતાની દ્રષ્ટિ જગત પર, પોતાની પ્રજા પર એકસરખી હોવી જોઇએ. વળી તેનામાં એકી વખતે સઘળી તરફ—ચારે દિશાએ જોઇ શકવાનો ગુણ હોય તેથી બ્રહ્માનાં અથવા જગતપિતાનાં ચાર મુખ કલ્પીને કવિ—ચીતારાએ ચીતર્યાં.

યુવાન અવસ્થામાં મનુષ્ય નાના પ્રકારનાં સુખ ભોગવે છે, જમે છે, રમે છે અને મોજમજાહ માણે છે તથા એવાંજ સુખ ભોગવવાની લોલૂપતા ધરાવે છે. તેવી અવસ્થામાં લાવનારી શક્તિ તે

વિષ્ણુ. વિષ્ણુ પણ હજારો ગોપીઓ સાથે રમે છે, જમે છે અને વિનોદ કરે છે.

સંહાર કરનારી શક્તિ—કાળનું રૂપ બિહામણું, ભાળીને ભય પેદા કરે એવું હોય છે. ઈશ્વરની ત્રીજી શક્તિ શિવ. એ કાળનો ગુણ અથવા રૂપ છે. ત્યારે તેનો વેશ પણ એવો જ હોવો જોઈએ. જેને સર્પનાં તો આભૂષણો છે, મનુષ્યની ખોપરીઓના હાર છે, ડાક ડમરૂ જેનાં વાજિંત્ર છે, વસવાનું સ્થાનક તો સ્મશાન છે, આંખો ભયંકર છે, સેના પણ ભૂત પ્રેતની ભયંકર છે. એવી શિવશક્તિ અથવા કાળનું ચિત્ર એવું જ ભયંકર હોય. આવી ત્રણ શકિત જેના હાથમાં છે એવા જગતકર્તા એક પરમેશ્વરનો જાપ હિન્દુઓ જપે છે. હિન્દુ કવિ ચિતારાએ ત્રિગુણપતિના જે ત્રણ ગુણ રૂપ કલ્પ્યાં છે તે યથાયોગ્ય છે. જ્ઞાની હિન્દુઓ મૂર્તિપૂજા વ્યાજબી ગણતા નથી. એવા પુરૂષોને મૂર્તિપૂજાની આવશ્યકતા નથી. પરંતુ જેની બુદ્ધિ અલ્પ છે, અજ્ઞાનતાથી ભરપૂર જેનું અંતઃકરણ છે એવા જીવને ઈશ્વર ઉપર આસ્થા ચોંટાડવાને કેટલાક પુરૂષો મૂર્તિપૂજાની જરૂર જુએ છે. ઇસ્લામીઓ પીર પયગંબરની પત્થરથી ચણેલી કબરો પૂજે છે. તેને નમે છે, ધૂપદીપ કરે છે, ફળફૂલ ચઢાવે છે તેમ હિન્દુઓ પણ તેની પેઠે મૂર્તિઓ આગળ નાના પ્રકારની ક્રિયા કરે છે. મનુષ્યના ચાળા ઈશ્વરમાં છે એવું અજ્ઞાન મનુષ્યો માને છે. મનુષ્ય ખાય છે તેમ તે ખાતો હશે? મનુષ્ય ઊંઘે છે તેમ તે પણ ઊંઘતો હશે? વગેરે વિચાર જ્ઞાનરહિત મનુષ્યોમાં આવે છે અને તે પ્રમાણે તેઓ પોતાના દેવને રાજી રાખવાને સારૂ અનેક પ્રકારના ઉપાય યોજે છે. આવા ઉપાયની આવશ્યકતા જ્ઞાનીઓને હોતી નથી અને તેઓ કરતા પણ નથી.

અજ્ઞાની હિન્દુઓને ઈશ્વર ભકિતને રસ્તે ચઢાવવા સારૂ જ આવા જ્ઞાની હિન્દુ કવિ–ચીતારાઓએ કલ્પના ચલાવીને ચીતર્યા છે. તેને અજ્ઞાન લોકો સત્ય માને તેમાં કવિ ચીતારાઓનો શો વાંક ? સુલ્તાન સાહેબ, આ પરથી આપ જોશો કે હિન્દુઓ ઈશ્વરને કેવી રીતે આરાધે છે અને મૂર્તિપૂજા કેવી મતલબથી કરે છે."

"સુબન અલ્લાહની કુદરતનો અંત પામર પ્રાણી પામી શકતાં નથી એ સત્ય વાત છે." મહમૂદે સામું જોયું એટલે મુલ્લા સાહેબ દાઢી ઉપર હાથ ફેરવીને બોલવા લાગ્યા. "સત્ય વાત છે કે હિન્દુઓ ઈશ્વરના ગુણની કલ્પના કરીને તેની શકિતને મૂર્તિપૂજાના આકારમાં સેવે છે, પણ અગસ્ત્ય ઋષિ સાત સમુદ્ર અંજળિમાં લઇને પી ગયા, રાવણને દશ માથાં હતાં અને અર્જુન નાગની કન્યા પરણ્યો ઈત્યાદિ ગપાટાઓ તમારા શાસ્ત્રમાં છે. એવાં શાસ્ત્રોને ધિક્કારવાં જોઈએ. અમારૂં કુરાન જુઓ, અમારા મોટા પયગંબર સાહેબના વચનો વાંચો, અમારી નીતિ અને ઈમાન જુઓ. તમારા હિન્દુ લોકોમાં ઇમાન કયાં છે ? અને એક ધર્મ કયાં છે ? તમારામાં નથી એ સઘળું અમારામાં છે."

"સાંભળો મુલ્લા સાહેબ !" રામશંકર લલકારીને બોલ્યા. "તમે સાંભળીને કબૂલ કરશો કે અલંકાર તો સર્વ ભાષાની અંદર છે. પછી કોઇ ભાષામાં થોડા તો કોઈમાં વધારે. તમારા લોકો કહે છે કે પયગંબર સાહેબ ત્રીજા આસમાન પર ચઢી ગયા. તેનો અર્થ એવો હોવો જોઇએ કે તેમનામાં પેલી ગેબી દુનિયા–સ્વર્ગની વાત પણ જ્ઞાનથી સમજી શકવાની શકિત હતી. એમ અમારામાં પણ અતિ-શયોકિત અને અલંકારથી મિશ્રિત થયેલી વાતો પુષ્કળ છે. અગસ્ત્ય ઋષિ સાત સમુદ્રને પી ગયા એટલે તેમણે મહાસાગરની મોટી મોટી

શોધ કરી મુસાફરીઓ કરીને સમુદ્રનું રૂપ કળી ગયા! એ પરથી હિન્દુ પુરાણ રચનારા કવિઓએ અલંકારમાં લખ્યું છે કે અગસ્ત્ય તો સાતે સમુદ્ર પી ગયા! મતલબ કળી ગયા! તેની શોધ સમાપ્ત કરી. તેમ રાવણને દશ મ્હોડાં ન હોતાં પણ તે દશ વાર બોલતો અને તેટલીવાર બોલેલા બોલ મિથ્યા કરતો હતો. તેથી તેને અલંકાર રૂપે દશમુખો કહ્યો. દશ મ્હોડાં એટલે વીસ હાથ હોય જ એમાં નવાઈ નથી. રામની સેનામાં વાંદરાં અને રીંછ આદિ જાનવરો લડવૈયા હતા! પરંતુ ખરૂં જોતાં તે જાનવરો નહોતાં પણ જાનવરો સરખા જંગલી, અરણ્યમાં આથડનારા, ફળ ફૂલ ખાનારા ભીલ કોળી આદિ મનુષ્યોજ હતા. નાગ એટલે પર્વત અને પર્વતમાં વસનારને એ પરથી નાગ કહેવામાં આવતા હતા. પર્વતમાં ઘણું કરીને ભીલ વિગેરે ભટકતા લોકો વસે છે. તેની કન્યા અર્જુન પરણ્યા એ સત્ય વાત; પણ નાગ એટલે સર્પની કન્યા સાથે અર્જુન પરણ્યા એ વાત સત્ય નથી. સર્પની કન્યા સર્પિણી સાથે મનુષ્યના લગ્ન સંસ્કાર થાયજ કેમ?"

"મોટા મનના સુલતાન! આપ અમારી તકરાર અને અમારા ખુલાસા ઉપર જોવાની મહેરબાની કરશો, કે અમે હિન્દુઓ એકેશ્વરી ધર્મ અંગિકાર કરીએ છીએ. અમારા પવિત્ર વેદમાં એક ઈશ્વર આરાધવાનાં બોધવચનો છે. અમારાં ધર્મશાસ્ત્રો વ્હેમ અને પાખંડથી ભરેલા નથી, પણ અમારા લોકોએ, અમારા વર્ગના વિપ્રોએ રળી ખાવાને પુરાણોની કલ્પિત કથાઓ કરી છે, અને સંસાર વ્યવહારની બાબતો ધર્મશાસ્ત્ર સાથે ભેળી છે; વેદની વાતમાં ગમ ન પડવાને લીધે પુરાણોની કલ્પિત કથાઓ ઉપર લોકોનો વિશ્વાસ અને ભાવ વધારે છે. પુરાણોમાં કોઈ કોઈ ઠેકાણે તેમની વાર્તાઓ વિસ્તારથી

લખી છે તે, વિપ્રોએ પોતાની મતલબમાં ફાવવા માટે જ. અમે ઈશ્વર કહીએ છીએ, ઈશ્વર એટલે શકિત. તમે ઇસ્લામીઓ એ ગેબી શકિતને ખુદા કહો છો અને તેનો અર્થ પણ શકિત થાય છે. એ બન્નેની મતલબ એક છે અને શકિત પણ એક જ છે."

સુલતાન મહમૂદ અને વડા મુલ્લાં વિપ્રોની વ્યાજબી વાતોથી વાકેફ થયા; અને હિન્દુ ધર્મ હલકો નથી એવી થોડી ઘણી ખાત્રી થઇ. હવે શો જવાબ આપવો એની મુલ્લાંને સમજ ન પડી તેથી નિમાજનો વખત થયો છે એવું બહાનું કહાડીને ઊઠી ગયા. "દેવપટ્ટણ લૂંટવામાં નહિ આવે." એવું મહમૂદ ગઝનવીએ વચન દીધું અને વિપ્રો આદિ હિન્દુઓને વિદાય કરીને સભા વિસર્જન કરી.

ભૂદેવોના મ્હોડાંની આવી વાતો સાંભળીને હિન્દુ ધર્મની ચિકિત્સા જોવાનો સુલતાન મહમૂદને શોખ થયો. વાતચીતમાં પણ હિન્દુ ધર્મનો જ પ્રશ્ન અનુભવી જનોને પૂછતો હતો. આ નગરના રહીશોથી તેના જાણવામાં આવ્યું જે અહિંથી થોડી વેગળાઇ પર " હિરણા " નદી પાસે મોક્ષ પીપળા નામની જગ્યા છે. ત્યાં આગળ ઘણી જ જાણવા જોગ ક્રિયાઓ હિન્દુઓ કરે છે. એવું જાણીને કોઇને જણાવ્યા વગર મહમૂદ વેષ બદલીને ત્યાં ગયો. આ પીપળા આગળ શ્રી કૃષ્ણ ભગવાન સ્વધામમાં ગયા છે એવું વૈષ્ણવો વદે છે. "હિરણા" નદીનો અરબ્બી સમુદ્ર સાથે અહિં સંગમ થાય છે. તેથી સર્વે તીર્થવાસીઓ એ ઠેકાણે ન્હાવાનું મહા પુણ્ય માને છે. યાદવાસ્થળીની જગ્યા પણ પીપળાની પાસે છે.

શ્રી કૃષ્ણ-યાદવો સહિત દ્વારિકામાંથી આ સ્થળે આવ્યા. મદ્ય-પાન કરીને સર્વે યાદવો માંહોમાંહે કપાઇ મૂઆ. શ્રી કૃષ્ણ એથી

શોકાતુર થયા અને પીપળાની શિતળ છાંયા નીચે પગ પર પગ ચડાવીને શાંતિથી સૂતા. એવામાં દરિયા કિનારેથી મૃગલુ જાણીને એક પારધીએ બાણુ માર્યું. તેણે કરીને ભગવાનના ત્રણુ પદ્મ વિંધાઇ ગયાં. તેની પીડાથી શ્રી કૃષ્ણુ આળોટયા અને પળ બે પળમાં પ્રાણુ મૂકયો. હિન્દુઓ કહે છે કે આવી રીતે કમોતે મરવાનો તેમને શ્રાપ હતો. તે આ સ્થળે આવી રીતે સમાપ્ત થયો. ઘણાક ભાવિક યાત્રાળુઓ શિયાળામાં સખત ટાઢમાં પણુ નદીસ્નાન કરીને ભીનાં કપડાં ભેર એટલી જગ્યામાં આળોટે છે. એ સાંભળીને મહમૂદને નવાઇ લાગી. તે જગ્યા જોઇને મહમૂદ જરા આગળ ચાલ્યો તો નદીમાં એક અચરત સરખો દેખાવ નજરે પડયો. એક જુવાન મરદ નદીના ઠંડા નીરમાં ભીનાં કપડાં ભેર ઊભો હતો. તેનાં સગાં તેની આસપાસ વીંટળાઈ ગયાં હતાં અને એક ભૂદેવ મંત્રના ઉચ્ચાર કરીને તેને ધુણાવતો હતો. ટાઢ તો કહે મારૂ કામ. તેમાં વળી તેના અંગ પર પુષ્કળ પાણી છાંટવામાં આવ્યું હતું. તેથી બાપડો તે માણુસ ઠંડીથી થર થર કાંપતો હતો. તેમ તેમ પેલો વિપ્ર મોટે સાદે ભણીને જોરમાં પાણી છાંટવા લાગ્યો, એટલે પેલો માણુસ ગભરાટથી તથા ટાઢથી ખૂબ કાંપવા લાગ્યો.

"અલ્યા તું કોણુ છે? શા સારૂ આના શરીરમાં ભરાયો છું? તું હવે એને પીડ નહિ. આ મોક્ષપીપળે તને મોક્ષ અપાવીએ. તું એના અંગમાંથી હવે નીકળ." વિપ્રે કંપતા માનવીને કહ્યું.

"નહિં નીકળું, હજાર વાતે પણુ નહિં નીકળું. એણે મારૂ ઘણું બગાડયું છે, તેનો જીવ લીધે છૂટકો કરીશ." જુસ્સામાં પેલો માણુસ બોલી ઊઠયો.

"તને પીંડ આપીએ, તારૂં શ્રાદ્ધ સરાવીએ, અહિં તારૂં નારાયણુ બળિ કરાવીએ. તું એના શરીરમાંથી નીકળ. આવી પવિત્ર જગ્યા

તને બીજી નહિં મળે.” વિપ્રે કહ્યું. પણ પેલાના પીંડમાં ભરાએલાં અભાગિયા ભૂતે તેનું ન માન્યું એટલે મરચાંનો ધુમાડો દેવા માંડયો અને મરાય એટલા જોરથી પાણીના ફટકા મારવા માંડયા. આથી બાપડો ભોળો માણુસ મૂંઝાણો અને “જાઉં છું, જાઉં છું” એમ કહેવા લાગ્યો. ભૂતની આવી કબૂલાત સાંભળીને પેલા માણુસના સગાં વ્હાલાં રાજી થયાં અને સઘળી ક્રિયા કરાવી ભૂતને મોક્ષ ગતિ અપાવીને માર્ગે પાડયા. મહમૂદ આવો બનાવ જોઈને મૂછમાં હસ્યો. ભૂતના તૂતથી ભોળા હિન્દુઓ ઠગાય છે પણ એ વહેમ છોડતા નથી એવો વિચાર કરતો મહમૂદ પોતાની છાવણીમાં આવ્યો.

સુલ્તાન મહમૂદે સ્વપ્નામાં પણ નહિં જોએલું એટલું ધન સોમેશ્વરમાંથી મેળવ્યું તેથી તેનો અથાગ લોભ શાંત થયો. એથી હવે તેનું ધ્યાન ભીમદેવ ઉપર ગયું. ભીમદેવ ગુજરાતી સેના સહિત ગંદાબાના કિલ્લામાં ભરાઇ બેઠો હતો. તેને જેર કરવાને સુલ્તાન ગઝનવીએ મનમાં વિચાર કીધો. ભીમે તેની સેનાનો ઘાણ વાળ્યો હતો, તેનું વેર લેવાને તેનું મન ઉશ્કેરાયું અને ઉશ્કેરાય તેમાં કાંઈ અજાયબી નથી. માથાપર દુશ્મન ગાજતો હતો; તેને નરમ કીધા વગર જતો મેલવો એમાં મોટું નુકશાન માનીને મોટા લશ્કર સાથે મહમૂદ ગંદાબાના મજબૂત કિલ્લા પર ધાયો.

એ કિલ્લો કચ્છના કિનારાને જોડાએલા મહાસાગરના નાના બેટ ઉપર આવેલો છે. તે બહુ બચાવ ભરેલો અને મજબૂત બાંધણીનો હોવાથી તેના પર દુશ્મનથી એકાએક ધસી અવાતું નથી. ઘણીવાર ભય પામેલા ભૂપતિઓ કિલ્લાનો આશ્રય શોધતા આવ્યા હતા.

મહમૂદની સેના કિલ્લા પર ધસી આવે છે એવું ધારીને બનતો બચાવ કીધા વગર ભીમદેવ નજર ચુકાવીને કિલ્લામાંથી નાસી ગયો.

તેની મહમૂદને માલુમ ન પડી. સુલતાન મહમૂદની ફોજ કચ્છના કિનારા નજદિક જઈ પહોંચી ત્યારે દરિયાની ભરતી જોસમાં થઈ હતી. એ ભરતી ઊતરીને ઓટ થાય ત્યાં સુધી કિનારે અટક્યા વગર છૂટકો નહોતો. મહાસાગરનો દેખાવ જોઈને મહમૂદે ખુદાની શક્તિની મોટાઈ ગાઈ. ઈશ્વર કેવો શક્તિમાન છે. તેની આજ્ઞા મહાસાગર કદી ઉથાપતો નથી. મહાસાગર કદાપિ પોતાની માઝા મૂકે તો દુનિયા કેવી ડૂબી જાય એવા વિચાર તેના મનમાં આવ્યા.

મનહર માછલીઓની રૂપેરી પાંખોનો ચળકાટ મનપસંદ હતો. દરિયાના કાંઠે પડેલી છીપો અને આકાશે અડે એવાં મોજાંના લોઢ જોઈ ને મહમૂદની સેના અજાયબીમાં પડી. દરિયો કદી નહિં જોએલો એવા સિપાઈઓ હર્ષ ઘેલા થઈ ગયા.

થોડા કાળમાં ભરતી ઊતરવા માંડી અને ઓટ થવા લાગ્યો. કિનારા નજદીક ઘૂંટણ પુર પાણી રહ્યાં એટલે સેના સહિત સુલતાન કિલ્લા પર ધસારો લઈ ગયો. ઈસ્લામીઓની સબળ સેના જોઈને મૂઠીભર રજપૂતો ગભરાયા પણ ડગ્યા નહિં. દરવાજા બંધ કરીને તેઓ કિલ્લાનો બચાવ કરવા લાગ્યા. કિલ્લા પર મુસલમીનોએ મોટો હલ્લો કર્યો, પણ તેમાં તેમનું કાંઈ ફાવ્યું નહિં એટલે મહમુદે વગર શરતે કિલ્લો કબજે કરવાની માગણી મોકલી, ઘણી ધમકી આપી પણ રજપૂતો એકના બે ન થયા. કિલ્લામાં સંદેશો લઈ જનાર કાશિદે મહમૂદને કહી સંભળાવ્યું:—

"સુલતાન સાહેબ! કિલ્લાનો બચાવ કરનાર કોઈ નથી, અંદર સ્મશાન સરખું દીસે છે. ગુજરાતનો રાજા કિલ્લામાંથી નાસી ગયો છે અને માત્ર ગણતરીનાજ રજપૂતો અફિણના કેફમાં ઝોકાં ખાનારા,

દુર્બળ દેખાવના, સ્મશાનમાં સૂઝે એટલી મોટી વયના છે. મહોલ્લાઓ ઉજ્જડ છે, જ્યાં ત્યાં કાગડા ઊડે છે. કિલ્લામાં હલકા વર્ગની હિન્દુ વસ્તી છે. તેજ માત્ર રજપૂતોને મદદ આપે છે ખાવાપીવાને ખોરાક દે છે અને લડવાને સારૂ ઉશ્કેરે છે. સંખ્યા વિનાના શૂરા રજપૂતો આપણી સામે લડતાં મરાયાં છે, તેમની ઓરતો ચિતા સળગાવીને તેમની સાથે બળી મૂઇ છે; અને બીજા મરદો લડીને મરવાને અને તેમની સાથે તેમની ઓરતો બળી મરવાને તૈયાર છે. કિલ્લો કબજે આપવાની તેઓ ચોખ્ખી ના ભણે છે અને દરવાનો જણાવે છે કે જ્યાં સુધી દેહમાં પ્રાણ છે ત્યાં સુધી શરમ ભરેલી રીતે ઇસ્લામીઓને શરણ થવાનો વિચાર નથી."

રજપૂતોની આવી મરદાનગી સાંભળીને મહમૂદ રાજી થયો. તરત તેણે જબરા હલ્લા વડે દરવાજા તોડવાની કોશિશ કરી. તેમાં અંતે તે ફાવ્યો. એકનું ઓસડ બે તેમ મહમૂદે મોટા બળથી થોડા બળ વાળાને હઠાવ્યા.

દરવાનોએ પૃથ્વી પર પડતાં સુધી પોતાનો અને કિલ્લાનો બચાવ કર્યો. તેમના ઉપર મુસલમીનો તીડનાં ટોળાની પેઠે તૂટી પડયા. શૂરા રજપૂતો સામે થઇને કપાઈ મૂઆ. કાયરોએ પીઠ દીધી. તેમની પાછળ મુસલમીનો ધસ્યા અને જબરી કતલ કીધી. દરવાજાની દાઝે બાપડા કિલ્લાની ઓથે રહેલા રંક હિન્દુઓને મહમૂદે હણ્યા. ત્રાહ ત્રાહ વરતાવ્યો અને કિલ્લાનો કબજો કરી અધળા હિન્દુઓને સુલતાને ખૂબ સંતાપ્યા.

ઘણા મરદોને ઠેર માર્યા તથા ઘણા પુરૂષોને અને તેમનાં બૈરી છોકરાંને વગર વાંકે બંદિવાન કર્યાં. રોતાં કકળતાં અને કમોતે મરતાં

માણસોના રૂદનથી તથા રંડાયેલી વિધવાઓના કરૂણામય રૂદનથી ગંદાબાનો કિલ્લો ગાજી રહ્યો; પણ નિર્દય મહમૂદ ગઝનવીને મનમાં દયા ન આવી. દગાવાનોનો ખાર આ બાપડા નિર્દોષ હિન્દુઓ ઉપર કાઢયો, એ એક નૃપતિને છાજતી વાત ન કહેવાય. સામે થનારા સબળ શત્રુને હણવા એ ન્યાયની રીત છે, પણ ગરીબ ગાય જેવી રૈયતને વગર વાંકે મારવી, તેમની આબરૂ પાડવી એ ત્રાસદાયક કથા છે. એ ધર્મી રાજાનો ધર્મ નથી. આવી ન્યાય અન્યાયની વાત ફતેહની ખુમારીમાં ચકચૂર થએલા અભિમાની રાજાના અંતરમાં ન ઉતરે એ સત્ય છે.

મહમૂદ સુલતાનના હાથમાં ઘણી લૂંટ આવી તે લઇને હવે સકળ સેના સહિત ગુજરાતનો વૈભવ ભોગવવાને, લડાઇનો થાક ઉતારવાને વનરાજની અલૌકિક નગરી ભણી પાછો વળ્યો.



## ૯

ગાંદાબાના કિલ્લામાં હિન્દુઓ ઉપર ગજબ વરસાવીને મહમૂદ ગજનવીની જયવંત સેના ઘટે એવી ધામધૂમથી અણહીલવાડ નગરીમાં દાખલ થઇ. તેની સબળ સેનાને શહેરમાં આવતી અટકાવવાને અણહીલવાડની અંદર અધિરાજા અથવા એકે બળવાન અધિકારી હાજર નહોતા. ગૂજરાતની ગાદી ગાદીપતિ વિના ખાલી હતી. લોકો પોતાનો અને પોતાની નગરીનો બચાવ કરવાને લાચાર હતા. સૌ સૌની માયામિલ્કત, ભોંય ભોંયરામાં ભરવાને તથા તથા લાજ આબરૂનો બનતો બચાવ કરવાને આતુર હતા. ગુજરાતનો અધિપતિ મહમૂદનો તાપ નહિં ઝીલી શકવાને લીધે અંતની ઘડીએ અણહીલવાડ છોડીને નાશી છૂટયો હતો. વલ્લભદેવ વનવગડાના વિકટ આશરામાં જઇને વસ્યો હતો. ભીમદેવ ગુજરાતની પહાડી ગુફામાં ભરાયા હતો. રાજા ચામુંડ ગુજરાતની માઠી દશા જોઇને મહા ખેદ સહિત ગંગાના કિનારા પર યોગ સાધવાને અને કાયાનું કલ્યાણ કરવાને ગયો હતો; તથા તેનો વહાલો દીકરો દુર્લભસેન

દુનિયાની માયા છોડીને સાધુના વેશે સિદ્ધપુરમાં જઇને જીવ બચાવવા સાંઇ સંતાયો હતો. તેથી સુલતાનની સેનાને ખાળવાને તથા સંતાપવાને કોઇ સબળ શત્રુ ગુજરાતમાં નહોતો. મહમૂદને આ રૂડી તક મળી.

ઉનાળાના ઉગ્ર તાપમાં તથા ચાતુર્માસના મુશળધાર વરસાદમાં રેતીનાં રણો; વિકટ, વેરાન જંગલો અને નદી નાળા ઊતરીને ગઝનવી જવાય એવું નહોતું. ઉપરા ઉપરી લડાઇઓથી અને લાંબી હદ વગરની વિપત્તિ ભરેલી મજલ પર મજલ કરવાથી અતિ શ્રમને લીધે સુલતાનની સબળ સેના કાયર થઇ ગઇ હતી. ઘણા શૂરા મુસલમીન યોદ્ધાઓ ઘવાયા હતા. ઘણા મરદાનગી ભરેલા માણસો માર્યા ગયા હતા. તેથી મહમૂદની ફોજનું બળ ઓછું થઇ ગયું હતું. એ વિગેરે સબબથી તેની સેનાને શાંતિ લેવાની અતિ આવશ્યકતા હતી. અણહીલવાડપાટણમાં આરામ લેવા લાયક અને બચાવ ભરેલી જગ્યા અતિ સરસ હતી. વિશાળ ગુજરાતની વિલોકિક રચના અને નાનાં મોટાં નગરોની મનપસંદ શોભા જોઇને ગુજરાતમાં લાંબા મુદત સુધી રહેવાને મહમૂદ લલચાયો હતો અને લલચાય એમાં કશી નવાઇ નથી.

સુલતાન મહમૂદ બળવાન સેના સહિત શહેરમાં ધસ્યો આવે છે એવું સાંભળીને શહેરીઓ સંતાપમાં પડયા. ઘરનાં બારણાં બંધ કરીને અંધારા ભોંયરાં મધ્યે ધોળે દિવસે લોકો ભરાઇ ગયા. હાટ દુકાનોએ હડતાળ પાડીને વેપાર રોજગાર વિખેરી નાખ્યો અને સહુ સહુનો જીવ સંભાળવા લાગ્યા.

મહમૂદે અણહીલવાડમાં આવીને પોતાના નામની આણ ફેરવીને લોકોને ધીરજ આપવા સારૂ ઢંઢેરા મારફતે પોતાની ધારણા આ પ્રમાણે જાહેર કરીઃ—

"પ્રજાના જાનમાલનું જેવું હિન્દુ રાજ્યમાં રક્ષણ થતું તેથી અધિક રક્ષણ આ રાજ્યની છાયા નીચે કરવામાં આવશે માટે લોકોએ પોત પોતાના ધંધા રોજગારે લાગવું. ઉદ્યોગીઓએ દુકાનો ઉઘાડવી અને વ્યાપારીઓએ વગર ફિકરે વણજ વ્યાપારે વળગવું."

અણહીલવાડની રૈયત આવા ઢંઢેરાથી રાજી થઈ અને ઉલ્લાસથી ઉદ્યોગનાં બારણાં ઉઘાડયાં. મહમૂદ ગજનવી ગુજરાતનો ઉદ્યોગ અને વ્યાપાર જોઈને મનમાં મગ્ન થયો.

મહમૂદ ગમે એવા સ્વભાવનો અને સખ્ત હૈયાંનો હતો પણ કિન્નાખોર કિંવા ઘાતકી મનનો નહોતો. લડાઈમાં લડતાં કે વિગ્રહમાં વઢતાં તેના હાથથી હજારો હિન્દુઓ હણાયા હશે એ વાત વગર શકની છે પણ ધર્મના ખોટા આવેશમાં આવીને તેણે એકે હિન્દુને અથવા પોતાના હરીફને હણ્યો નથી; એ તેના મોટા મનની મોટી નિશાની છે. સુલતાનના ઘણા ગુણ સારા હતા; પણ તેના સઘળા ગુણને ઢાંકી દે એવો એક મોટો અવગુણ હતો. એ અવગુણ શકનો હતો. મહમૂદ મોટો શકાલો માણસ હતો અને વગર સાબિતીના શકમાં સેંકડો લોકોનો પળમાં સંહાર કરી નાંખતાં અચકાતો નહોતો. તે જ્યારે છંછેડાતો ત્યારે કોઈનો રહેતો નહિં. એવી અવસ્થામાં પણ તે લક્ષ્મી દેખીને લલચાતો અને પૈસા મળ્યા ત્યાં પાંસરોદોર થઈને ચાલતો હતો. ગમે એવા ગુન્હેગારને પણ લક્ષ્મીના બદલામાં વગર વિલંબે છોડી દેતો એવો તેનો અખૂટ લોભ હતો.

ગજબ ગુજારીને મહમૂદ સુલતાને ગંદાબાના કિલ્લામાંથી ગરીબડા હિન્દુઓને પોતાની સાથે બંદીવાન બનાવીને આણ્યા હતા. તેમાં સેંકડો સરદારો અને સેંકડો સ્ત્રીઓ હતી. ઘણાં ખરાં છોકરાંછોકરીઓ

કિશોર વયનાંજ હતાં, તેમનો કકળાટ જોયો જાય એવો નહોતો. માત પિતાના વિયોગથી તેઓ છાતીફાટ રૂદન કરીને રડતાં હતાં. ક્રોધાવેશમાં આવીને મહમૂદે આ અપરાધ વગરના હિન્દુ બાંધવાઓ ઉપર બહુધા જુલમ ગુજારવો શરૂ કર્યો. અંધારી ઓરડીઓ બંધ કરીને તેમને બંધ બારણે રાત દિવસ પૂરી રાખવામા આવતા હતા. ખાવા પીવાને પણ તેમને ખૂબ વેળા પડતી. પેટ પૂરતું કાચું પાકું અનાજ પૂરૂં પાધરૂં મળવાની પાકી પંચાત હતી. એકવાર જાર બાજરીના જાડા પાતળા રોટલા અથવા એવો બીજો હલકો ખોરાક બંદીવાનોને આપવામાં આવતો હતો. બંદીવાનો મેલા ઘેલા ઘાંચીની સમાન બંધ ઓરડાઓમાં કે ભોંયરાઓમાં સડી મરતા હતા. નાવાધોવાનું નામ નહિં ખાવાપીવાની ગોઠવણ નહિં. તેથી જીવતાં જીવત નર્ક નહિં જોયું હોય તો આ બંદીખાનામાં જનારને નર્કનો અચ્છો અનુભવ થતો હતો. બાપડા મર્દ બંદીવાનોને બાર માસે પણ હજામ પાસે મુંડાવવામાં આવતા નહિં.

એકના એક કપડાં મહિનાનાના મહિના સુધી અંગ ઉપરથી ઉતારવામાં આવતાં નહોતાં. ગાંજા અફીણના બંધાણી બંદીવાનો બગાસાં ખાતા હતા વખતે તેના સગાં વહાલાં પાંચ રૂપિયા આસપાસ વેરતાં તો તેને જોઇતી જણસો જોઇએ તેને તે કાળે જેલમાં પણ મળતી હતી, પાન સોપારી પાંચ પાંચ રૂપરડીના પટાવાળાઓને પકડાવવાથી બંદિવાનોને કોઇ તરેહની પંચાત પડતી નહોતી. ધનવાન બંદિવાન બંદિખાનામાં રહીને પણ ઘણી ઘણી તરેહની મોજમજા ભોગવી શકતા હતા; પરંતુ રાંક બંદિવાન પર પડતી વિપત્તિનો પાર નહોતો, પોતાની આસપાસ ભમતા ભુખડી બારસ સરખા ચોકીદાર ભાઇઓને રાંક બંદિવાનો ક્યાંથી રાતી બદામ પરખાવી શકે? અને તેથી બંદિખાનાની બળતી વેદના દુઃખે પાપે ભોગવ્યા વગર છૂટકો

નહોતો. બંદિવાનોની આવી બૂરી દશા એકલા મહમૂદેજ કરવાનો આ પહેલો દાખલો નથી પણ દેશી રાજ્યની અંદર રાજ્યની મહેરબાની ભોગવનારા બંદિવાનોની દશા દયા આણવા જોગ થઇ પડે છે. બંદિવાનોને માથે સઘળા પ્રકારના સંસ્કાર પાડવામાં કાંઇ બાકી રાખવામાં આવતું નથી. ન કરાવવાના કામ કેદી કને કરાવે છે અને રીબાવીને મારે છે. એવા દેશી અથવા પરદેશી રાજ્યની છાયામાં વસવાનું કોણ પસંદ કરશે? તેવા રાજાઓનો ઉદય થયેલો જોવાની કોણ આતુરતા ધરાવશે?

મહમૂદના મસલતીઆઓની મતલબ આવી રીતે અપરાધના શકમાં આવેલા માણસોને રીબાવવાની નહોતી પણ આ બંદિવાનોમાં જે અતિ અપરાધી હોય; હરીફ રૂપે ઇસ્લામીઓને સ્વહસ્તે જાણી જોઇને હણ્યા હોય એવા અપરાધીઓને ફાંસીને લાકડે લટકાવીને અથવા બીજી બાજુ બાળીને મારી નાખવા અને ન્હાના અપરાધીઓને નામની કિંમતે વેચી નાખીને નજરેથી દૂર કરવા એવો મત હતો.

મહમૂદનો મત આવા મતને મળતો ન આવ્યો. તેની મતલબ જુદી જ હતી. પકડી આણેલા બંદિવાનોને ગુલામ તરીકે વિદેશમાં વેચવાથી વિશેષ વિત્ત મળશે એવી તેની ખાતરી હતી. માણસને હેવાનની હાલતનું ગણીને વેચવું એ હલકાઇ છે, એવો વિચાર તેના કઠણ હૈયામાં હતો નહિં. દયા વગરના લોભી મનુષ્યના દિલમાં દયાનો ઝરો વહેતો નથી. ગુલામો વેચવાનો ગજબ ભરેલો ધંધો કરીને ઘણુંખરા જંગલી લોકો પોતાનું ગુજરાન પ્રાચીન કાળથી કરતા આવ્યા છે. આ ધંધામાં તેઓ અધમપણું ગણતા નથી. માણસ મારવામાં મોજમજા માનનારા જંગલી લોકો મનુષ્ય પ્રાણી પર દયા કેમ લાવે? તેમના દિલમાં દયા હોયજ કયાંથી? આવા જંગલી લોકોની

ગુલામ મેળવવાની રીત પણ જાણવા જેવી છે. એવા ઘાતકી લોકોનાં ધાડાં હથિયારબંધ થઈ તે કંગાલ ને બચાવ વગરનાં ગાંમડાં પર તૂટી પડે છે અને સામે થનારા લોકોને કરૂણા ભરેલી રીતે મારી નાખીને જુવાન છોકરા છોકરીઓને તથા રૂપવંતી અબળાઓને પકડીને પોતાની હદમાં નાસી આવે છે. ત્યાં અલ્પકાળ વીતવા દઈને તેમાંની ખુબસુરત ઓરતો તથા છોકરીઓને અને મરદોને ગુલામ તરીકે વેચવાને વિદેશ જાય છે. ત્યાંથી બંદિવાનોની મોટી કિંમત ઉપજાવીને વતન તરફ પાછા વળે છે. મનુષ્ય જાતને નહિ ઘટતો આવો ઘાતકી ધંધો ચલાવનારા ક્રૂર કાળજાના જંગલી લોકો હોય છે. તેમનાં દિલ દયાથી પીગળતાં નથી કે ધર્મના ભયથી ધ્રૂજતાં નથી. ધિક્કાર છે એવાં દૈત રૂપી મનુષ્યોને!

મસલતીઆઓના મનમાં મહમૂદનો મત ઊતર્યો નહિં, પણ મહમૂદના મનને માઠું ન લાગે તે માટે તેની હા ભણીને પોતાના માથા હલાવ્યાં.

"ખુદાવિંદ! આપનો વિચાર વ્યાજબી છે." એ જોઈને અબુલ અબ્બાસ બોલ્યો. "પણ પૈસા કરતાં કીર્તિ મેળવવાની તક આપણે જતી મૂકવી નહિ જોઈએ. વિદેશમાં બંદિવાનોને લઈ જઇને વેચવાથી વિશેષ કિંમત ઉપજે છે ખરી, પણ તેથી ખરી કીર્તિ મળતી નથી, બંદિવાનોની બેઆબરૂ થતી નથી, માટે જો, તેજ બંદિવાનોની જાતના લોકોના સમુદાયમાં બંદિવાનોને ખૂબ બૂમો પડાવી હોય, હસવું આવે એવી રીતે હેરાન કીધા હોય, અણહીલવાડની અંદર અપમાન આપ્યું હોય અને પછી તેમને પાણીના મૂલ્યે વેચ્યા હોય તો આપણને બરાબર બદલો મળે."

થોડી ઘણી આનાકાની કરીને સુલતાન મહમૂદ અંતે વજીરના વિચારને મળતો આવ્યો.

બંદિવાન ઓરતોની અંદર ગંગા કરીને ગરીબ સ્વભાવની પણ ગોરાં મુખડાંવાળી અને મૃગનેણી ગરાશિયાની એક છોકરી હતી. તેનું રૂપ અથાક હતું. ગંદાબાનો બચાવ કરતા તેના બાપનો, ઘાયલ થઇને મહમૂદના ઘાતકી સિપાઈને હાથે કાળ આવ્યો હતો. તેની માયાળુ માતા પોતાની મોંઘી આબરૂનો બચાવ કરતી પતિની ચિતામાં પડીને સતિપદ મેળવી સદાની સુખી થઈ હતી. તેથી આશ્રય વગરની આ અનાથ છોકરીને કિલ્લાની લૂંટ સાથે કબજે કરીને મહમૂદે અણહીલવાડ માં આણી હતી. રંભાને લજાવે એવું તેનું રૂપ જોઈને મહમૂદ ગઝનવીનો પાટવી કુંવર તેના પર લલચાયો હતો. તેથી તેને કબજામાં લેવાને અનેક તરેહની કોશિશ અને કળા કરી તથા કાલાવાલા કરવામાં પણ કુંવરે કશી મણા ન મૂકી; પરંતુ ગંગાએ તેનું બોલવું ગણકાર્યું નહિં.

ગંગા ખરેખર ગંગા હતી. તેનું મન ગંગાના નિર સમાન નિર્મળ અને પવિત્ર હતું. કુંવરે ગંગાને ઘણા ગળ્યા ગળ્યા સંદેશાઓ મોકલ્યા પણ તે ગંગાને ગળે કેમ ઊતરે? ગંગાએ કુંવરને અણગમતા ઉત્તરો મોકલ્યા. તેથી કુંવરને ઘણો ગુસ્સો થયો. તે જાહેર કરવાને કુંવર ગુપ્ત રીતે બંદિખાનામાં આવ્યો. આવી રીતે તે બહુવાર બંદિખાનામાં આવતો જતો હતો.

"તું માન, ગાંડી માન. હું તને ચાહું છું તું મને ચાહતી નથી એ અઘટિત છે." આ વખતે આવીને ગંગાને ગાંડીઘેલી વાતો કહી અને સમજાવવા માંડી "તું મારી પદવી પિછાણતી હોત તો આવી રીતે મને વારંવાર અપમાન ન આપત. હું પૃથ્વીપતિ મહમૂદનો પાટવી પુત્ર છું. ગાદીનો વારસદાર હું છું. સમય આવે તને પટરાણી ની પદવી પર હું પહોંચાડી દઈશ. ખાવાને ષટરસ, મન ભાવતાં

ભોજન મળશે. રહેવાને રણવાસ અને રંગમહેલો, પહેરવાને હીરચીરનાં વસ્ત્રો તથા હીરા માણેક અને મોતીનાં આભૂષણો તને મળશે. હુકમ કરતાં હજાર દાસદાસીઓ સેવામાં હાજર થશે, પાણી માગીશ ત્યાં દૂધ મળશે. આથી તારે વધારે શી આશા છે?"

"કુંવરજી! તમને હું વધારે શું કહું? બીજો કોઈ તમારે ઠેકાણે આ સમયે હોત તો બતાવી આપત!" ગંગાએ તુચ્છકારથી જવાબ વાળ્યો. "તમારો અધિપતિનો ધર્મ આવી રીતે અબળાની આબરૂ લૂંટવાનો નથી. રંગમહેલમાં અને અમૂલ્ય વસ્ત્રાલંકારમાં આગ લગાડો. તેનું મારે કામ શું છે? ભલી મારી જાવળીની ઝૂંપડી અને ભલું મારૂં જમવાનું જાર બાજરીનું જાવળું, અને સૂકોપાકો રોટલો. અમારે ગરીબને તે એવી મોટી રમતગમત અને રાજ્ય વૈભવની શી જરૂર છે? સદ્ગુણનો શણગાર સતી નારીને ખરી શોભા આપે છે. અન્ય શણગાર અને સુખ હું ઇચ્છતી નથી. મારે તેની કશી તૃષ્ણા નથી. મારી આબરૂ અને નીતિનો ભોગ આપીને, તે વેચીને હું મોજમજા ભોગવું એ બનેજ કેમ? કુંવરજી? તમે સત્ય કરીને માનજો કે હું લાલચમાં કદી નહિ લપટાઉં. શરમ છે એવી ચંડાળ સ્ત્રીઓને કે જે લાલચને લીધે અનીતિમાં લપટાય છે અને નહિ કરવાના કામ કરે છે. હું નથી એવી લાલચુ અથવા અનીતિમાન કે લલચાઉં તમારી લાલચથી. ડૂબું તમારી અનીતિમાં. મને મારી નાખો. કારાગ્રહમાં પૂરીને આવી રીતે રીબાવો, સતાવો અને ગમે તો શૂળીએ ચઢાવો; પણ હું મારો સ્ત્રી ધર્મ ચૂકવાની નથી. હિન્દવાણી મટીને બીબી થવાની હોંસ ધરાવનાર હલકી જાતની જ હિન્દવાણી હોય છે. બીબી થવા કરતાં, સ્ત્રી ધર્મ ચૂકવા કરતાં મરવું એ વધારે રૂડું ગણું છું."

કુંવર આવું સાંભળવાની આશા રાખીને આવ્યો નહોતો. તેની

આશા મોટી હતી. તેણે આશામાં નિરાશ થવાથી ક્રોધાવેશમાં આવીને ન બોલાય એવાં કડવાં કશનો ગંગાને કહ્યાં. ઘણો ભય બતાવ્યો, તે છતાં ગંગા ન ડગી—એકની બે ન થઈ.

"ગંગા, ગાંડી ગંગા! માન. મારી મરજીને આધીન નહિં થાઉં તો કડવો વિષનો ઘૂંટડો પીવો પડશે; જરૂર તારો જીવ જશે. માટે હાંથે કરીને તું શીદને હેરાન હેરાન થાય છે? જીવતાં સુધી કાળે પાણીએ જવાની કેમ ઇચ્છા કરે છે?" શાહજાદાએ ગંગાને દાટી આપી સમજાવવા માંડી. "જીવ ખોવો હોય તો મારી સાથે નકામી જીદ ન કર. કુળથી જો તું નહિં આવે તો બળથી તને લઈશ; પણ તને છોડવાનો તો નથી એ સત્ય માનજે. તું ગમે એટલી મારી સામે થઈશ, મારી સામે ન બોલવાનું બોલીશ, કટુ વચનો કહીને મારૂં દિલ દુ:ખવીશ, તે સઘળું તારે વાસ્તે—તું મનમોહનીને દીધે હું ભૂલી જઈશ; માઠું નહિં લગાડું. તું ભલી થઈને માન. પાછળથી પસ્તાઈશ, અને હાથ ઘસીશ."

"કુંવરજી! તમે આવ્યા એ રસ્તે મૂંગા મૂંગા ચાલ્યા જાઓ. તમારૂં કશું વળવાનું નથી." ગંગાએ ગભરાટ તજીને જવાબ દીધો. "મને જીવ વહાલો નથી. જીવ વહાલો કરીને જીવવાની ઇચ્છા મારી નથી. હું એવી ગાંડી આશા રાખતી જ નથી. રડવું સારૂં, મરવું સારૂં પણ હિન્દવાણી મટીને, સ્ત્રીધર્મ તજીને બીબી થવું એ હલકું છે. પતિવ્રતા નારીને માથે એક જ પતિ હોય. બીજા સઘળાને ભાઈ બાપ ગણે. તમે મારા ભાઈ અને હું તમારી બ્હેન. બ્હેન ઉપર આવી બૂરી નજર કરવી ન ઘટે. સતિના મુખનો શ્રાપ ભૂંડો છે. વિષ સમાન વિષય સુખને વાસ્તે આ ઉત્તમ દેહ વટલાવવો, નારીધર્મ ચૂકવો એ હાથે કરીને રૈરવ નર્કમાં પડવા સરખું છે; માટે આવ્યા

ત્યાં પધારો કુંવરજી! નહિં તો આત્મહત્યા લાગશે. માથું ફોડીને મરીશ, જીભ કચરીને જીવ કાઢીશ, રકત વડે તમારાં વસ્ત્ર રંગીશ પણ તમારો હલકો હેતુ તો પાર પડવા નહિં દઉં."

કુંવરના કાળજામાં આવા કડણ શબ્દો કોતરાઈ ગયા. શૂળો સમાન શબ્દબાણ સાલવા લાગ્યાં. તેનું મ્હોડું પડી ગયું, લાલી ઊડી ગઈ. ગંગાને કુંવરે ઘણી ગભરાવી, બોલવાની બળતરા કાઢીને કુંવરજી વીલે મ્હોડે આવ્યા એજ રસ્તે થઈને રાજ્ય મહાલયમાં ગયા. મધરાત પડી. સઘળી જગોએ જળજંપ્યું પણ કુંવરને નિદ્રા ન આવી. તરેહ તરેહના તરંગ થવા લાગ્યાઃ "હવે કરવું કેમ? બાર વરસની બાળકીએ મારી આબરૂ લીધી. શીળાં વચનથી કામ ન થયું ત્યારે શું હું બળાત્કાર કરૂં? પિતાના જાણવામાં આવે તો પંચાત થઈ પડે, પણ કાંઈ નહિં. હજુ હાથમાં વખત છે. વખત વીત્યો નથી. લાખ મળે સવા લાખ મળે પણ એ ગુલામડીને હાથમાંથી જવા નહિં દઉં, પિતાને ગમે એમ આડુંઅવળું સમજાવીશ અને તેમનો લોભ થંડો પાડીશ. શીતળ વચનો વડે શાંત કરીશ. પરંતુ મારા હાથમાંથી એ હરામજાદીને હજાર વાતે નહિં જવા દઉં."

આવો મનસૂબો કરીને મહમૂદનો પાટવી પુત્ર સૂવા સારૂં શયનગ્રહમાં ગયો પણ નિદ્રા કેમ આવે? છપ્પર પલંગમાં આમતેમ આળોટે પણ નિદ્રા દેવી વેરણ થઈ તે કેમ આરામ લેવા દે? શાંત મન વગરના માનવીને કદાપિ શાંતિમાં દિવસ ગુજરતા નથી. તેમ મહમૂદના કુંવરને પણ આ તકે બન્યું. તેણે ઊંઘ આણવાના અનેક ઉપાય કીધા પણ તે સઘળા વૃથા ગયા. તેથી તેને તત્કાળ એક ઉપાય સૂઝી આવ્યો. કુંવરનું મન ગંગામાં હતું. ગંગા વગર તેને એકલાં ગોઠતું ન હોતું. સઘળી મોજમજા ગંગા વગર મિથ્યા હતી

એવું તે માનતો હતો, તેથી તેણે ગંગાને પોતાની ગેરહાજરીમાં તાવી જોવાનું વ્યાજબી વિચાર્યું. તેણે નક્કી કીધું કે "ગંગા મોઢે ગમે એમ બોલે છે પણ મનમાં તો મારી સાથે ગુપ્ત રીતે વરવાની પૂરેપૂરી મરજી છે. સોળ આની ઇચ્છા હોય પણ સ્ત્રીઓ અજાણ્યા આદમીને પોતાની ખરી ઇચ્છા બતાવતી નથી; તેથી આજની રાત તેની ઓરડીમાં જ ગાળવી. હવે સમજાવવાની કશી અગત્ય નથી. ટેં ટેં કરશે તો બળાત્કાર ગુજારીને પણ આજ તેનું પણ તોડીશ. મારી આગળ એ અબળાનું શું ચાલવાનું છે?" આવું ધારીને કુંવરે પોતાના માનીતા અને વિશ્વાસુ ચાકર સુજાતખાંને સઘળી મનની વાત માંડીને કહી. સુજાતખાં તે દિવસે ખૂબ બનેલો હતો. કસુંબા પાણીમાં અને રંગરાગમાં સુજાતખાં હમેશાં મચ્યો રહેતો હતો. આજે મિત્રમંડળમાં મોટી મિજબાની હોવાથી સુજાતખાંએ રોજ કરતાં વિશેષ રંગપાણી ઉડાવ્યાં હતાં. કેફની અસરથી મિયાં ખુશ મિજાજમાં હતો. મોજ-મજાહ એ જ હમેશ તેનો માનીતો મિત્ર હતો. ખાણાપીણા અને રંગરાગ વગરનો દહાડો એકે ખાલી જતો ન હોતો. સાડમાં એકાદ જ વર્ષ ઓછું હોવા છતાં મિયાં સુજાતખાં કાચો કુંવારો હતો! તેને બીબી મળતી, પણ નાની મોટી કરતાં આટલી અવસ્થા થઈ હતી. તેના સ્વભાવને મળતી આવે અને હુકમમાં હાજર રહે એવી ઓરતની ઘણી શોધ કરવા છતાં પણ મળતી ન હોતી. મળે તો રૂપરંગમાં કાંઈને કાંઈ સુજાતખાં ખામી શોધી કાઢતો. મહમૂદ અને કુંવરની મહેરબાની સુજાતખાં ઉપર મોટી હતી. મિયાં સુજાતખાં મનગોજી અને રંગીલા સ્વભાવનો હોવાથી સુલ્તાનના દરબારના સર્વે દરબારી-ઓને રમૂજ ઉપજાવતો હતો. દરબારીઓ મિયાંને 'કુંવારી કન્યા'ના નામથી બોલાવતા અને ચીડવીને તેમાંથી મોજ મેળવતા હતા. મિયાંએ હજુ પણ પરણવાનો વિચાર મુલત્વી રાખ્યો હતો. લાયક

રૂપવંતી, બેહેસ્તની હુર સરખી કન્યા મળે તો તેની સાથે પરણવાની તેમની સોળ સોળ આની મરજી હતી; મિયાંના મિત્રો હવે જંજાળમાં પડવાની ના પાડતા હતા. તે છતાં મિયાં થયા ઘોર જોગ, ત્યારે બીબી થઈ વર જોગ એ કહેવત ખરી પાડવાની મરજી મિયાં સુજાતખાંની હોવાથી કન્યા મેળવવાની તજવીજમાં હતા.

સુજાતખાંને લુગડાંલત્તાં પહેરવાનો તથા અત્તર આદિ સુગંધ મય પદાર્થ વાપરવાનો શોખ હદથી જ્યાદે હતો. કુદરતે તેમનો ચહેરો એવો કદરૂપો કીધો હતો કે જોનારને કંટાળો આવ્યા વિના રહે નહિં. પણ મિયાં સાહેબ પોતાના મનમાં પોતાને અથાગ રૂપાળા માનતા અને નાના પ્રકારની ટાપટીપ કરવામાં, ચહેરો શણગારવામાં તથા કપડાં પહેરવામાં અને તેલ ફુલેલ શરીરે ચોળવામાં ઘણો કાળ ગુજારતા હતા. મિયાં સુજાતખાં ઘોરમાં પડવા જોગ હતા પણ ઇશ્કબાજી મૂકતા નહોતા. અફીણ, ભાંગ આદિ માદક વસ્તુ વાપરવાનું તેમને વિશેષ વ્યસન હતું. તેઓ અહોનિશ કસુંબાના કેફથી ચકચૂર રહેતા. અને તેથી તેમની આંખો સદાય લાલચોળ રહેતી હતી. વાતચિત કરતાં, ઝોકાં ખાતાં અને ગાતાં વગાડતાં બગાસાં પર બગાસાં ખાતા હતા. એવા ઓલિયા મિયાંએ મહમૂદના કુંવરના મુખથી પ્યારની વાત સાંભળી તેથી તેમનું મુખ મલકાયું.

" કુંવરજી ! તમે કશી ફિકર કરશો નહિ. " કેફથી નીચી ઢળેલી આંખો ઊંચી કરીને મિયાંએ કહેવા માંડયું. " ગંગાને મારી વાણીથી ગોળ ગોળ કરી નાખી અને એક પળમાં આપની હજુરમાં લાવીને ઊભી કરીશ. આંખી જીંદગાની મેં નવી નારીઓનો પ્યાર જોવામાં અને નેહ બાંધવામાં ગાળી છે, તો ગંગાના તે શા ભાર છે ! પળમાં પલાળી નાંખીને પ્રેમથી બાંધી આપ હજુરની સમક્ષ રજુ ન કરૂં તો મારૂં નામ સુજાતખાં નહિ. "

કુંવરને મિયાંના વચનથી કરાર થયો અને મહેનતનો બદલો આપવાનું વચન આપીને તેને બંદિખાનામાં રવાના કર્યો.

ગંગા જાણુતી હતી કે આજે કાંઈ નવાજૂની વાત નીપજવાની છે. કુંવર કદાચ આવીને બળાત્કાર ગુજારશે એવા વિચારથી બાપડી પોતાના બંદિખાનામાં સાવધ રહી અને ઈજ્જત જાળવવાને આતુર ઊભી.

ગંગાની ઓરડીમાં મિયાં સુજાતખાં દાખલ થયા; તેને દૂરથી આવતા જોઇને જ ગંગા પામી ગઈ અને હવે શું કરવું તેના વિચારમાં પડી. " સામે થવાથી વારંવાર હું ફાવવાની નથી; માટે પ્રપંચ કરી આ ઓલિયા મિયાંને છેતરીને કુંવરે માંડેલા છટકામાંથી છૂટાં થવું." એવો તેણે વિચાર કીધો. મિયાં ઓરડીમાં આવ્યા એવી જ ગંગા ઊભી થઈ અને ઘટતો આવકાર આપી મિયાંને નાના પ્રકારની વાતમાં નાખ્યા. મિયાં સુજાતખાં ગંગાની વાતથી ગોળ ગોળ થઈ ગયા. અને પોતે શા કાર્ય સારૂં આવ્યા છે તે પણ ભૂલી ગયા. ગંગાનું સુંદર રૂપ જોઈને પ્યારથી મિયાં બળવા લાગ્યા. " કુંવરના હાથમાં આવી કન્યા જાય અને હું હાથ ઘસતો રહી જાઉં એ અઠીક કહેવાય! આવી રૂપાળી સ્ત્રી મેં મારા જન્મારામાં જોઈ નથી. હિન્દવાણીમાં ખુદાએ શું રૂપ મુકયું છે? શી તેની બોલવાની છટા? શી તેની વાણીની મધુરતા? આ કન્યા બંદાના હાથમાં આવે તો સફળ અવતાર થાય. કુંવર તો ઘેલો છે. કુંવર યોગ્ય આ કન્યા નથી, પણ મારા યોગ્યની છે. એનું વલણ પણ મારી તરફ છે માટે લાવને પિગળાવી તો જોઉં, કહે છે શું? લાગ્યું તો તીર નહિ તો તે છેવટ કુંવરની તો છે જ."

"કેમ મિયાં સાહેબ! શા વિચારમાં છો? આવી કવેળાએ દાસીની ઓરડીમાં પધારવાનો પ્રયાસ શા કારણસર વેઠયો છે તે

કહેવાની કૃપા કરશો? મિયાંને આવાં વિચારમાં પડેલા જોઈને ગંગા બોલી.

"સુંદર સ્ત્રી! તારા સુંદર સ્વરૂપે મને વિચારસાગરમાં ડુબાડી દીધો છે." મિયાંએ મલકાતે મ્હોડે બોલવા માંડયું. "કુંવરના કરતાં હું કેવો તારા લાયક છું તે તું જાણશે. મારા મંદિરમાં તારા સરખી સુંદરી હોય તો કેવી શોભા વધે? કેવો ભાગ્યવાન ગણાઉં? પણ એ સઘળું તારા હાથમાં છે. તું માન, ઓ મનમોહના કે મેં આજ સુધી મારો પવિત્ર પ્યાર કોઇ માશુક સાથે વહેંચ્યો નથી. તેં મારૂં મન જીતી લીધું છે. મને જીવાડવો, મારવો એ તારા હાથમાં છે. તું મારૂં કહેવું નહિં કબૂલ કરે તો હું ઝૂરી ઝૂરીને મરીશ."

"અહાહા! આજ મને કેટલો આનંદ થયો છે?" ગંગા વચમાં બોલી ઊઠી "કોણ જાણે શા સબબથી મારૂં મન તમારા તરફ દોડે છે. કુંવરે ન થાય એટલા કાલાવાલા અને ઉપાય કીધા પણ તેનું કામ ન સર્યું, તે તમે એક ઘટિકામાં પાર પાડયું છે. એવાં મારાં કયાંથી ભાગ્ય કે તમારા સરખા મોટા મનના સ્વરૂપવાન અને વિલાસી પુરુષ મને ચાહે! તમે કહો તેમ કરવાને અને કહો ત્યાં આવવાને તૈયાર છું. તમારામાં શી ખોડખાપણ છે કે તમારો હાથ કબૂલ નહિં કરૂં? પણ એક—" આટલું કહીને ગંગા અટકી ગઇ.

"ગંગા! તેં મારો અવતાર સફળ કર્યો છે, તેં મને આ ભવમાં તાર્યો છે, તારો પ્યાર મારા ઉપર દોડે છે, એ જાણીને મને પરમાનંદ થયો છે. અને હું સદાનો સુખીઓ થયો છું; પણ બોલતી અટકી કેમ? તું જે કહે તે કહેવાને મુખત્યાર છે, માટે જે કહેવાનું હોય તે કહી દે."

"કાંઈ નહિં, ઘણું કહેવાનું તો નથી, પણ માનો તો મારી મરજી એવી છે કે હું પસંદ કરૂં એવા પોષાકમાં તમે સદાય રહો તો સારૂં. હિન્દુના વેશમાં તમે છો તેના કરતાં બહુ દીપી નીકળો એ ખાત્રી ભરેલું છે. મુસલમીન પોષાક પર અને રીતભાત પર મને હદ વગરનો કંટાળો આવે છે. આવી બોકડા સરખી દાઢી મને પસંદ નથી. અમારા રજપૂતો કતરાવેલી દાઢી રાખે છે, તેથી તેઓ કેવા શોભે છે? મુદ્દલ દાઢી ન હોય તો વધારે સારૂં. કુંવરનું મ્હોડું દાઢી વગરનું કેવું મનહર દીસે છે? તમે દાઢી કતરાવો તો કાંઈ અડચણ છે? અને કદાચ અડચણ હોય તો તે મારે માટે નહિં ખમો? તમારા પ્યારની પરીક્ષા મને કરવા દો. અને પછી જુઓ કે તમારા પર મારો કેવો પ્યાર દોડે છે?"

"મારી પ્યારી! તું એમ ના બોલ." મિયાં કેફના તોરમાં બોલ્યા. "તારે વચને હું વેચાયલો છું અને બોલે બંધાએલો છું. તુ કહે તે કરવાને હું તૈયાર છું પણ અમારા ધર્મની અંદર દાઢી બોડાવવી એ બહુ ગુન્હા ભરેલું ગણાય છે તે તું નથી જાણતી? અને જો જાણતી હોય તો મને આવી ગેરવ્યાજબી ફરજ ન પાડત. પણ ફિકર નહિ પ્યારી! આજને આજ આપણે ગઝની ભણી ઊપડી જવાના છીએ, સુલતાનની મરજી ગુજરાતની અંદર ચોમાસુ ગાળવાની છે તેથી ઘણોખરો રસાલો ગઝની મોકલવાની ગોઠવણ કરી છે. આપણે પણ એ રસાલા સાથે જઈશું એટલે કશા ભય ઉચાટ રહેશે નહિ, પરંતુ તારા તરફની એક ફિકર છે. તું સ્ત્રીનાં કપડાં પહેરીને મારી સાથે આવીશ તો સઘળાના જાણવામાં આ વાત આવશે અને કુંવર તથા સુલતાન મારા ઉપર ગુસ્સે થશે. માટે તું મરદના પોષાકમાં ગઝની સુધી આવે તો સઘળી બલા દૂર થાય અને આપણા દહાડા અતિ

આનંદમાં જાય. તારે પહેરવાનાં કપડા પણ કુંવરે મારી સાથે મોકલ્યાં છે તે પહેરી લે તો આપણે આપણા કાર્યમાં ફાવીએ."

"ખરૂં છે, તમારૂં કહેવું સાચું છે." ગંગાએ કહ્યું. "હું તમારા કપડાં પહેરૂં પણ તમે એક મારૂં વચન રાખો. તમે મારાં કપડાં પહેરી જુઓ અને તેમાં તમે કેવા બિરાજો છો તેનો અનુભવ મને લેવા દો. તમે આ ઠીક યુક્તિ ખોળી કાઢી છે. હું સ્ત્રીના વેશમાં તમારી સાથે બહાર આવું અને મને મારી જાતનું કોઇ જુએ તો મારે મરવું પડે. મુસલમીનની સાથે હિન્દવાણી થઇને ન્હાસી ગઇ એવું તહોમત મારા પર આવે, અને મારી જાતના તથા કુળને લાંછન લાગે. મરદના પોષાકમાં આપણે બન્ને મુશ્કેલી વગર નીકળી જવામાં ફાવીશું અને પછી મરજી માફક મોજમજા ભોગવીશું."

ગંગાની સઘળી વાત મિયાંને ગળે ઊતરી, અને અતિ આનાકાનીએ કાતરવતી પોતાની દાઢી કાતરી નાંખી! તથા ગંગાના વસ્ત્રાલંકાર પહેરી લીધાં! આ જોઇને ગંગા મનમાં હસવા લાગી કે 'ઘેલા લોકો ગાંડા પ્યારથી કેવા બને છે? પ્યાર આંધળો છે અને પ્યારમાં આંધળા બનેલા પુરુષોને કશી વાતની ગમ પડતી નથી. પ્યાર દોરે છે તે તરફ મૂરખાઓ દોરાય છે. અને ન કરવાનાં કામ કરીને ફજેતીના ફાળકા પર ચઢે છે, મોટા મોટા લોકો પ્યારને લીધે માર ખાય છે ત્યારે સ્ત્રીચરિત્રના સપાટામાં નહિ આવેલા બુઢ્ઢા મિયાં કેમ નહિ છેતરાય?

"અહાહા! તમે સ્ત્રીના વેષમાં પણ કેવા બિરાજો છો? જાણે આકાશમાંથી અપ્સરા ઊતરી આવી! તમે આમ ડોલાં કેમ ખાવા માંડયા. હજુ રાત ઘણી છે માટે જરા આડે પડખે થાઓ તો ઠીક

પડે અને કપડાં પહેરતાં વિલંબ થશે અને તેટલા વખતમાં તમે મઝેની ઊંઘ લઈ શકશો." મિયાંને બનાવવાના હેતુથી ગંગાએ કહ્યું. મિયાંની આંખમાં ઘણી ઊંઘ ભરાણી હતી તેથી ગંગાના કહેવાથી તરત બિછાના પર સૂતા.

"સવાર પડતાં પહેલાં આપણે ઘણા કોશ નીકળી જઈએ તો સારૂં માટે જલ્દી કપડાં પહેરી લઈને મને ઉઠાડજે. વિલંબ થવાથી વિઘ્ન આવશે અને મને પણ લૂગડાંલત્તાં પહેરતાં વાર લાગશે. તારૂં મન રાખવા સારુ જ તારાં લૂગડાં ભેર સુઉં છું, નહિ તો મરદ બચ્ચાને એક ઓરતનાં કપડાં માફક ન આવે." સૂતી વખતે મિયાંએ ગંગાને જણાવ્યું.

"ફિકર ન કરો, તમારા કરતાં મને વધારે ફિકર અને ભય છે રખેને કુંવરના ફંદામાં ફસી પડું." એમ કહીને ગંગાએ આતુરતાથી મિયાંના લૂગડાંલત્તાં પહેરવા માંડયા. અલ્પકાળમાં શરીર પર સઘળાં કપડાં પહેરી લીધાં, મરદને લાયકના હથિયાર કમરે લટકાવ્યાં અને મિયાંની આરસીમાં મ્હોડું જોયું તો જાણે કોઈ જુવાન મુસલમીન ન હોય? મરદનો પોષાક ગંગાને ખૂબ માફક આવ્યો. ગંગા તૈયાર થઈ ત્યાં તો મિયાંસાહેબ ભર નિદ્રામાં પડયા, અને નસકોરાં બોલાવવાં માંડયાં. બંધાણી લોકોને ટાઢા પોરની અને પાછલી રાતની ખૂબ નિદ્રા આવે છે. તેઓ પહેલી રાતે જાગે છે, પણ પાછલી રાતે જગાતું નથી, તેમ મિયાંને પણ બન્યું. ગંગાનાં મીઠાં વચનોથી છેતરાઈને મિયાં સાહેબ નિરાંતે નિદ્રાવશ થયા, તેથી મનમાં ગંગા મલકાવા લાગી અને તુરત તેણે નાસી જવાનો તરંગ કર્યો. આવી તક ફરીને નહિં મળે એવું ધારીને વગર વિલંબે ગંગા પોતાની ઓરડીમાંથી બહાર નીકળી પડી અને બારણે સવા શેર લોઢાનું તાળુ વાસી છૂપે રસ્તે થઈને પવનવેગે જતી રહી.

મુસલમાનના પોષાકમાં ગંગા હોવાથી મોડી રાતે પણ કોઈએ ન પૂછ્યું કે તું ક્યાં જાય છે? કારણકે આ વખતે ઈસ્લામીઓનો વાપ થયો હતો. તેને લીધે તેમને કોઈ પૂછનાર ન હતું. પ્રભાત થવા આવ્યું હતું અને અણહીલવાડના દરવાજા પ્રજાને જવા આવવા માટે ખુલ્લા મૂક્યા હતા તે રસ્તે થઈને ગંગા ઈશ્વરનો પાડ માનતી પોતાના વતન ભણી સહીસલામત જતી રહી, તે આજની ઘડી અને કાલની રાત. રજપૂતાણીઓમાં અનેક પ્રકારની યુક્તિ અને વિપત્તિ વેળાએ સાહસ કામ કરવાની સબળ શક્તિ હોય છે. એવા કીમતી ગુણ ગંગામાં પણ આપણે જોઈએ તેવા દીઠા.

આ મેર મહમૂદ ગઝનવીના કુંવરને આખી રાત ઊંઘ ન આવી. તે વિચારમાં પડયો કે "મિયાં સુજાતખાં હજુ સુધી કેમ ન આવ્યા? ગયો ત્યાંને ત્યાં રહ્યો. શું બન્યું હશે? ગંગાએ શો જવાબ દીધો હશે?" વગેરે વિગતો જાણવાને કુંવર ઘણો આતુર હતો.

કૂકડે બાંગ મારી, સવાર પડી અને લોકો ઊંઘમાંથી જાગવા લાગ્યા. આજરોજ બંદીવાનોને બજારમાં લાવીને વેચવાના હતા તેથી મહમૂદ પોતાના મસલતિયા સહિત બંદીખાનામાં આવ્યો. સઘળા કેદીઓને એકઠા કરવા માંડયા અને કયા કયા બંદીવાનો કેવા કેવા અપરાધમાં છે તેની તપાસ શરૂ કરી. મહમૂદનો કુંવર પણ આ વેળા હાજર હતો. એકઠા થયેલા બંદીવાનોમાં ગંગા ન દીઠી તેથી કુંવર અતિ અચરત થયો. બંદીખાનાના અધિકારી સાથે સુલતાને સઘળી કોટડીઓ તપાસવા માંડી. સઘળો સાથ ગંગાની ઓરડી આગળ આવ્યો. ઓરડીને બારણે મજબૂત તાળું વાસેલું જોઈને મહમૂદ અને તેના મસલતિયાઓ અજાયબ થયા. તાળું ઉઘાડીને જોતાં શું જણાયું? ગંગા નહિ પણ ગંગાના પોષાકમાં ઓડી દાઢીવાળા, મિયાં

સુજાતખાં ભર ઊંઘમાં પડયા હતા. સઘળા સરદારો અને સુલ્તાન સાનંદાશ્ચર્ય થયા. અંહિં આવી અવસ્થામાં તેઓ કેમ આવ્યા ? ગંગા ગઈ. કયાં ? આવી ગરબડમાં સુજાતખાં આળસ મરડીને પડખું વાળવા જાય છે ત્યાં સુલ્તાન વિગેરે તેના જોવામાં આવ્યા. તેથી તે એબાકળો ઊભો થયો અને મહમૂદના પગ આગળ પડીને રડી પડયો. સઘળો સાથ વિચારમાં પડયો. મહમૂદે મિયાં પાસે સઘળી હકીકત માગી પણ બાપડો મિયાં બોલે શું ? બોલવા જાય કાંઈ અને બોલાઈ જાય કાંઈ, જમીન માર્ગ આપે તો પેસી જાઉં એવો વિચાર સુજાતખાંના મનમાં આવ્યો. રાંડ છેતરીને નાસી ગઈ. મારા પગિયાંમાં ધૂળ નાખી એ મરવા જેવું નહિં ? મિયાં સુજાતખાંના મનમાં આવા વિચાર આવ્યા; અને તેથી ઘણું લાગી આવ્યું. મહમૂદની આગળ સુજાતખાંએ માંડીને સઘળી વાત કહી સંભળાવી. તે સાંભળીને તથા મિયાંનો વિચિત્ર વેશ જોઇને સઘળા સરદારોને હસવું આવ્યું તથા મહમૂદ અને કુંવરનું હસી હસીને કાળજું દુઃખવા માંડયું. કુંવરના કારસ્તાનથી મહમૂદને ઘણો કાળ ચઢયો, પણ મિયાંની હાલત જોઈને મહમૂદ કાંઈ ન કરી શકયો. કુંવર લજવાઈ ગયો અને કશું બોલ્યા ચાલ્યા વગર પૂતળા પેઠે ઊભો રહ્યો. સુજાતખાંના લૂગડાં ઉતરાવ્યાં અને મરદનાં નવાં કપડાં પહેરાવ્યાં, પણ બોડેલી દાઢીથી તેને ઘણું માઠું લાગ્યું અને ઘણા દહાડા સુધી ઘરમાં ભરાઈ રહેવાની બાધા લીધી. સુલ્તાન અને તેની સાથેના સરદારો " કુંવારી કન્યા "ની હાલત પર હસતા હસતા સહુ સહુને સ્થળે ગયા.

મહમૂદ ગઝનવી, રજપૂતાણીની શક્તિ, યુક્તિ અને હિંમત જોઈને હૃદયમાં રાજી થયો. રંગ છે એવી રજપૂતાણીઓને. બાર વરસની બાળકીએ સાઠ વરસના ડોસાને છેતર્યો. પોતાનો સ્ત્રી ધર્મ જાળવ્યો. ધન્ય છે એવી પતિવ્રત્તા નારીને ! આ જગતમાં જીવતે જશ અને મૂવે સ્વર્ગ મળે છે એવી પત્નીને.

આજનો દિવસ બંદીવાનોને જાહેર બજારમાં, જાહેર રીતે લિલામ કરીને વેચી નાખવાના હોવાને લીધે અણહીલવાડના માણેક-ચોકમાં માણસોની મોટી ભીડ મળી હતી. ઘરબાર સૂનાં મૂકીને સઘળી વર્ગના લોકો બંદીવાનોની બૂરી દશા જોવાને મોટા ચોકમાં મળ્યા. કરી રાખેલી ગોઠવણ મુજબ કેદીઓને મજબૂત કબજામાં હેરવેટી જગ્યા પર આણવામાં આવ્યા. પાયદળ સિપાઈઓની અને ઘોડેસ્વાર સિપાઈઓની ટુકડીઓ હિન્દુ કેદીઓની આસપાસ ફરી વળી. જે કેદીઓને ફાંસીને લાકડે લટકાવવાના હતા તેમને માટે ફાંસીના લાકડાં તૈયાર કરી રાખ્યાં હતાં. હાજર થયેલા કેદીઓની હાલત કંગાળ હતી. તેમની કરુણામય કિકિયારીઓ સાંભળીને કઠણ કાળજાના માણસોને પણ કરુણા આવતી હતી, પણ મહમૂદ અને તેના માણસોને કેમ દયા આવે ? સગાવહાલાંના વિયોગથી અને કુટુંબીઓને મળવાની આશા મટવાથી આ ગરીબડા લોકો છાતીફાટ રૂદન કરતા હતા. તેમની આંખોમાંથી આંસુની ધારા વહેતી હતી. તેમને પરમેશ્વર વગર છોડનાર આજે કોઈ ન હતું. તેઓ જીવતાં જમને હાથ પડયાં હતા. તેમાંથી કોણ ઉગારે ? કોણ માઈનો પૂત મુકત કરે ? સઘળુ સંકટ મૂંગે મોઢે સહન કરવા વગર છૂટકો ન હોતો. હિન્દુઓને વગર વાંકે હણવાની વાત સાંભળીને અણહીલવાડ નગરી હાલક લોલક થઈ રહી. હિન્દુઓએ હડતાળ પાડી, ધંધો બંધ કર્યો અને કરુણામય પોકાર કરતા વસ્તીના સઘળા લોકો નગરશેઠને આંગણે જઈને રડવા લાગ્યા. આ દેશમાં પ્રાચીન કાળથી નગરશેઠ નગરનો નાનો સરખો રાજા ગણાય છે. પ્રજા પોતાના પર પડતી પીડા નગરશેઠની મારફતે નૃપતિને નિવેદન કરે છે. નગરશેઠ પ્રજાપાળ ભૂપતિ પાસે પ્રજામત પ્રગટ કરીને વ્યાજબી દાદ મેળવી દે છે. નગરશેઠ નગરના લોકોનો પોકાર સાંભળીને ખેદ પામ્યા. માણેકચંદ શાહે તરત મહાજન

મેળવવા માંડયું. અણહીલવાડ નગરીના આબરૂદાર આસામીઓ અને અને ધનવાન ધણીઓ નગરશેઠનાં નોતરાંને માન આપીને તેમની હવેલીમાં એકઠા થયા. તે વખતે આજની પેઠે પ્રજામત જાણવાને માટે પુરાલય ન હોતાં પણ નગરશેઠનું ઘર અથવા નગરની માંડવીજ પુરાલયની ગરજ સારતાં હતા. મહાજન લોકો મહમૂદની મતલબ અને વિચાર સાંભળીને મૂંઝાણા. વસ્તીના આગેવાનો વિચારે વળગ્યા. વાંક વગરના હિન્દુઓને ગુજરાતની રાજ્યધાનીમાં આવીને પરદેશી પ્રજાપતિ હજારો લોકોના દેખતાં હણે, લાજ લૂંટે, એ દેખાવ હિન્દુઓથી જોયો જાય જ કેમ? અંતે આ વિચાર નક્કી કીધોઃ—

"હજારો રૂપિયા લે, કરોડો રૂપિયા દંડ આપીએ, પણ આ ગરીબ ગાય સરખા હિન્દુઓને કસાઇના હાથમાંથી છોડાવવાને કમર કસવી. આપણા અધિપતિ જતાં આપણી રૈયતની આવી અધમ દશા થાય એમાં શી નવાઈ? અધિપતિ હોત તો આવી અધમ અવસ્થા થાત? ધણી વગરનાં ઢોર સૂનાં તેમ રાજા વગર રૈયત સૂની સમજવી. ધણી વગર રૈયતની સંભાળ કોણ લે? તેની રક્ષા કોણ કરે? માટે હવે આપણે સઘળાએ મળીને મહમૂદની પાસે જવું. મહમૂદ લોભી છે. તેને મોઢે માગ્યો દંડ દેવો, તે છતાં ન માને તો મંત્રીઓને મોઢે માગી લાંચ આપીને છોડવા. લાલચે ન લપટાય અને અંતે વાત કથળે તો મરતાં સુધી પણ કેદીઓને છોડાવવાની તજવીજ કરવી."

"વેપારીઓના સરખી વાત અમને ગમતી નથી, તેમ એવી વાત આવડતી નથી." રજપૂતો ખોંખારો કરીને બોલ્યા "તડાકને ભડાક અમારી વાત. મરી જઈએ તે કુરબાન, પણ મહમૂદ પાસે માથું નીચું કરવાને અમે તો આવનાર નથી. તમે જોયા કરો,

જોઈએ શું થાય છે? જ્યાં સુધી અમારા પંડમાં પ્રાણ છે ત્યાં સુધી બંદિવાનોને આંચ આવવા દેનાર નથી; તેમ આદમીઓની આબરૂ લૂંટવા દેનાર નથી. મર્યા પછી જે બને તે ખરૂં, મુસલમાનને રજપૂત નમવા ન જાય."

"ઠાકોર! આ વેળા મમત કરવાની નથી." વિચારવંત વાણિયાઓએ વિચાર આપ્યો "સામા થવાથી સાર નહિં નીકળે; પણ નમી જવાનો વખત છે અને લાભ પણ તેમાં જ છે. છંછેડવાથી રાજા છેડાય છે. આપણે મરી ફીટયા છીએ, આપણું જોર નાશ પામ્યું છે, તમે સુલતાન પાસે આવવાને રાજી ન હો તો બેસી રહો. તમે જોશો કે અમે કેવી રીતે મહમૂદનું મન પિગળાવીને આપણું મનગમતું કરી આવીએ છીએ. મોઢે માગ્યો દંડ લેશે, બીજું શું કરશે? રૂપિયાના શા ભાર છે? રૂપિયા તો રાંડ લૂંડી છે. રૂપિયા તો રળ્યા પણ પેદા થાય છે; પરંતુ ગયેલી આબરૂ અથવા અવસર આવતો નથી. સુલતાનનું રૂપિયાથી મ્હોડું ભાંગી નાખશું પણ ફત્તેહ વગર પાછા ફરશું નહિ. એ સત્ય સમજજો."

ઠાકોરને એવાં શીળાં વચનો વડે શાંત કરીને વિચારવંત વાણિયા, સમજુ સોની, અને વિવેકી પણ પાછળ મતિના વિપ્રો વિનંતિ ગુજારવાને સુલતાનની સન્મુખ વગર વિલંબે ગયા. નગરવાસીઓને દૂરથી આવતા નિહાળીને મહમૂદે કાંઈક નવાઈ માની. અબુલ અબ્બાસે અપાય એવો આવકાર આપીને સઘળાને સુલતાનની સન્મુખ રજુ કીધા. સઘળાએ રીતસર સલામ કરી એટલે મહમૂદે મોતીચંદ શાહને આવવાનું કારણ પૂછ્યું.

"મહારાજ! આપ મોટા બળવાન મહિપતિ છો. માનવું ન માનવું એ આપના હાથમાં છે પણ અમારે તો અધિપતિ આગળ

અરજ ઉચ્ચારવાને આવવું જોઇએ." મોતીચંદ શાહે માથું નમાવીને અરજ ઉચ્ચારી. "આપ જોશો કે આ બંદિવાનો અપરાધી નથી. કદાચ પોતાનો બનતો બચાવ કરવા સારુ તેઓએ આપની સામે કમર બાંધી હશે. તે માટે ન્યાયની રીતે જોતાં અન્યાય કીધેલો ગણાય નહિં. આ ગરીબ ઓરતો અને રાંક છોકરાં છોકરીઓ આપની સામે માથું કેમ ઊંચકી શકે? શકથી અથવા તો કોઇના સમજાવ્યાથી આપે સહન ન થાય એવું સંકટ બાપડા બંદિવાનોના શિર ઉપર વરસાવવા માંડયું છે, પણ તે શોભા ભરેલું તો નથી જ. આ લોકો ગંદ્દાબાની અને તેની આસપાસની ગરીબ રૈયત છે. તે નથી શૂરવીર વર્ગમાંના લોકો કે અણહીલવાડના અધિપતિના વાવટા નીચે રહીને લડનારા બહાદૂર સિપાઇઓ! સુલ્તાન સાહેબ, સહન ન થાય એવું સંકટ ગરીબ લોકો ઉપર ગુજારવું એ બરાબર નથી."

"સાંભળો નગરશેઠ! સાંભળો. આ અમારો ઈસ્લામીઓનો ધર્મ છે કે સામે થનારા શત્રુને તરત સજાએ પહોંચાડવો. આ લોકો તમારા અધિપતિની ઓથે રહીને અમને સંતાપવામાં સઘળા બળ સહિત સામે થયા હતા; તેથી તેમને હણવામાં તથા હલકી રીતે લિલામ કરીને વેચવામાં અમે ગુન્હો નથી ગણતા." મહમૂદે શાંત મનથી જવાબ દીધો. "અમારો હેતુ તમારા ઉપર રાજ્ય ચલાવવાનો પણ નથી, એ અમે તમારી આગળ અંગિકાર કરીએ છીએ. પરદેશી રાજ્યકર્તાની નજર સદાય સ્વાર્થ સાધવામાં સમાએલી રહે છે. અમે પણ પ્રથમ અમારા લાભ સાચવવાના પ્રયત્ન કરીએ એમાં નવાઇ નથી. આટલી વિકટ વાટ કાપીને અનેક તરેહનાં વીતક વેઠતા અહિં સુધી લાભ વગર ન આવીએ. માટે મોટો લાભ થયા વગર એ સઘળા કેદીઓને કદાપિ છોડવાની કલ્પના કરશો નહિ."

"સુલતાન સાહેબ! આપને લાભ કરવા સારુ જ અમે અહિં આવ્યા છીએ. આપના એક વચનથી ઘણા જીવ ઊગરશે એજ આપને મોટામાં મોટો લાભ છે." નગરશેઠે અતિ દીન વચન વડે પોતાની અરજ લંબાવી.

"શેઠજી! અમે પરદેશીઓ એમાં કશો લાભ સમજતા નથી. દુષ્ટ દગલબાજ બંદિવાનો તરફથી બદલા તરીકે બરાબર દંડ મળશે ત્યારે જ તેમનો છૂટકો થશે. ક્ષમા તો કરવાનો નથી જ." સુલતાને હસીને જવાબ દીધો.

"મહારાજ! "દંડ" "બદલે" એ શું બોલો છો? ગરીબડા લોકો એ બંન્ને વાનાં કયાંથી લાવી આપે? નથી તેમને ખાવાપીવાને અન્ન અથવા પાણી કે પહેરવાઓઢવાને જાડાં પાતળાં વસ્ત્ર તે છતાં આપનો વિચાર જ્યારે દંડવાનો છે ત્યારે અમારો શો ઉપાય? જો કૃપા કરો અને નામનો દંડ કરીને છોડી મૂકીને એટલો દંડ આપની આગળ રજુ કરીએ." નગરશેઠની નમ્રતા ભરેલી અરજ ઊડી જવાથી કરૂણાશંકર જોષીએ કહ્યું.

"તમે લોકો ખાટી વખત ન ગાળો સવા લાખ સોનૈયાનો ઢગલો સુલતાનના પગ આગળ રજુ કરો, તે સિવાય સો વાતે પણ માફી તો મળનાર નથી." અબુલ અબ્બાસ મહમૂદની મરજી ઉપરથી બોલ્યો.

આગેવાનોએ અતિ ઘણો આગ્રહ કીધો પણ મહમૂદ ગઝનવી એકનો બે ન થયો, એટલે નગરશેઠે તરત માગેલાં નાણાંની કોથળીઓ મંગાવીને સુલતાનના મ્હોડા આગળ મૂકી. સોનાના ચળકતા સોનૈયા અબુલ અબ્બાસે ગણવા માડયા અને મહમૂદનું મન

માયા દેખીને પ્રફુલ્લિત થયું. નાણાંની ગંધ આવવાથી મુલ્લાં સાહેબ હાથમાં કુરાન લઇને ત્યાં આવી પહોંચ્યા. મહમૂદે મુલ્લાં સાહેબને માન આપીને પોતાની પાસે બેસાડયા; અને આડી-અવળી વાતો પૂછવા માંડી. મુલ્લાએ વાતોના જવાબ વાળવા માંડયાં પણ તેમનું ધ્યાન સોનાની કોથળીની અંદર ભરાએલું હતું તે મહમૂદ પામી ગયો. પૂરેપૂરાં નાણા મળ્યા પછી સુલતાને નગરશેઠના હાથમાં માફીપત્ર મૂકયો. તે જોઈ ને મુલ્લા સાહેબ બોલ્યાઃ—

"નામવર સુલતાન! શું કરે છે? તું ઇમાન ઉપર પગ ન મૂક. આપણા પાક ધર્મનું ફરમાન યાદ કર. એક હાથમાં તરવાર અને બીજા હાથમાં કુરાન રાખવું. કુરાનનાં વચનોને કબૂલ ન કરનારને કતલ કરવા, પણ નાણાંની લાલચથી જતા તો ન જ મૂકવા. ઇસ્લા-મીઓને હણનારાને માફી કેમ અપાય? ઈસ્લામીઓના આત્માનો બદલો હોય? તેમની પાસેથી બદલો લેવો કે ખૂનને બદલે ખૂન. એક મુસલમીનના જીવ માટે હજાર હિન્દુ હણીએ તો પણ બદલો ન વળે–ખરા ખૂનીને ફાંસીનું લાકડું અને ઓછા અપરાધીને ગુલામ તરીકે વેચવા. કાફરોને તે શી માફી? એ લોકો અવનિ પર અવ-તાર લઈને અમસ્થો ભાર શા સારું આપે છે? મૂર્તિ માનના-રાઓનું મુખ નહિં જોવાને આપણા પવિત્ર કુરાન–ધર્મના પ્રમાણ વચનો છેઃ એ આજ્ઞા ઉલંઘન ન કર. એ કાફરો સૂરજ, ચંદ્ર, પહાડ, નદી અને પત્થરોની પૂજા કરે છે. શરમ હજો એવા શૂન્ય બુદ્ધિના મનુષ્યોને." મુલ્લા સાહેબે માફીપત્ર અપાયેલો જોઈ મનની વરાળ બહાર કાઢતાં બોલ્યા.

"મુલ્લા સાહેબ! તમારૂં બોલવું સત્ય હશે, પણ માફી આપી ત્યારે જ આટલી માયા મળી છે એ વગર આટલી માયા કયાંથી

મળત ? કાફરોને અમે અધિપતિઓ મારી આપીએ, તેના દોષમાંથી મુક્ત કરવું એ તમારા હાથમાં છે." મહમૂદે જવાબ દીધો.

"શાબાશ છે સુલતાન ! એમજ થવું જોઈએ. શાસ્ત્ર ઉપર ઈમાન રાખીને ચાલવું એ અધિપતિનો ધર્મ છે." મુલ્લાએ કહ્યું. "બાવિદ ! દોષમાંથી મુક્ત થવાનો ઉપાય કાંઈ મોંઘો નથી. અમારા સરખા મુલ્લાને, મળેલા નાણાંમાંથી દસમો અગર વીસમો હિસ્સો દેવો એટલે દોષ નિવારણ થશે."

મહમૂદ મુલ્લાજીની મતલબ સમજી ગયો તેથી એક સોનામહોરોથી ભરેલી કોથળી તેમના હાથમાં પકડાવી દીધી. તે લઈને મુલ્લાએ પોતાની છાતી સરસી ચાંપી અને ઉમંગથી સુલતાનને દુઆ દેતા, આવ્યા એ માર્ગે ગયા.

આણીમેર નગરશેઠ આદિ આગેવાનોનું ટોળું બંદીવાનોને બંધનમાંથી છોડાવવા સારું માણેકચોક ભણી ચાલ્યું. લોકોની મેદનીથી માણેકચોકનું મોટું મેદાન ભરાઈ ગયું હતું. કમનસીબવાન કેદીઓ થરથર ધ્રૂજતા હતા. ઘડીની અંદર આ જમ સરખા જલ્લાદોને હાથે મોત વગર મરવાનું છે એવું માનીને તેઓ મૂઆ જેવા થઈ ગયા હતા. વેચવા કાઢેલા ગુલામોની ગમગીનીનો પણ પાર ન હોતો. સગાંવ્હાલાંઓનો સ્નેહ સંભારીને સઘળા બંદીવાનો સજળ નેત્રે રડતા હતા. પરંતુ રડે પાર આવે એવું ક્યાં હતું ? ઘણા ઘાટી છાતીના સમજુ બંદીવાનો ધીરજ ધરીને ઘટમાં ઈશ્વરનું સ્મરણ કરતા હતા અને અંતની આજ્ઞા સાંભળીને ખડે પગે ઊભા હતા. સજા અમલમાં આણવાનો સમય થવાથી એક મુસલમીન સરદારે આગળ આવીને સહુ સહુની સજા વાંચી સંભળાવવા માંડી:—

"સાંભળો અભાગિયા કેદીઓ! તમે ધ્યાનથી મારું સાંભળો. તમારામાંના આ બાજુપર ઊભેલા બંદિવાનો નામદાર સુલતાનની સામે થયા છે, તેમને મરતાં સુધી ફાંસીને લાકડે લટકાવીને મારી નાખવામાં આવશે. સબબ તેઓ અમારા સુલતાનની સત્તા સામે થયા છે, બહુ દુશ્મનાવટ બતાવી છે, નહિ વળે એવું નુકશાન કીધું છે, હજારો ઈસ્લામીઓને જાણી જોઈને નિજ હાથે હણ્યા છે. તેવા કંગાળ કેદીઓને તેમની કરણીનું ફળ આપવાની અગત્ય છે."

હુકમ મળતાં જ જલ્લાદોએ બંદિવાનોને ફાંસીના લાકડાં પર ચઢાવ્યા, એટલે બાપડા કેદીઓના પગ કંપી ઊઠ્યા અને કેટલાકને તો મોતના ભયથી મૂર્ચ્છા આવી. કેટલાક મૂગાં મૂંગા ઘેલાઓની માફક અણહીલપુરવાસીઓ સામું જોઈને હસવા લાગ્યા; ઘણાક રામ રામ એવા શબ્દ ઉચ્ચારવા લાગ્યા. જોવા આવેલા હજારો હિન્દુઓ શોકાતુર ચહેરે કસાઈને હાથે કપાવા કાઢેલાં બકરાંઓની હાલત જોઈને મહા દુઃખ પામ્યા. સત્તાવાળાઓએ બંદિવાનોને ટોપીઓ પહેરાવી અને ગળામાં ફાંસીના ગાળા નાખવા જાય છે ત્યાં પૂર પાટીએ દોડતો ઘોડેસ્વાર 'સબૂર કરો, સબૂર કરો' એવો પોકાર મારતો માણસોની મેદનીમાં ધસી આવ્યો. અધિકારીએ તરત જલ્લાદોને ફાંસી દેતાં અટકાવ્યા અને ઘોડેસ્વારે આપેલો મહમૂદનો મહોર-બંધ હુકમ હાથમાં લીધો. અતિ આતુરતાથી આવેલો હુકમ અમલદારે વાંચ્યો અને અજાયબીમાં પડી હુકમ મુજબ બંદિવાનોને ફાંસીના માંચડા પરથી હેઠળ ઉતારીને છૂટા કીધા. આવો મામલો જોઈને આસપાસ ઊભેલા લોકો અને બાપડા બંદિવાનો બહુધા વિચારમાં પડયા. સઘળા બંદિવાનોને એકઠા કરીને અમલદારે આ પ્રમાણે આજ્ઞા વાંચી સંભળાવી:—

"નાના અને મોટા ગુન્હામાં આવેલા ગુન્હેગારો! તમારા પર મોટી મહેરબાની કરીને ગઝનીનો મોટા મનવાળો મહારાજ તમને મુક્ત કરે છે. આજ પછી તમે આવી ચાલ નહિ ચલાવો અને તમારા બળનો આવો ગેરઉપયોગ નહિં કરો."

અમલદાર આ છેલ્લું વાક્ય પૂરૂં કરી રહ્યો તેવા જ આસપાસ ઊભેલા લોકોએ અને બંદિવાનોએ ઊલટમાં આવીને 'સુલતાન સલામત રહો. લાંબુ આયુષ્ય ભોગવો.' એવાં આશિષ વચનો ઉચ્ચાર્યાં. બંદિવાનોના હાથપગની બેડીઓ કહાડી નાંખીને મરજી આવે ત્યાં જવાની છૂટ દીધી. સઘળા કેદીઓ ગુલામગીરીનું અને મોતનું સંકટ સહન કર્યા સિવાય છૂટા થયા અને નવો અવતાર આવેલો જાણીને આનંદથી નાચવા કૂદવા લાગ્યા.

ઘડી બે ઘડીમાં તમાસગીરો વેરાઈ ગયા અને જે કામ કરવાને સારુ અમલદારો આવેલા હતા તે કામ અધૂરું રાખીને સુલતાનને સઘળી વાત વિદિત કરવાને ત્વરિત સિધાવ્યા.

અણહીલવાડના લોકો અતિ ઊલટમાં આવી ગયા અને તે દિવસે રાગરંગ કરીને તથા સઘળા કેદીઓને રમાડીજમાડીને સહુ સહુને વતન મોકલવાનો બંદોબસ્ત કીધો. માણસ ધારે છે શું અને ઈશ્વર કરે છે શું? શૂળીને લાકડે ચઢાવેલાંને ઈશ્વરે વહારે ચઢીને બચાવેલાં મડદાં મસાણમાંથી પાછાં વળ્યાં તે પ્રતાપ પ્રભુનો પેખવો. ઈશ્વર પળમાં સહાય શો કરે છે. કંગાળ કેદીઓ હવે પોતપોતાના કુટુંબને મળવાની ઊલટમાં આવ્યા અને નગરશેઠનો અતિ આભાર માન્યો.



## ૧૦

વાત કરતાં વસંતઋતુના રળિયામણા દહાડા આવ્યા. ગુજરાતની રસાળ ભૂમિ એહકી રહી. વનવગડામાં અને વાટિકાની અંદર આવેલાં વિવિધ તરેહનાં વૃક્ષો પર સુગંધમય મોર આવવાથી મઘમઘાટ થઈ રહ્યો. લીલી કુંજલતા સમાન ગુજરાતની ભૂમિ ભાસવા લાગી. વૃક્ષોના શીતળ છાંયડા અને ગંભીર ગિરિરાજો-માંથી નીકળેલી નિર્મળ નદીઓ તથા નાનાં નાળાં સર્પાકારે વહેવા લાગ્યાં. બાગબગીચામાં અને વનપર્વતની ઝૂકી રહેલી ઝાડીઓમાં કોયલડીના મનવેધક કિલકિલાટ થવા લાગ્યા. આંબા, રાયણ આદિ તરુઓ ઉપર બેસીને પચરંગી પક્ષીઓ પોતાનો કુદરતી કંઠ ખોલીને મનોરંજક ગીત ગાવા લાગ્યાં. આવી વસંતઋતુની અલૌકિક રચનામાં ભાગ લેવાને ગુજરાતના અને હિન્દના લોકો આનંદથી તત્પર થયા. વસંત પંચમી વીતીને હોળી આવવાનો હવે વિલંબ નહોતો. વસંત-પંચમીથી ફાલ્ગુન સુદ પૂનમ સુધી આખી હિન્દ ભૂમિમાં આનંદ ઉત્સવ થઈ રહે છે. પીળાં અને કેસુડિયાં કપડાં પહેરી, ઓઢીને લોકો ગાતાં બજાવતાં અહીં તહીં ઘૂમે છે. રાજ્ય દરબારોમાં ઘણા દહાડા

આગળથી હોળીની ધામધૂમ અને રચનાં ચાલે છે, રંગ પતંગ ઊડે છે અને ઠેરઠેર નાચરંગ થાય છે. દેવમંદિરમાં ભાવિક ભક્તો રંગે રમે છે, અને ઠાકોરજીને રંગ છાંટીને રીઝવે છે. નરનારી સજોડે પાનની પીચકારીઓ મારીને રંગ ગુલાલમાં ભીંજાય છે. ફાલ્ગુનના ફૂલ્સ વહેવાય છે અને ખજૂર આદિ મેવો હોંશે હોંશે ખવાય છે. ફાલ્ગુન સુદ પૂનમે મહોલ્લા અને ચોક, ભાગોળોમાં હોળી પ્રકટે છે અને તેમાં નાળિયેર આદિ હોમીને હોળિકામાતાને પ્રસન્ન કરીને ઘણા લોકો હરખાય છે. કુદરતી રચનાને માન આપવાને તથા હૈયાનો ઊભરો કાઢવાને હોળીનો મહિમાવંતો તહેવાર હિન્દ ભૂમિમાં પ્રાચીન કાળથી ચાલતો આવે છે, પણ ગાંડી ગુજરાતમાં એ રૂડા તહેવારને બિભત્સ અને ભૂંડા તહેવારનું રૂપ આપેલું જોઈને મહમૂદ સુલતાન ગુજરાતીઓની મુર્ખાઈ ઉપર હસ્યો. ઘેરૈયા ચૌદસ, હોળી અને ધૂળ પડવાના ત્રણ દિવસમાં મૂર્ખાઈ ભરેલી ધામધૂમ ગુજરાતની અંદર ચાલતી મહમૂદે જોઈ. ઘેરૈયા ચૌદસથી એ ત્રણ દહાડા સુધી જાહેર રસ્તા પર અને એકાંત મહોલ્લાઓમાં લોકો બિભત્સ શબ્દ બોલે છે. ધૂળ કાદવ ઉરાડે છે અને ખરાબ પૂતળાંઓ ચોકબજારમાં બેસાડીને હદ વગરની અનીતિ ઉશ્કેરે છે. હોળીને દહાડે હજારો હિન્દુઓ સૂતકની પેઠે આછાં કપડાં પહેરીને ઘેરૈયા થાય છે તથા ખરાબ બોલો અને એવાં ગીતોથી મહોલ્લાઓ ગજાવીને નીતિમાન સ્ત્રીપુરુષોને પીડા કરે છે. ધૂળ પડવાનો દહાડો ધૂળ ઉરાડવામાં અને સામસામા પત્થરા વતી લડાઈ લડવામાં ગાળે છે. કુદરતની રચનાને માન આપનારા રંગીલા તહેવારને આવું નિર્લજ્જ રૂપ ગુજરાતના હિન્દુઓ આપે છે એવું જાણીને મહમૂદ ગઝનવીએ તેમના વિષે ઘણો હલકો વિચાર બાંધ્યો. આવો વિચાર એક પરદેશી બાંધે તેમાં નવાઈ પણ નથી. બેટા બેટી, માતા બ્હેન તથા મુરબ્બીઓના દેખતાં, તેમના સાંભળતાં

મ્હોંડું ગંધાય એવા ગંદા શબ્દો ગાંડા અને ગમાર લોકો બોલે છે તે શરમ ભરેલું સમજવું જોઈએ. એથી પર કોમના દેશી ડાહ્યા લોકો તથા પરદેશી પ્રવાસીઓ હિન્દુ લોકોને હસે, તેમને હીણે એ બનવાજોગ છે.

અણહીલપાટણના દરબારમાં સાંજ સવાર સુલતાન મહમૂદ દબાદબા ભરેલો દરબાર ભરતો હતો. તેમાં સરવે કોઈ દેશી પરદેશી લોકોને કશાપણ નાતજાતના તફાવત વગર આવવાની છૂટ મૂકી હતી, તેથી જતા આવતા ઘણા પ્રવાસીઓ મહમૂદના દરબારનો મહિમા જોવાને તથા તેના દર્શન કરવાને દરરોજ આવતા હતા.

ચૈત્ર વૈશાખના દિવસ છે. સુલતાન દરબાર ભરીને રાજ્ય-મહાલયમાં સોનેરી સિંહાસન પર બેઠો છે. નાના પ્રકારના નાચરંગ થઈ રહ્યા છે, દેશવિદેશની વાતો થાય છે, તે મહમૂદ ધ્યાન આપીને સાંભળે છે. એ જોઈને સુલતાન પ્રત્યે વજીર બોલ્યાઃ—

"ગરીબ પરવર ! ગુજરાત સરખો દેશ અને હિન્દુના સરખો વેશ દુનિયામાં કોઈ ઠેકાણે નથી, એ સત્ય છે. ગુજરાતમાં કાચું-સોનું પાકે છે. તે હિન્દનો બગીચો છે. એની આપણે જાતે તપાસ કરીને અનુભવ મેળવ્યો છે. વારતહેવાર અને મોજમજાહ તથા ધામધૂમ ગુજરાતની ભુમિમાં રોજ રોજ ચાલે છે. તે આપણે જોઈને મગ્ન થયા છીએ. આ ઘણી અજાયબી ભરેલી બિના છે કે ખુદાતાલાએ મૂર્તિપૂજકોને માટે આવો ઉત્તમ દેશ અને ઉત્તમ રચના બનાવ-વાનો પ્રયાસ વેઠયો છે. ખુદાને ઘેર ઈન્સાફ હોત તો ઈસ્લામીઓને વસવાના દેશ આવા વિશાળ બનાવત !"

"વજીર સાહેબ ! ખુદાએ નાસ્તિક લોકોને લલચાવવાને, માયાના મોહમાં ફસાવવાને આવું મિથ્યા સુખ આપ્યું છે; પણ

આપણે સારું તો સંસારના કરતાં અનેક દરજ્જે સારું સુખ છે.” મુલ્લાએ કહ્યું.

“સલામત રહો સુલતાન! ગુજરાતનો મહિમા અને દબદબો મોટા છે પણ તમે સાંભળીને અતિશય આનંદ પામશો કે દુનિયાની સપાટી પર સિંહલદ્વીપ સમાન ખજાને ભરપૂર અને ગોવળકોંડાની ગણતરીમાં આવે એવો જવાહિરથી ભરેલો અન્ય મુલક નથી.” આવું સાંભળીને ગુજરાતી લોકો પ્રણામ કરી રજા લઈને બોલ્યા. “અમે સિંહલદ્વીપમાં ઘણો કાળ વસ્યા છીએ અને દેશાટન કરતા કરતા આ દેશના દક્ષિણ ભાગમાં આવેલા ગોવળકોંડામાં ગાઉના ગાઉ સુધી લંબાયેલી હીરામાણેકની ખાણોમાં ગયેલા જે ખોદી કાઢતાં કદાપિ ખૂટતી નથી. જમીનના પેટામાં જવાહિર પુષ્કળ છે. જે દેશની જોડી જગતમાં મળવી મુશ્કેલ છે. સિંહલદ્વીપમાં સોનાની ખાણો છે, જેમાં આગળ હિન્દુઓનો રામાયણમાં વખણાયેલો વીર પુરુષ રાવણ રાજા રાજ્ય કરતો હતો. તેની નગરી લંકાને સોનાનો કિલ્લો અને રત્નના તો કાંગરા હતા. એ સઘળી કીંમતી મિલ્કત બદલાઈને આજે જમીનના પેટામાં અનર્ગળ ખજાનો ભરેલો છે. જે દુનિયાના સઘળા રાજાઓના ભંડારના ભંડાર ભરાઈ જાય પણ કદાપિ ખૂટતો નથી. ત્યાંના લોકો હીરામાણેકના હાર પહેરે છે. પત્થરની પેઠે તેનો ઉપયોગ કરે છે અને સોનારૂપાનાં વાસણો ગરીબ અને તવંગર લોકો એક સરખી રીતે વાપરે છે. એ દેશમાં જવાનો રસ્તો ઘણો સહેલો છે, અને મુલક ઘેર કરવાના મારગ મોકળા છે. જમીન માર્ગે સિંહલદ્વીપમાં જવાતું નથી, પણ વહાણ પર બેસીને પવનથી “પેગુ” શહેરમાં પહોંચાય છે. “પેગુ” એ દેશનું પાયતખ્ત છે. લોકો સુખી અને ધનવાન છે. સઘળી વાતની સાહેબી અને લીલાલ્હેર છે. સિંહલદ્વીપ

અથવા સિલોનના દરિયાના ખોળામાં મોતી પણ એટલાં પાકે છે કે પૃથ્વીના બીજા કોઈ ભાગમાં મોતીની પેદાશ આટલી નહિં થતી હોય. જે પ્રવાસી ત્યાં જાય છે તે જીવતાં સુધી બેઠાબેઠા સુખે ખાય એટલું જવાહિર લેતા આવે છે."

હિન્દુઓના મ્હોડાંની લોભમાં નાંખે એવી વાર્તા સાંભળીને મહમૂદ ગઝનવી લલચાયો; અને તેમના ઉપર ઘણો ખુશી થયો હોય એવો ડોળ ધરાવીને સભામાંથી ઊઠી ગયો, પણ રાતી દમડી પરખાવી નહિં. સભા તરત બરખાસ્ત થઇ. સહુ સહુને ઠેકાણે વગેસગે થઇ ગયું અને મહમૂદ એકલો એકાંતમાં ઊંડા વિચારમાં પડયો. ગોવળકોંડાની અને સિલોનની ચમત્કારિક વાર્તા સાંભળીને તેના મનમાં અનેક તરેહના તરંગ થવા લાગ્યા. "ગુજરાતની અંદર હંમેશ સુધીની રાજ્યગાદી સ્થાપીને સુખે રહેવું અને વહાણનો એક બળવાન કાફલો બનાવીને કુંવરની સરદારી હેઠળ સિંહલદ્વીપ તથા ગોવળકોંડામાં મોકલીને છૂપો ખજાનો ખોદી આણવો—એથી મારા સરખો પાદશાહ કોઈ થશે નહિ અને ખજાનાની ખાણો પણ ખૂટશે નહિ. ગઝનીનું રાજ્ય મારા વડા કુંવરને સોંપીને હું અહિં આનંદથી દિવસો પૂરા કરીશ. આવા વિશાળ અને રસાળ મુલકમાં રહેવું અને સ્વર્ગમાં વસવું એ બન્ને સરખું છે. આ દેશ પર ખચિત ઈશ્વરની મહા કૃપા છે. વખતસર વરસાદ વરસે છે, ધાન્ય પાકે છે, ઉનાળામાં જોઈએ એવી ઉષ્ણતા પડે છે, મનપસંદ મેવો નીપજે છે તથા શિયાળામાં નિયમિત ઠંડી પડે છે તેથી આનંદમાં દિવસ જાય છે. ગુણવંતી ગુજરાત દેશના બહારની મારી દરબારના કવિએ ગઝનીમાં બેઠાં કથેલી કવિતામાં કાંઈ અતિશયોક્તિ નથી; તેની આ જ મને ખાતરી થઈ છે."

## સોરઠી સોમનાથ

સુલતાન મહમૂદે આવા વિચાર પોતાના પ્રધાનમંડળને જણાવ્યા પણ તેમને પસંદ ન પડયા. પરમુલકમાં રહેવાની તેમણે મરજી બતાવી નહિ.

"સ્વદેશ સૂનો મૂકીને લક્ષ્મીની લાલચે પરદેશીની માફક મલીદા ખાઈને પરદેશમાં પડયા રહેવું તેના કરતાં સ્વદેશનું સુખ ભોગવવું એ સર્વોત્તમ છે. સ્વદેશમાં જીંદગી ગુજારવી એ ઉત્તમ સુખ છે. કુટુંબ કબીલો અને સગાં વ્હાલાં તથા દેશીઓને દૂર મૂકીને અહિં રહેવાની અમારી મરજી તથા સલાહ નથી. સોનાની ખાણો એમ સૂની ક્યાં પડી છે કે તેમાંથી સોનું ખોદી આણીએ? મહેનત કરીએ એટલી કીંમતનું જ સોનું ખાણમાંથી મળે છે. આપણા લોકોને દરિયો ખેડતાં આવડતો નથી. એથી કદાચ કાફલો ખરાબે ચઢીને ડૂબી જાય અને એ દેશ કદાચ ન જીતાય તો મેળવેલી કીર્તિ ઝાંખી થઇ જાય અને મુલકમાં હાંસી થાય; માટે મહારાજ! એ વાત પડતી મૂકો અને સ્વદેશ સિધાવવાની સામગ્રી સાવધાન કરો." મંત્રીઓએ પોતાના વિચાર જણાવ્યા. સુલતાનના મનમાં એ ઊતરવાથી સઘળો વિચાર માંડી વાળ્યો.

ઉનાળો ઊતરવા આવ્યો અને ચોમાસું બેસવાની તક થઈ. ઋતુ પણ બદલાઇ ગઇ. આકાશમાં રૂપેરી વાદળાંઓ પવનની પાંખપર બેસીને દોડવા લાગ્યાં. મોર "ટીહુક, ટીહુક" એવા શબ્દો મધુરા રાગથી કાઢીને થનથન નાચવા લાગ્યા. ભૂભામિનીએ પોતાનું રૂપ બદલ્યું અને સર્વે દિશામાં ચાતુરમાસની નિશાનીઓ દીસવા લાગી. ખેડૂતોએ ખેતરો ખેડવા માંડયાં અને અનાજ વાવવાની તૈયારી કરી. જેઠ ગયો, અષાડ ગયો અને શ્રાવણ બેસવાની શરૂઆત થઈ પણ વરસાદનું એક ટીપું ન પડયું. બે માસ કોરા ગયા. લોકો ગભરાટમાં પડયા; અને કાળ પડવાની ફિકરથી સઘળો દેશ સંતાપમાં

પડયો. પાક નિષ્ફળ થવાથી ખેડૂતો રડવા લાગ્યા. અનાજની મોટી મોંઘવારી થઇ, ગરીબોનો મરો થયો, ધનવાન લોકોએ ગરીબગુરબાંને બચાવવા સારુ ધર્માદાએ ધાન્ય વહેંચવા માંડયું પણ જ્યાં આખો ગુજરાત દેશ કાળનો ભોગ થઇ પડયો હોય ત્યાં એટલી મદદથી શી અસર થાય ? મહમૂદે પોતાની સેના માટે અનાજનો મોટો સંગ્રહ કરી રાખ્યો હતો એટલે તેમને કાળ પડો, અથવા અનાજ મોંઘુ મળો તેની મુદ્દલ અડચણ નહોતી. હરકતમાં હરકત રાંકડી રૈયતને જ હતી. લાખો માણસો અન્ન અન્ન કરતાં મરવા લાગ્યાં. દેશમાં લૂંટફાટ અને લુચ્ચા લોકોનું જોર જાગ્યું. ગરીબ ગુજરાતીઓ ન ખવાય એવો ખોરાક ખાવા લાગ્યા. પીંપળાના પેપા, વગડાઉ અનાજ અને ફળફૂલથી પેટ ભરવા લાગ્યા; પણ એવો ખોરાક ક્યાં સુધી ચાલે ? બાળકોને અનાજ અનાજ કરતાં માતપિતાઓ નજરે જુએ, બાળકો માતાપિતાના હાથમાંથી ખોરાક ઝૂંટી ખાય અને ઘણાક કઠણ કાળજાના માતપિતાઓ નાનાં બાળકોને વનવગડામાં વગર આધારે તરછોડીને ચાલ્યા જાય. એવા સબબથી કે દેખવુંએ નહિં અને દાઝવુંએ નહિં.

વરસાદ લાવવા માટે વહેમી લોકોએ અનેક તરેહના ઉપાય કરવા માંડયા. શિવમંદિરોની અંદર શિવની પીંડીઓ પાણીમાં ડુબાડીને વિપ્રોએ અભિષેક કરવા માંડયા; જમીને જગદીશ્વરને પ્રસન્ન કરવા સારુ દેવ મંદિરોની અંદર સાધુ સંતોએ કિર્તનો ગાવા માંડયા. ઉજાણીઓ કહાડીને ઇન્દ્રરાજાને રાજી રાખવા સારૂં શહેરીઓએ અનેક ઇલાજો અજમાવ્યા પણ વરસાદ નહિં. આવા અયોગ્ય ઉપાયથી ઇશ્વરી આફત કેમ રદ થાય ? વરસાદ ઝાલી રાખ્યો છે માટે મંત્રજંત્ર જાણનારા લોકોને પાંચ પૈસા આપીને રીઝવો એટલે જોઇએ એટલો વરસાદ આવશે એવું ઘણા લોકો ડહાપણ ડોળવા

લાગ્યા. એવા ઉપાયથી પણ વરસાદ ન વરસ્યો ! શ્રાવણ સરવડાં નાખીને સૂકો ગયો. ભાદરવો હેલી મચાવ્યા વગર ડોળા તણાવીને વીત્યો લોકોનો અન્ન વગર અને ઘાસ દાણા વગર ઘાણ નીકળી ગયો. " આ સઘળો સોમેશ્વરનો કોપ આપણા ઉપર ઊતર્યો છે, " એવું ઘણા લોકો સમજવા લાગ્યા. લોકો ભૂખના માર્યા અભક્ષાભક્ષ કરવા લાગ્યા. એથી લોકોમાં મરકીનો ઉપદ્રવ ચાલવાની શરૂઆત થઈ. ઘણા લોકો નવાં નવાં દર્દોના ભોગમાં સપડાઈને વગર મોતે મરવા લાગ્યા. ક્રૂર કોગળિયું જોસમાં ફાટી નીકળ્યું. મહા મરકીએ મોકાણ માંડી. કાળ પાછળ મહા મરકી ચાલે એ સ્વાભાવિક છે. તે મરકી જોસમાં ચાલી. હજારો લોકો કોલેરાના પંજામાં સપડાયાથી હેવાનની માફક તરફડીને પ્રાણ કાઢવા લાગ્યા. મહમૂદની સેનાને આ ચેપી રોગથી વિશેષ વેઠવું પડયું દુકાળના દુઃખથી બચવાની અણી પર જે લોકો આવ્યા તે લોકો મહા રોગથી મરવા લાગ્યા. ધનવાન લોકોને અને સુલતાનની સેનાને કાળનું સંકટ વેઠવું પડયું નહોતું. તેમને પણ આ દુઃખથી દુઃખી થવું પડ્યું. વહેમી ગુજરાતી લોકો આ દર્દનું કારણ માતા મેલડીના કોપનું માનવા લાગ્યા. આ વર્ષમાં ખપ્પર હોવાથી જોગણીઓએ કાળરૂપ કોગળિયું મોકલ્યું છે. માટે જોગણીઓને શાંત કીધા વગર કોલેરાની શાંતિ થવાની નથી, એવું વિચારીને ખીર બાકળાના નૈવેદ ઘેર ઘેર કરવા માંડયા. ચોકબજારમાં અને ચાર શેરીના ચોકની અંદર લોકો ઉતાર મૂકવા લાગ્યા. લીંબડાના પાંદડાનાં તોરણ બારણે બારણે બંધાવા લાગ્યાં. દેવ મંદિરોમાં ધૂપનૈવેદ અને હોમહવન થવા લાગ્યાં. શહેર ફરતી દૂધની ધારાવાડી દેવા માંડી અને ભૂવા લોકો હાઉં હાઉં કરતાં ધૂણીને મહાકાળીનો કોપ શાંત કરવા કોશિશ કરવા લાગ્યા, પણ આવા મિથ્યા ઉપાયથી મહા મરકી કેમ મટે ?

ઓષડવેસડ કરવાને બદલે, સ્વચ્છ હવા કરવાનાં ખરાં કારણો શોધી કહાડયા વગર દુષ્ટ મરકી ન જ મટે. માણસો બકરાને મોતે મરવાં લાગ્યાં. મહમૂદની સેનામાં પણ મહા મરકી ચાલવા માંડી. દંતાળીએ માણસો ધસડવા લાગ્યાં, ઘણા લોકો સમજ્યા કે સોમેશ્વરને ઇસ્લામીઓએ સંતાપ્યા તેને લીધે આ સંકટની શરૂઆત થઈ છે. ઘણા મૂરખા લોકો માનવા લાગ્યા કે ખપ્પર જોગણીઓએ પોતાનું ખપ્પર ભરવા સારુ આવો ખેલ રચ્યો છે! ઘણા માણસોના મનમાં આવ્યું કે ભંગી લોકોએ આ ભયંકર મરકી ચલાવી છે માટે સુલતાનને સમજાવીને ભંગી લોકોનું મન મનાવવું.. આવા વિચારથી કેટલાક લોકો મહમૂદ પાસે જઈને આ પ્રમાણે કહેવા લાગ્યા:—

"મહારાજ! આ શહેર પર કુદરતનો કોપ ઊતર્યો છે તેનું કારણ તમારાથી કદાચ સંમજી શકાય નહિં, પણ અમે સારી પેઠે સમજીએ છીએ. અમારા દેશમાં ભંગીઆ લોકો દર વર્ષે આવો રોગ આણે છે! તેમના ઘરના મોભારા નીચે કાળુ મૂએલું કૂતરું ટાંગે છે અને નવસ્ત્રા રહીને મંત્ર સાધે છે. તથા તેને ધૂપધુમાડો દે છે. મંત્રેલા અડદનાં પૂતળાંઓ જળાશયમાં નાંખે છે એથી એ પાણી જેના પીવામાં આવે છે તે આવા રોગના ભોગ થાય છે, માટે મહારાજ! એ લોકોને બોલાવીને મનાવો. ન માને તોય પૈસાની લાલચ આપીને લલચાવો અને તેમ કરતાં કદાચ તેઓ ન રીઝે તો છેવટે ચૌદમા રત્નનો પ્રતાપ બતાવો!"

"મંત્રથી શું થાય છે?" મહમૂદ બોલ્યો "મંત્રના વચનોમાં એટલી શી શકિત આવે છે? માણસને જીવાડવું–મારવું એ મહા શકિત મહા પ્રભુમાં જ છે. માણસ શું કરી શકે?"

મહારાજ! તમે હજી ગુજરાતના મંત્ર સાધક લોકોને જોયા નથી." લોકો બોલ્યા " તેઓ મુઠ મારે તો ઊભું ઝાડ સુકાઈ જાય

છે; અને મનુષ્ય પણ ઠેરવેલી મુદતમાં મુઠની ચોટની અસરથી મરી જાય છે! ધાણી ફૂટે તેમ મનુષ્યનો ધાણ નીકળી જાય છે. મંત્રથી ન કરવાનાં કામ કરી શકાય છે. જે દેવદાનવથી થઈ શકતું નથી, તે મનુષ્ય મંત્રના યોગથી કરી શકે છે! મંત્રને આધીન દેવ છે! વશીકરણથી વશ કરી શકાય છે! મોહનીથી મોહનીના બંધનમાં બાંધી શકાય છે અને મારણવિદ્યા વડે મોત નિપજાવી શકાય છે!"

મહમૂદના મનમાં આ વાત ન ઊતરી અને ગુજરાતના ગાંડા લોકોની ગાંડાઇ ભરેલી વાત સાંભળીને હસ્યો. અબુલ અબ્બાસે અતિ ઘણો આગ્રહ કીધો ત્યારે જ ભંગી લોકોને બોલાવીને બીક બતાવી તાવી જોયા, પણ કાંઈ ન વળ્યું.

"બાપજી! અમને મતલબ વગર શા સારૂ મારો છો?" અંતે ભંગીઓના મુખીએ કરગરીને કહ્યું. "અમારા હાથમાં આવા રોગ આણવાની શક્તિ શા કારણથી હોય? અમે બાપજી શું કરીએ? અમારા પર નકામો શક ન નાખો."

લોકોએ ભંગીના મુખીનું બોલવું જરા પણ ન માન્યું અને સુલતાનના દેખતાં ખૂબ માર માર્યો: જેની અસરથી તેમનું એકાદ જણ મરણ પામ્યું.

"મહારાજ! માણસની આવરદાની દોરી માણસના હાથમાં નથી." ભંગીઓનો મુખી મૂંઝાઈને બોલવા લાગ્યો. કર્તાહર્તા તો કેવળ કલ્યાણકારી બ્રહ્મ છે. અમારા મોકલેલા રોગ આવતા હોત તો અમારા કુટુંબના જ આદમીઓ રોગમાં ને રોગમાં કેમ મરણ પામતા હશે? મહા મરકી અમને પણ નથી મૂકતી. આજ અડવાડિયાંના અઠવાડિયાં થયાં અમારા વાસમાં પણ અસંખ્યાત આદમીઓ કોગળિયાથી મરણ પામે છે."

"સુલતાન સાહેબ! એ સઘળું અસત્ય બોલે છે." મુખીને બોલતાં અટકાવીને એક આદમી બોલી ઊઠયો. "ગઇ કાલે જ જળાશયમાંથી અડદનાં પૂતળાંઓ તરી નીકળ્યાં છે એનું કેમ? એ ભંગી લોકો વગર કોણે નાખ્યાં હશે?"

"રાજા! એ તો અમે અમારા પાપી પેટને માટે યુકિત કરીએ છીએ." ભંગીઓએ કહ્યું. "વહેમી લોકોના વહેમ વધારવા સારું જ અડદનાં પૂતળાંઓ કરીને જળાશયમાં અમે નાખીએ છીએ. એટલે ગાંડા લોકો ગભરાય છે. અને અમને પાંચ પૈસા આપીને રીઝવે છે. આવા પ્રપંચથી બાર મહિનાના અમને રોટલા મળે છે અને કાળમાંથી અમારાં બાળ બચ્ચાંઓ ઊગરે છે અન્નદાતા!"

આવી રીતે ખરેખરો ખુલાસો કરવાથી તથા ઘણી લાચારી ગાયાથી લોકોની મરજીથી મહમૂદે સઘળા ભંગી લોકોને જતા મૂકયા.

મહમૂદનું મન હવે ઉદાસ થયું. લડાઇથી અને મરકીથી તેના ઘણા માણસો મરી ફીયવાને લીધે ગઝની જવાની તેણે મરજી બતાવી. વર્ષાઋતુ ઊતરવાને પણ હવે વિલંબ નહોતો; તેથી તેણે ગુજરાતનું રાજ્ય ચામુંડરાયના વંશના કોઇ વીર પુરુષને સોંપીને વતન સિધાવવાનો વિચાર કીધો; પરંતુ રાજ્ય કોને સોંપવું? એની મોટી પંચાત પડી. ઘણા લોકોએ વલ્લભસેનનો પક્ષ ખેંચ્યો. મહમૂદના મંત્રીઓમાં પણ મતભેદને લીધે તડાં પડયાં. વલ્લભ રાજ્ય કરવાને લાયક છે, તે એકવચની અને ટેકી છે. એવો મત તેનો પક્ષ તાણનારાઓએ મહમૂદના આગળ જાહેર કર્યો. મહમૂદ મોટા ગૂંચવાડામાં પડયો તેથી પ્રજામત જાણવાની તેણે મરજી બતાવી. બન્ને પક્ષના માણસોએ સુલતાનના સલાહકારોના તથા મંત્રીઓના પૈસા વડે મ્હોડાં ભાંગી નાંખ્યાં અને પોતપોતાના પક્ષમાં લીધા. અબુલ અબ્બાસ દુર્લભ-

સેનના પક્ષમાં ભરાયો. આવી રીતે અરસપરસ મમત વધી પડયા. સુલતાન મહમૂદે એક મોટો દરબાર ભરીને ગુજરાતની ગાદી કોને હવાલે કરીને ગઝની ઊપડી જવું એવો સવાલ પૂછયો.

"રાજ્ય કરવાને નિપૂણ અને આપનો બોલ ઉપાડવાને યોગ્ય તો દુર્લભસેન છે. તે ખુશીથી આપ ઠરાવો એટલી ખંડણી આપશે અને મુદ્દતસર ગઝની મોકલશે. વળી તે આજ્ઞામાં પણ અંતની ઘડી સુધી રહેશે." ભૂદેવોએ સુલતાનને ભલામણ કરી.

"મહારાજ! પાટવી કુંવર તો વલ્લભ છે." વલ્લભસેનના પક્ષવાળાએ ઉત્તર વાળતાં કહેવા માંડયું. "ગાદી પર તેનો ખરો હક છે. પ્રજા તેને ગાદી પર બેઠેલો જોઈને પ્રસન્ન થશે. તે વિવેકી, એકવચની છે. બોલેલું વેણ લોપે એવો એ પુરુષ બેવચની નથી. વીર, ધીર અને પ્રતાપી પુરુષ છે. તો અમારો સઘળાનો એવો વિચાર છે કે વલ્લભસેનને પાટ પર પધરાવો."

"એમ કદાપિ બને નહિ." અબુલ અબ્બાસ બોલ્યો. "વલ્લભડો છે પણ અમારી વિરૂદ્ધ ટોળીનો છે. સુલતાન સામે થઇને તેણે અને બીમે અંતની ઘડી સુધી અમને હેરાન કીધા છે. એ આવીને અમને અત્યારસુધીમાં નમ્યો નથી, તેમ રાજ લેવાની મરજી પણ જાતે આવીને જાહેર નથી કરી. એવા અભિમાની અને અમારી સત્તા સામે થનારા પુરુષને આવી મોટી ગાદી ન સોંપાય."

"ખરું છે વજીર સાહેબ!" વિપ્રો બોલ્યા. "દુર્લભસેન દયાળુ અને દગાનો દુશ્મન છે. તે નીતિમાન, ધર્મી અને વિપ્રોના વચને વરતનારો વિવેકી ભડવીર છે. સંસારત્યાગ કરીને દેહનું કલ્યાણ કરવા સારું સિદ્ધપુરમાં ગયો અને રાજપાટ લેવાની પરવા કે લાલચ

પણ તેને નથી. ખાય છે વનમાંથી વનફળ વીણી લાવી અને નિર્મળ ઝરણાંનું નિર ખોબલે ખોબલે પીએ છે અને ખુશીઆનંદમાં રહે છે. કર તો જેનું પાત્ર છે, પહેરવા ઓઢવાને તો જેને વલ્કલ છે અને શયન કરવાને જેને પવિત્ર ભૂમિ પર પડેલી પત્થરની શિલાઓ છે. મૃગનાં બચ્ચાં ભય રહિત બનીને જેની આસપાસ કૂદી રહ્યાં છે, વાઘ વરૂનો તો જેને ભય નથી, માયાનો મોહ નથી અને "શિવ તુહીં તુહીં" એવા શબ્દો જેના મુખમાંથી સદાય નીકળ્યા કરે છે એવા પરમ પુરુષને રાજ્યપાટનું શું કામ છે? શું છે આ અસાર સંસારની માયામાં તેના મનથી સુખ? દુઃખ, દુઃખને દુઃખ એવા પુરુષો આ દુનિયામાં દેખે છે. તેઓ વસ્ત્રાલંકાર પર રુચિ નથી રાખતા પણ ભસ્મ ઉપર ઘણો ભાવ રાખે છે. રાજ્ય મહાલયમાં રહેવાની રુચિ રાખતા નથી પણ ગરબડ વગરની ગંભીર ગુફાઓની અંદર જીંદગાની ગાળવાની ઊલટ રાખે છે. સારું સારું સ્વાદિષ્ટ ખાવાને જેને સ્નેહ નથી પણ દેહ ભાડું આપવા માટે મળ્યું તે પર મોજ રાખીને સંતોષ માને છે. સગાંવ્હાલાં અને સંસારની સગાઇને મિથ્યા માનીને, સદાય શંકર ઉપર મમતા અને સ્નેહ રાખે છે. આવા મહાત્માઓને મન આ ત્રણ લોકનું રાજ્ય કશી ગણતરીમાં નથી, પરોપકાર એ જ એવા પુરુષોનો પુરુષાર્થ છે. એવા સઘળાં ઉત્તમ ગુણ દુર્લભસેનમાં છે. રાજપાટ ઉપર એને રાગ નથી પણ પ્રજા રક્ષણ કરવાના અને પરોપકાર કરવાના લોભથી જ જો અમે ગાદી પર બેસવાની અરજ ગુજારીએ અને આપ અતિ આગ્રહ કરો તો જ આનાકાનીએ ગાદી લેશે. દુર્લભસેન આપના વચનનું ઉલ્લંઘન કદાપિ ન કરે."

"સાહેબ દુર્લભસેન દયાળુ નથી પણ દંભી પુરુષ છે." વલ્લભસેનના પક્ષવાળાએ કહ્યું. "ગાદી પર આવીને ગુજરાતની

પ્રજાને રંજાડશે પણ રાજી કરી શકશે નહિં. રૈયતનું જોઈએ એવું રક્ષણ કરવાની શક્તિ કે પ્રજાપ્યાર મેળવી લેવાની પ્રબળતા નથી. દેહની સઘળી એબ ઢાંકી દેવાને અને રાજ્ય મેળવવાને આવી યુક્તિ કરી છે એ આપ કદાચ નહિં જાણતા હો. પ્રજાપ્યાર તેના પર નથી, કરેલી પ્રતિજ્ઞા પાળવાનો શુભ ગુણ તેનામાં નથી, આપના ભયથી અને પ્રજાની પ્રતિજ્ઞાથી સંસારત્યાગ કરવાનો ખોટો ડોળ ધરીને દુર્લભસેન સંતાયો છે.”

“સુલતાન ! ગાદી પર એવો રાજા આવવો જોઈએ કે જેના પ્રબળ વડે જ પ્રજા પ્રસન્ન થાય અને આપણી આણ માને.” વડા મુલ્લાજી વલ્લભનો પક્ષ પકડીને બોલવા લાગ્યા. “વલ્લભસેન ઇમાની છે, આપેલો કોલ અંતની ઘડી સુધી રદ કરે નહિ એવો એ એક-વચની છે. તમારા તાપને લીધે કદાચ સલામે આવવાનું બન્યું નહિં હોય એ સંભવિત બિના છે. માટે સઘળા ગુન્હા માફ કરીને લાયક યુવરાજ વલ્લભને ગુજરાતની ગાદી સોંપો તો સારું.”

બન્ને પક્ષની પ્રબળતા જોઈને સુલતાન મોટા વિચારમાં પડયો પણ અંતે બહુધામતે એમ મુકરર થયું કે બેમાંથી જે વધારે ખંડણી ભરવાને હા ભણે, આવીને નમે અને ઠરાવેલા ઠરાવો પાળે એને જ ગુજરાતની ગાદી સોંપવી. મહમૂદના મતને મસલતિયાઓ મળતા આવ્યા એટલે આવો નિર્ણય કરીને દરબાર બરખાસ્ત થયો. હવે બન્ને બાજુના આબરૂદાર માણસો પોતપોતાનું કામ સરંજામ ઉતારવાને ઉલટથી મંડયા. દુર્લભસેનને સમજાવીને પાછો સુલતાનને આસરે આવવાની વિનંતિ કરવાને અબુલ અબ્બાસના જોર પર કૂદીને સિદ્ધપુર ભણી સત્વર સિધાવ્યા.

વલ્લભને તેના પક્ષકારોએ સારી પેઠે સમજાવ્યો પણ તે રાજપુત્ર ન સમજ્યો અને તુચ્છકારથી તેણે જવાબ દીધોઃ—" મારી શાણી પ્રજાના આગેવાનો ! તમે ચિત્તમાં મને વધારે ચાહો છો, તમારી પ્રીતિ મારા ઉપર પૂર્ણ છે. મને ગાદી પર બેસાડવાની તમારી સોળેસોળ આના મરજી છે એ હું સારી પેઠે સમજુ છું પણ આવી હલકી, એક ક્ષત્રિબચ્ચાને નહિ છાજતી કબૂલાતો મારાથી કેમ આપી શકાય ? રાજ્યગાદી પર મારો હક છે. તેથી મારામાં શક્તિ હશે અને ઈશ્વરની કૃપા મારા પર હશે તો મોડીવહેલી પણ ગાદી મેળવીશ; પરંતુ રાજ્યના લોભમાં આપ મતલબના મુસલમીનોની આગળ આવીને યશસ્વી ચામુંડરાયનો યુવરાજ :વલ્લભ નમે ? રાજ્યને માટે કરગરે ? પૂર્વનો સૂર્ય પશ્ચિમમાં ઊગે, ધરતી રસાતાળ જાય પણ એ ન બને એ તમારે નક્કી માનવું. પ્રતાપવાન ક્ષત્રિયપુત્ર મહમૂદની પાસે આવીને દીન વચન ઉચરી તાબેદારી કબૂલ કરે, શત્રુ પાસે શીશ નમાવે, ઈતિહાસની અંદર અપકીર્તિ જળવાઈ રહે એવી ચાલ ચલાવે એ બનવું અસંભવિત છે. તમારી મમતા મારા ઉપર છે એ જાણીને હું આનંદ પામું છું. મને ખાત્રી છે કે મારી પાસે હવે મહમૂદને નમવાની, અણગમતી વાત તમે ઉચ્ચારશો નહિ. "

આવી રીતે વલ્લભના પક્ષકારોનું કાંઈ વળ્યું નહિ તેથી તેઓ અણહીલવાડ ભણી પાછા વળ્યા; પણ દુર્લભસેનના પક્ષકારોએ પોતાનું કામ ફત્તેહમંદી સાથ પાર પાડયું. દુર્લભસેન મહમૂદના વિચારથી માહિતગાર થયો અને જોઇતું હતુ તેવું વૈદે કહ્યું તેથી ઘણો ખુશી થયો. રાજપાટ મેળવવાની આશામાં અને વિચારમાં તે બેઠો હતો, ત્યાં જોઇએ એવી વધામણી મળી તેથી અતિ વેગવડે પોતાનો ભગવો વેશ બદલીને અણહીલવાડ પાટણમાં આવીને ઊભો રહ્યો. અબુલ અબ્બાસે મહમૂદની સાથે દુર્લભસેનની મુલાકાત કરાવી

આપી. મહમૂદ તેને મમતાથી મળ્યો અને દુર્લભસેને દીન વચનથી સુલતાનની ક્ષમા ચાહી, તે સુલતાને શાંત મનથી આપી. સુલતાનની સઘળી શરતો દુર્લભે સ્વીકારી. મહમૂદનું મુરબ્બીપણું માન્ય કીધું અને તેની તરત ખાતરી કરવા સારૂ કમરે લટકાવેલી તરવાર ઘોડાના મુખ આગળ ધરી. તે મોટી મમતાથી સુલતાને તેના હાથમાં સોંપીને મુલાકાત પૂરી કરી.

બીજે દહાડે બડી ધામધૂમથી દુર્લભસેનને ગાદી પર બેસાડવાની ક્રિયા મહમૂદે પોતા હાથે કરી અને ગુજરાતની અંદર દુર્લભસેનના નામની દુહાઈ ફેરવી. પ્રજાએ ઊલટની કશી નિશાની બતાવી નહિ. ન કીધો આનંદ ઉત્સવ કે ન કીધી એ પ્રસંગને છાજતી કશી ધામધૂમ. પ્રજામત ભીમ અને વલ્લભની તરફ ઢળતો હોવાથી ધામધૂમ વગરની લૂખીપાખી રાજ્યભિષેકની ક્રિયા થઈ તે સુલતાન અને દુર્લભસેને નજરે દીઠી. રાજ્યાભિષેક કરાવતી વેળાએ ભૂદેવોએ હોમહવન કરાવ્યા અને દમ વગરના દુર્લભ પાસેથી દક્ષિણાને બહાને ખૂબ દામ પડાવ્યા. દુર્લભે તેના પક્ષકારોનું દારિદ્રય દૂર કરવાનુ જે પણ લીધું હતું તે પાળ્યું. મહમૂદ ગઝનવીને મનમાનતો નજરાણો મળ્યો. તેના મંત્રીઓને પાનસોપારી અને મિઠાઈને નામે ખૂબ સત્તા મળી. તેથી સર્વેના મ્હોડાં ગળ્યાં થયાં.

દુર્લભસેન ગાદી પર બેઠો તો ખરો પણ તેના મનમાં વસવસો હતો કે મહમૂદ ગઝની ભણી ફરશે કે 'પાછળથી વલ્લભ અને ભીમદેવ પોતાનો વિચાર પાર પાડશે, પ્રજા બળવો કરશે અને મને પદભ્રષ્ટ કરશે. મારા કરતાં વલ્લભનો પક્ષ પ્રબળ છે, મારા કરતાં રાજ્યપાટ ચલાવાની શક્તિ તેનામાં વધારે મોટી છે. દુર્લસેનની આવી ચિંતા સાચી હતી, તેથી તેણે મનની સઘળી વાર્તા વડા વજીરને કહી.

"વલ્લભસેન જ્યાં સુધી વનવગડામાં છૂટો ફરે છે ત્યાં સુધી દુર્લભને જળજંપવા નહિ દે. આપણે અણહીલવાડમાંથી કૂચ કરશું કે વલ્લભ તથા દુર્લભ ભીમ ઉપર ધસી આવશે. માટે વલ્લભને પકડીને દુર્લભના હાથમાં સોંપો અગર તેનો અમલ જામે ત્યાં સુધી આપણી સેના તેના રાજમાં રાખો." વજીરે દુર્લભની વતી મહમૂદ સુલતાનને વિનંતિ કરી.

"એ સઘળું તો જાણે ઠીક પણ મૂળમાં વલ્લભસેનને પકડવાના જ વાંધા છે. સિંહને પકડવાને ગમે એટલાં છટકાં નાખો પણ અંતે તે છટકી જવાનો; હજાર વાતે હાથમાં ન આવે." મહમૂદે કહ્યું.

"મહારાજ! એ વાતની ચિંતા તમે મૂકી દો; કારણ કે પ્રપંચથી વલ્લભને પકડવાની દુર્લભે પેરવી પણ કરી મૂકી છે અને તે નક્કી પાર પડશે." પ્રધાને પ્રત્યુત્તર વાળ્યો. "ખરું છે કે દગા વગર દુર્લભના હાથમાં યુવરાજ વલ્લભસેન આવનાર નથી અને બળાત્કારથી અથવા સામા થવાથી એ કામ સલામત ઊતરે એવું નથી, એથી હવે આપની આશા પર સઘળો આધાર છે."

"વજીર! તમારો વિચાર જોખમ ભરેલો છે." મહમૂદે મંત્રીને કહ્યું. વિશ્વાસઘાત કરવો એ મહા પાપ છે અને એવું પાપી કામ તો હું કદી નથી કરવાનો."

"મહારાજ! એમાં કાંઈ આપણે લેવાદેવા નથી." ક્ષત્રિ બોલ્યો. દુર્લભનાં કર્યાં દુર્લભ ભોગવશે. અપકીર્તિ એની થશે કે પોતાના ભાઈને વિશ્વાસઘાત કરીને પકડી લીધો. આપણે તો બનશે ત્યાં સુધી દૂર રહીને સઘળો તમાસો જોયા કરશું."

"મંત્રી! આવા કામમાં તું મારી સલાહ ન લે. તું જાણે અને દુર્લભ જાણે," મહમૂદે કહ્યું.

મંત્રીને આ પ્રમાણે મહમૂદે સરમુખત્યારપણું આપવાથી દુર્લભ ખુશી થયો અને પોતાના ભાઈ વલ્લભને પકડવાનું છટકું માડયું. અંગના પાંચ પચીસ માણસો હતા તેમને પઢાવીને મોકલ્યા કે વલ્લભસેનને ગમે તેમ સમજાવીને મારી સાથે વાતચીત કરવાને બ્હાને પકડી આણવો. વલ્લભ થોડાંક માણસો સાથે મૃગયા રમવાને વનમાં નીકળેલો છે એવી તક સાધીને દુર્લભના દગાખોર માણસો તેની પાસે જઈ પહોંચ્યા. તેઓએ વલ્લભને સઘળી વાત વિદિત કરીને અણહીલવાડ એકાએક આવવાની વિનંતી કરી. પોતાનો ભાઈ બોલાવે છે એવું જાણીને પોતાના ઘણા માણસોને સાથે લીધા વગર રાતની વેળાએ છડેછડો અણહીલવાડ આવવાને વલ્લભસેન નીકળ્યો. અણહીલવાડ નજદીક આવ્યું એટલે દુર્લભના માણસોએ ખરી વાતથી વલ્લભને જાણીતો કીધો એથી યુવરાજ ઘણો ગભરાયો પણ સઘળો ગભરાટ છૂપો રાખીને ખેદ સાથે મનમાં વિચારવા લાગ્યો. "વિશ્વાસ આપીને વલ્લભને દુષ્ટ દુર્લભે દગો દીધો? ફંદામાં ફસાવ્યો? વિશ્વાસઘાતી મહાપાપી એ કહેવત દુષ્ટ દુર્લભને યાદ ન આવી? ક્ષત્રિ બચ્ચાને ન છાજે એવી તેણે ચાલ ચલાવી? રાજ્યને માટે ભાઇએ મને રડાવ્યો? અને આ અવસ્થાએ પહોંચાડયો? ધિઃક્કાર છે એ કંગાળને. તેનુ મ્હોડું જોવું પણ યોગ્ય નથી."

આવી રીતે વલ્લભને પકડીને મહમૂદની હજૂરમાં લઇ આવ્યા. પણ વલ્લભ નમ્યો નહિં. મહમૂદે વલ્લભને પોતાની સાથે ગઝની લઈ જવાનો વિચાર કીધો પણ વલ્લભની પક્ષના લોકોએ ઘણી આજીજી કરીને દુર્લભસેનને સોંપવાની અભિલાષા બતાવી.

"મારો વિચાર વલ્લભને પીડવાનો નથી, ગઝની લઈ જઇને દુઃખ દેવાનો નથી પણ વલ્લભ ઉપર દુર્લભ પોતાનું ખાનગી વેર

લેશે એવો મને વિચાર આવવાથી તેને સાથે લઈ જવાનું મુકરર કર્યું હતું. પણ જ્યારે તમારો વિચાર એવો જ છે તો હું વલ્લભસેનને તમારી માગણી મુજબ દુર્લભસેનના હાથમાં સોંપુ છું." એમ કહીને મહમૂદે વલ્લભસેનને દુષ્ટ દુર્લભના હાથમાં સોંપ્યો.

હવે કંઈ કામ ન હોવાથી સઘળી તરેહની તૈયારી અને પાકો બંદોબસ્ત કરીને સુલતાન મહમૂદની સબળ સેના ગઝની જવાને સારૂ અણહીલવાડને છેલ્લી સલામ કરીને પોતાના રસ્તે પડી. દુર્લભસેન અને તેની પક્ષના લોકો કેટલાક ગાઉ સુધી મહમૂદને મૂકવા ગયા; અને સુલતાનની સેના સ્વદેશ જવાની ઊલટથી સિંધને રસ્તે પડી.

દુર્લભસેનનું વેતરેલું ભવિષ્ય ખરું પડવાની નિશાનીઓ તરત દેખાણી. મહમૂદનાં પગલાં ગઝની ભણી થયાં કે પાછળથી બળવાના ચિન્હ માલમ પડયાં. વલ્લભને કેદ પકડી સતાવવામાં મણા ન રાખી. એક અંધારા ઘણા કાળના અવાવરું ભોંયરામાં ભૂખ્યો તરસ્યો વલ્લભને ગોંધી રાખીને દગાખોર દુર્લભસેને વેર લેવાની તજવીજ કરી અને તેના પક્ષકારોએ પ્રજા ઉપર પાર વગરનો જુલ્મ વરસાવવો શરૂ કર્યો. આવું સખ્ત સંકટ પ્રજાથી સાંખી શકાયું નહિ તેથી એકાએક મોટા પાયા પર બળવો સળગ્યો. તેમાં સઘળી પ્રજા સામેલ થઇ. સેનાનાં સિપાઇઓએ વલ્લભનો પક્ષ સ્વીકાર્યો. દુર્લભનાં પૂંછડાંઓનું કશું જોર ન ચાલ્યું અને ખુશાલીના અવાજ સાથે વલ્લભને બંદિખાંનામાંથી મુકત કરીને ગુજરાતની ગાદીપર પ્રજાએ બેસાડયો. દુર્લભસેન વલ્લભની સાથે દગો રમ્યો છે એવું જાણીને પ્રજાએ તેના પર ફિટકાર વરસાવ્યો અને જે ભોંયરામાં વલ્લભને કેદ કરીને વલે પાડી હતી તેમાં જીવતાં સુધી સડવાની દુર્લભસેનને વેળા આવી! જે માણસ બીજા માણસનું બૂરુ ચાહે છે તેનું બૂરુ થાય છે. અન્યાયી

પુરુષ કદાપિ ફતેહ મેળવતો નથી. અધિકારના મદમાં આંધળા થયેલા અધિકારીઓ રાજ્યલોભ સારુ ન કરવાનાં કામ કરે છે અને સગાં વ્હાલાં તથા સ્નેહીઓને સતાવવામાં પણ કાંઇ હરકત નથી જોતા તેમના હાલ કેવા થાય છે તે આપણે ઉપર જોઈ ગયા છીએ. વલ્લભસેન પ્રજાનો વ્હાલો ભૂપાળ થઇ પડયો અને પ્રજાના લાભ સાચવવાની પ્રતિજ્ઞા લઇને પાટ ઉપર બેઠો એ અવસરે આનંદમાં આવીને પ્રજાએ જય જય શબ્દ ઉચ્ચાર્યા અને આખી અણહીલવાડ નગરીમાં આનંદ ઉત્સવ તથા રાગરંગ થઇ રહ્યો.



## ૧૧

ઉદ્યોગ, ઉત્સાહ અને ઈશ્વરકૃપા વડે મનુષ્ય વિકટ કામ બજાવી શકે છે. ઉદ્યોગ અને ઈશ્વરકૃપા આગળ ગમે એવું મહાભારત કામ પણ વિસાતમાં નથી. સુલતાન મહમૂદે માથે ઊઠાવેલું મોટું કામ, ઉદ્યોગ, ઉત્સાહ અને ઈશ્વરકૃપાથી અંતે ફતેહ કીધું અને તેનો મોટો લોભ શાંત થયો; એ આપણે જોઈ ગયા.

સોમનાથ લૂંટવાનું કામ આવી રીતે સિદ્ધ કરીને ગુજરાતમાં બહુધા કીર્તિ ગજાવીને તેમજ અનર્ગળ દોલત એકઠી કરીને સુલતાન મહમૂદ સબળ સેના સહિત ગઝનીને રસ્તે ચડયો. સ્વદેશ જવાનું સાંભળીને ઇસ્લામીઓ સંતોષ પામ્યા. અને ઘણા દહાડે ઘેર જવાનું થયું તેથી ઘણા ઉત્સાહભેર પોતાના વતન ભણી વળ્યા. આવી રીતે ઘેર જવાના આનંદમાં સઘળા ઇસ્લામીઓ રસ્તો કાપતા હતા, પણ સુલતાનના મનમાં ભય હતો કે ભીમ બાણાવળી માર્ગમાં મળ્યા વગર રહેશે નહિં. આ ભય આગળ જતાં ખરો પડયો; જે માર્ગે થઈને મહમૂદની બળવાન સેના ગઝની જવા નીકળી તે જ રસ્તો ભીમ અને અજમેરનો નવો અધિપતિ વિશળદેવ મોટા સૈન્ય સહિત રોકી બેઠા હતા.

# સોરઠી સોમનાથ

અજમેરની તેમ જ સોમનાથની ભયંકર લડાઈમાં મહમૂદની સેનાનો મોટા ભાગનો નહિ પુરાય એટલો નાશ થયો હતો. ઘણી લડાઇ લડવાથી તેના લડાયક સિપાઇઓ કાયર થઇ ગયા હતા તેથી આ બન્ને બળવાન અધિપતિઓની સામે જંગ મચાવવાનું જોખમ ઉપાડી લેવાને બદલે સિંધુ ભણીનો રેતીથી ભરેલો નવો રસ્તો શોધી કહાડયો. જાણીતો, સહેલો અને સીધો રસ્તો છોડી દઇને અજાણ્યા, આડકતરા અને ઉજ્જડ માર્ગે જવાને તેના મંત્રીઓ મુદ્દલ રાજી ન થયા અને મનમાં ઘણા મૂંઝાયા પણ કરે શું? બીજો ઉપાય ન હોવાથી ઉજ્જડ પણ શત્રુના ભય વગરનો રસ્તો પસંદ કર્યા વગર છૂટકો નહોતો.

આવી રીતે આર્ય અધિપતિઓ એકતાથી મહમૂદની સામે પ્રથમથી જ થયા હોત તો હિન્દની એવી અધમ હાલત થાત? મુસલમીનો અને બીજા યવનો પગ મૂકવા પામત? યવનો હિન્દુઓના દેવને અપમાન આપત? હિન્દુઓનાં દેવદેવળો ભોંય ભેગાં થાત? એક તસુ જમીન એમના હાથમાં આવત? એકતાથી એ સઘળુ કરી શકાત પણ આર્યોમાં આ ખરા ખરીને વખતે એ શુભ ગુણની ખામી હતી. એ ખામીને લીધે સઘળું સંકટ આર્યોને સહન કરવું પડયું હતું તેમાં કોઇનો નહિ પણ તેમનો પોતાનો જ વાંક હતો.

ભય ભરેલી નવી વાટ કાપતાં સકળ સેના ભૂલી ન પડે તે સારૂં સુલતાને એક હિન્દુ ભોમિયો સેના સાથે લીધો હતો. તે વાતચીત કરવામાં ચાલાક હોવાને લીધે માર્ગની અંદર મહમૂદને ઘણો કામનો થઇ પડયો. એ હિન્દુ ભોમિયાથી મહમૂદના જાણવામાં આવ્યું કે સિંધના લોકો ઘણા વહેમી અને જંગલી સ્વભાવના છે. નદીનાળાંમાં રહેતા મગરો અને માછલાંઓની ઘણા સિંધી લોકો

પૂજા કરે છે! માનતા માને છે અને ભાવસહિત ભક્તિ કરે છે! એ લોકો પોતાને હિંદુ કહેવરાવે છે પણ માંસ ખાય છે અને અધમ અવસ્થામાં પોતાનું આયુષ્ય ગાળે છે. તેમને અને તેમના પૂજ્ય મગરોને છેડનારા લોકો ઉપર તેઓ છંછેડાય છે, ત્યારે સિંહની પેઠે તૂટી પડીને જીવ લીધે છૂટકો કરે છે. નાના મોટા મગરો નદી અથવા તળાવના કિનારા પર જ્યારે આવે છે ત્યારે ફળફૂલથી અને કુમકુમથી તેમને વધાવે છે, સોનારૂપાનાં વાસણોમાં મિષ્ટ પકવાન્નો તેમના મ્હોડાં આગળ ધરે છે અને મુસીબત વેળાએ માણસોના તથા જાનવરોનાં બલિદાન દઈને જંગલી લોકો પોતાની માનતા પૂરી કરે છે? હજારો સિંધી લોકો મગરોનાં દર્શન કરવાને મોટા ભાવવડે દૂર દેશાવરથી દોડી આવે છે અને એવાં તળાવો પર વરસની અમુક મોસમમાં મેળા ભરાય છે. તેમાં કોઇ કોઈ વાર એટલાં તો માણસો ભેળાં થાય છે કે મોટા જોશમાં મરકી ફાટી નીકળે છે અને આસપાસના મુલકમાં મોટી હાનિ કરે છે. માણસોની સાથે મગરો એટલા તો હળીમળી રહેલા હોય છે કે તેઓ મનુષ્યોને ઘણું નુકશાન કરતા નથી. સિંધી લોકો મગરોને કીંમતી ઘરેણાંગાંઠાં પહેરાવે છે અને મોટા જતનથી જંગલી મગરોને જાળવે છે.

ભોમિયાને મ્હોડેથી મગરને માનનારા મૂર્ખ લોકોની આવી અદ્દભુત વાર્તા સાંભરીને સુલતાન મહમૂદ અને તેના માણસો આશ્ચર્ય પામ્યા. અત્યંત ઐશ્વર્યવંત ઇશ્વરની આરાધના કરવાને બદલે પશુ પંખી અને પ્રાણની ભક્તિ તથા પૂજા ભોળા લોકો ભાવથી કરે છે એ મહા પાપ ભરેલું પગલું છે; પણ જંગલી, બુદ્ધિશૂન્ય લોકો પાપપુણ્યમાં શું સમજે? ધર્મઘેલા લોકો છતી આંખે પોતાના અવગુણ જોતા નથી.

મહમૂદે શોધી કહાડેલા રેતીને નવે રસ્તે પણ ઉજ્જડ મેદાન આવી નડયું; તેથી મહમૂદની અને તેની સેનાની મુસ્કેલી વધી પડી. એ રેતીના રણમાં રેતીના ઘણાં મોટાં તોફાન થાય છે. વંટોળિયા એટલા જોરથી ઊંચે ચઢે છે અને તેને લીધે તપેલી ઊની રેતી એટલી ઊંચે ઊડે છે કે ભૂલા પડેલા અભાગિયા મુસાફરો ઘણી વાર જીવતાં જીવંત આ રેતીના ઢગલા તળે દટાઈ જાય છે! અને પાણી પાણી કરતા પ્રાણીઓના પ્રાણ પળમાં ઊડી જાય છે. એવાં રેતીનાં વિકટ રણમાં મહમૂદની સેના આવી પડી. પાણી પાણી કરતાં ઘણા શૂરા સિપાઈઓ અને ભાર ઉપાડનારાં જાનવરો ભોંય પર પડવા લાગ્યાં. લોઢું તપે એવી ભોંય તપેલી હોવાથી પગ મુકાય નહિં. ઝાડ પાનનું નામ મળે નહિ. અને તોફાની પવન તો કહે મારું કામ. તપેલી રેતી ઊડવાથી આંધીની પેઠે આસપાસ થઈ રહ્યું, પાણીનાં ઝાંઝવાં પેખીને પતંગિયાંની માફક પાણીની આશાએ દોડવા લાગ્યા પણ જાય ત્યાં તો ધુમાડાનાં બાચકાં.

પાણીબાણી મળે નહિ! ઊંચે આભ અને નીચે ગરમ લાલચોળ થઈ રહેલી રેતી. વાવટોળ અને પાણીની વેદનાથી વિપત્તિનો વરસાદ વરસી રહ્યો! અધૂરામાં પૂરું અગણિત ઘોડાઓનો ઘાસદાણો પણ ખૂટી પડયો. માઠા ભાગ્યે આ કરતાં હજુ વધારે વેદના વેઠવી હશે તેથી નવો માર્ગ મેળવતાં ભોમિયો ખરો માર્ગ ભૂલ્યો તેથી ત્રણ દહાડા અને ત્રણ રાત સુધી મહમૂદની સેનાને આડે રસ્તે ઘસડી ગયો! તેને લીધે કદી નહિં ભુલાય એવું માઠું પરિણામ નિપજ્યું.

સેંકડો સિપાઈઓ સહન ન થઈ શકે એવી ગરમીથી અને તૃષ્ણાથી આકુળ વ્યાકુળ થઈને મરણ પામ્યા. પ્રાણીઓ રણના મેદાનમાં અધવચ્ચ રસ્તે તરફડીને અકાળ મૃત્યુ પામ્યાં. એ જોઈને મહમૂદના મનમાં ઘણું લાગી આવ્યું. તેણે પણ જીવવાની આશા

મૂકી અને ભોમિયા ઉપરથી પોતાનો ભરોસો ઉઠાડી લીધો. તેના પર જાણી જોઈને આવે આડે રસ્તે લાવવાનો દોષ મૂકીને દારુણ દુઃખ દેવા માંડયું. તેથી હિન્દુ ભોમિયો અંતે સાચેસાચું માની ગયો કે:—

"હું ભોમિયો નથી પણ સોમનાથનો પૂજારી છું, મુસલમીનોએ સોમનાથના દેવળને હરકત કરી તથા મૂર્તિ તોડી નાખીને હિન્દુઓના દેવળને અપમાન આપ્યું, તેનું વેર લેવાને મેં આવી તરેહનો યત્ન કર્યો હતો."

હિન્દુ ભોમિયાની વાત સાંભળીને મહમૂદનો મિજાજ હાથથી જતો રહ્યો અને તત્કાળ રીબાવીને મારવાની તાકીદ આપી.

"સુલતાન! હું મરવાને સારું તો તારી સાથે સાથે આવ્યો છું." ભોમિયો મરવાનો ભય મેલીને અંતની ઘડીએ બોલ્યો. "મારા મનમાં મરવાનો ભય નથી, એવો ભય હોત તો હું તારી સાથે આવત નહિ. મારી મતલબ મુસલમીનોને મારીને મારું વેર લેવાની હતી. એ મતલબ મેં પાર પાડી છે! હવે હું તારા હાથે મરીને શાંતિ પામીશ!"

સુલતાનથી ઝાઝીવાર સુધી ભોમિયાના તીખા શબ્દો સાંભળી શકાયા નહિ તેથી તરવાર વતી તરત જ તેના ટુકડેટુકડા કરાવીને ફેંકી દીધા. થોડીવાર તરફડીયાં માર્યાં ન માર્યાં ત્યાં તો હિન્દુ ભોમિયાના રામ રમી ગયા અને તેના શબના કકડા કૂતરાં, કાગડા અને સમળાં તાણી ગયાં. તે જોઈને સુલતાન અને તેની સાથેના સઘળા ઈસ્લામીઓ શાંત થયા.

બપોરનો કડકડતો તાપ અને બળતી લાહ્ય મટીને હવે સાંજનો શીતળ સમય થવા આવ્યો. સવિતાનારાયણ પોતાનાં સોનેરી કિરણો

સંકલીને પશ્ચિમ ભણીના દૈવી દરવાજામાં પસાર થયા અને રણની તપેલી રેતી ધીમે ધીમે ઠંડી પડવા લાગી.

સાંજ પડી એટલે તરત ઇસ્લામીઓને નિમાજ પઢવાનો વખત થયો, તેથી મહમૂદે અને બીજા મુસલમીનોએ મરતાં મરતાં સાંજની નિમાજ પઢવાની શરૂઆત કરી ને આ ભયંકર આફતમાંથી સઘળા ઇસ્લામીઓને ઉગારવાની ખુદાને અંતઃકરણથી અરજ કરી. અરજ પૂરી કરીને નિમાજ પઢી રહ્યા તેવો જ આકાશ ભણી એક તેજસ્વી તારો ખરતો જોવામાં આવ્યો. તે જોઇને વડા મુલ્લાએ સુલતાન મહમૂદને કહ્યું:—

"ખુદાવંત! ખુદાએ આપણી બંદગી કબૂલ કરી છે અને તે આજે આપણે ભરોસાદાર ભોમિયો થયો છે. આ તારો ખર્યો છે તે કાંઇ જ નથી પણ આપણા પવિત્ર પિતા પરમેશ્વરે તે તરફ રસ્તો પકડવાની આપણને ઇશારત કરી છે. માટે જો એ માર્ગ ભણી આપણે જલ્દી કૂચ કરીએ તો મોતના પંજામાંથી ઊગરીએ.

મહમૂદે અને તેના મંત્રીઓએ વડા મુલ્લાની વાત માનીને ખરેલા તારાની દિશા પકડી. સવાર થતાં પહેલાં જ એક સરોવર અથવા પાણીથી ભરેલાં તળાવને કાંઠે સઘળા આવી પહોંચ્યા. એ તળાવનું પાણી નિર્મળ મોતી સરખું હતું. તેમાંથી તેની સકળ સેનાએ અને ઘોડા વગેરે ઘણા જાનવરે પુષ્કળ પાણી પીધું અને જગતકર્તાએ આવી રીતે હજારો જીવડાના પ્રાણ ઉગાર્યા, તે માટે પ્રભુની પ્રાર્થના કરી. તળાવની આસપાસ આવેલી લીલોતરીવાળી અને મનપસંદ ઠંડકવાળી જગ્યાએ આસાયેશ લઈને મહમૂદે પોતાની કૂચ આગળ લંબાવી તો થોડા રોજમાં મુલતાન મ્હોડા આગળ આવીને ઊભું રહ્યું. ત્યાં વધારે વિલંબ નહિ લગાડતાં સિંધુ નદી, આગળની પેઠે

ઊતરીને કૂચ પર કૂચ લંબાવતાં વિજયવંત સેના સહિત ઘણે લાંબે દહાડે પણ સહીસલામત મહમૂદે અને તેની સેનાએ ગઝનીના કાંગરા હોંશભેર જોયા.

પ્રજાએ પરમ પ્યારથી સુલતાનને અને તેની સકળ સેનાને છાજે એવો આવકાર દીધો; અને મોટી ધામધૂમથી મહમૂદે પોતાના મહાલયમાં ઘણે મહિને પગ મૂકયો.

આ અવસરે રમજાન મહિનાના રળિયામણા દહાડા ચાલતા હતા, તેથી બમણી ઊલટથી એ તહેવાર પાળવાનો પ્રજાએ વિચાર કર્યો અને મહમૂદને, તેના કુટુંબના માણસોએ મહેલની અંદર મોતીથી વધાવી લીધો.



# ૧૨

ગઝનીની અંદર રમજાન મહિનાના રમણીય દહાડા આ વખતે ચાલતા હતા તેથી ઘેર ઘેરઆનંદ ઉત્સવ છવાઈ રહ્યો હતો. મહોલ્લાઓ, બજાર, ચૌટા અને પાદશાહી મહેલોમાં દિવસે શાંતિ દિસતી હતી. વણઝવેપાર પડતો મેલીને વ્યાપારીઓ ધંધોરોજગાર દૂર કરી ઉદ્યોગી ધંધાદારીઓ, રાજ્યવ્યવહાર છોડી દઈને રાજ્ય કારભારીઓ સૂર્યોદયથી સાંજ સુધી પ્રભુની પ્રાર્થના કરતા અને ઊંઘતા હતા. સવિતાનારાયણ પશ્ચિમ ભણીના દરવાજામાંથી જેવાં દરરોજ પલાયન કરતા હતા, તેવા જ નાની મોટી વયના ઈસ્લામીઓ હમામખાનામાં ન્હાવાને અને મહજીદોમાં સાંજની બંદગી ગુજારવાને દોડી જતા હતા. એ સમયે ગઝની શહેરમાં લોકોના જબરા ઘોંઘાટથી અને બાંગીઓના બાંગના પોકારથી ગગન ગાજી રહેતું હતું. મસ્જિદોમાં રાતે મોટા પાયા પર રોશની થતી હતી અને મુલ્લાઓ કુરાન વાંચીને ઈસ્લામીઓને ધર્મબોધ આપતા હતા. આખા રમજાન મહિનાની રચના દરરોજની આ પ્રમાણે હતી. સુલતાન મંત્રીમંડળ અને રાજ્યકુટુંબ સહિત કુરાન સાંભળતો અને રમજાન

માસમાં દર જુમ્માની રાતે જુમ્મામસ્જીદમાં આવતો હતો તેથી રમઝાન મહિનાની રમણીય ધામધૂમ નવા વર્ષના પર્વ કરતાં વિશેષ વખાણુતી હતી.

રમઝાન માસમાં ઇસ્લામી લોકો આખો દહાડો અન્નપાણી મ્હોડામાં લેતા નથી અને રોઝા રાખે છે. ઘણા વધારે શ્રદ્ધાવાન ઈસ્લામીઓ તો ગળામાં થૂંક ઉતારવામાં પણ ગુન્હો ગણે છે? સાંજે સવિતાનારાયણ અસ્ત થયા પછી ઝળઝળામાં સુંદર ગ્રહ અને તારા નિરખીને રોઝો છોડવાની તેઓ ક્રિયા કરે છે. દિવસની પેઠે દંતધાવન કરીને નિમાજ પઢવાની ક્રિયા કરી રહ્યા :પછી સારું સારું ખાવા પીવામાં ઈસ્લામીઓ મશગૂલ રહે છે. ગરીબ લોકો પણ ગજા માફક રોજ રોજ સારું સારું કરીને ખાય છે. જમી કરીને તેઓનાં ટોળાં મસ્જિદોમાં કુરાન સાંભળવાને જાય છે! ત્યાં આગળ મરજી મુજબ ઘડી બે ઘડી મુલ્લાના મ્હોડાની વાણી સાંભળીને સહુ પોત-પોતાને ઘેર પાછાં ફરે છે.

પાછલી રાતની ગરબડ ને લોકોના ઘોંઘાટથી ગઝની શહેર ગાજી રહેતું હતું. જુમ્મા મસ્જીદના કાંગરા ઉપરથી જેવો બાંગી બાંગ પોકારતો હતો તેવાજ ઇસ્લામીઓ નિદ્રામાંથી જાગતા અને ક્રિયા કર્મમાં મશગૂલ રહેતા હતા; અને તે મસ્જીદમાં નિમાજ પઢવાને જતા અને બીજાઓ પોતાના કુટુંબ સહિત પોતાના ઘરમાં જ બંદગી કરતા હતા. બંદગી થઇ રહ્યા પછી કોઈ કોઈ બીજી વારનું ખાણું લેવાને બેસતા અને આખો દિવસ રોઝો રાખીને અપવાસ કરતા હતા.

હમણાં રોઝા મહિનો અથવા રમઝાન માસ ખલાસ થવા આવ્યો હતો તેથી સવાલ મહિનાની ઇદની તૈયારી સઘળે સ્થળે ચાલતી હતી. ગરીબગુરબાં પણ ગજ્યાં પાક પકવાન્ન રાંધી રાખવાનાં

કામમાં રોકાયાં હતા. નવાં નવાં લૂગડાંલત્તાં શિવડાવવાને દરજીની દુકાનો ઉપર મુસલમીનોની ભારે ભીડ મચતી અને દરજીઓને આ રમણીય દહાડા પર કમાણીનો સારો તડાકો પડવાનો સંભવ રહેતો હતો.

સવાલની ઈદની સવારમાં ચાર વાગ્યાથી ગઝનીએ પોતાનું સ્વરૂપ ફેરવીને તહેવારનો ચકચકતો પોશાક ધારણ કર્યો હતો. લોકો બને એટલાં વહેલા ઊઠયા હતા. હમામખાનામાં ન્હાવાને હજારો લોકો હોંશથી જતા હતા. ફકીર અને દરવેશો, તવંગર અને નામીચા ઈસ્લામીઓને ત્યાં તથા સુલતાનના મહાલયમાં ભિક્ષા માગવાને આશાતુર મુખડે જવાની તૈયારીમાં પડયા હતા. દરબારનો દેખાવ આ વખતે દબદબા ભરેલો દેખાતો હતો. રંગબેરંગી અલૌકિક આકારના રાજમહાલયો ઝૂકી રહેલા હતા. તેના ઝરૂખામાં બેસીને સુલતાન ગઝનવી તથા તેના કુટુંબના માણસો સ્વહસ્તે ગરીબ લોકોમાં ખેરાત કરતા હતા. સંખ્યા વગરના ફકીરો અને દરવેશો દરબારના વિશાળ ચોકમાં પંગત બાંધીને બેઠા હતા. તેમને રૂપા તથા સોના-મહોરોનું દાન કરીને સુલતાન મહમૂદ સંતોષતો હતો. ગરીબ વર્ગના ઈસ્લામીઓ પણ પોતપોતાના ગજા માફક આ અવસરે ફકીર દરવેશો જમાડવામાં તથા દાનદક્ષિણા આપવામાં પાંચ પૈસા વાપરીને પુણ્ય કરતા હતા.

દાનદક્ષિણા આપતાં તથા ઈદની સ્વારીનો આડંબર કરતાં દિવસના સાત આઠ વાગી ગયા. હવે સવારી નીકળવાનો વિલંબ નહોતો.

રાજમાર્ગની બન્ને બાજુએ અને મેડી અટારીપર સવારી નિરખવાને મરદ તથા બૈરીઓ ઊલટભર્યા મુખડાથી ઊભાં હતાં. જે રસ્તે થઈને સુલતાનની સવારી આવવાની હતી તે માર્ગે માણસોની

એટલી મોટી ગિરદી મળી હતી કે તેઓના માથાનો જાણે મહાસાગર બની ગયો હોય એવું માલમ પડયું હતુ. નવાં કડકડતાં કપડાં પહેરીને જુવાન અને નાની વયના ઇસ્લામીઓ જુદ્ધ અને તેમાં મેળવેલા જયની વાતો કરતા મલકતે મુખડે ઊભા હતા. ઘરડા અને ઠરેલ સ્વભાવના ગઝનીવાસીઓ ગંભીર ચહેરે જ્ઞાનની વાતો કરતા હતા. બૂરખા વગરની કુંવારી કન્યાઓ અને ગુલાબી ગાલ વાળાં બાળકો ગુલાબી સુરખી ધરાવનારાં યુરોપિયન બાળકો કરતાં પોશાકમાં અને રૂપરંગમાં ફીકાં નહોતાં. બૂરખાવાળી પરણેલી પત્નીઓ ઓઝલની જગ્યો પર બૂરખા વડે પોતાનું મુખ ઢાંકીને સવારીનો ઠાઠમાઠ જોવાને લલચાઈ આવી હતી. તેમની સુંદર કાળી આંખો અને ગોરા ગુલાબી ગાલથી યુરોપની ખુબસુરત સ્ત્રીઓ ઝાંખી પડતી હતી.

ડંકો વાગ્યો અને સવારી ચાલવાની શરૂઆત થઇ. પ્રથમ કદાવર તપખીરિયા રંગના ઊંટની પાયગા આવી પહોંચી. ઊંટોપર સોનેરી સાજ તથા હિન્દુસ્તાનથી મેળવેલો કીંમતી સામાન નાખેલો હતો. કેટલાક તપખીરિયા રંગનાં ઊંટ પર ગગન ગજાવી મૂકે એવાં મોટાં ત્રંબાળુઓ બાંધેલાં હતાં. જેના અવાજથી આસપાસની જગ્યા ગાજી રહેતી હતી. પછી મહમૂદ પયગંબરનું લીલું જરીવાળું નિશાન હવામાં ફરકતું આવ્યું. નિશાન પાછળ કાગરચિત્રા અને ચંચળ ઘોડાઓ ઊપર બેઠેલા કદાવર સિપાઈઓનો ઘોડેસ્વાર રસાલો હતો. એ ઘોડેસ્વારોનો પોશાક મનપસંદ અને દમામવાળો હતો. માથા પર કલગીવાળી ઊંચી ટોપી, તંગ અને ટૂંકો રંગીન ડગલો તથા પહોળો પાયજામો: એ ત્રણ કપડાં તેમનો પોશાક હતો. હથિયારમાં ફક્ત લાંબા ચળકતા ભાલા હતા. જે દૂરથી દુશ્મન ઉપર ફેંકવામાં એ લોકો બહાદૂર અને એક્કા હતા. તે પછી ઘણી ગાડીઓ અને સામા-

નથી લાદેલાં સુંદર ઊંટો ચાલતાં આવ્યાં. એ સામાન હિન્દુસ્તાનની લૂંટમાંથી મેળવેલો હતો; અને ગઝનીના લોકોની નજરે પાડવાનો હેતુ મહમૂદ સુલતાને રાખ્યો હતો. સરસામાનનો રસાલો પસાર થયા પછી પૂર્વ તરફના દેશોમાં વપરાતા—ખોખરા રાગનાં વાજાંનાં અવાજ કાન પર આવવા લાગ્યા. એ વાજાંના અવાજ કઠોર અને નિયમ વગરના હતા. શરણાઈના મનહર શરોદ સિવાય બીજાં વાજાં-ગાજાંમાં વિશેષ વખાણવા જોગ કાંઇ જ નહોતું. ઢોલ, ત્રાંસા અને એવી જ તરેહના વિધવિધ વાજાંનું એકસરખું વાગતું કંટાળાભરેલું અને કાન બહેરા કરી નાખે એવું ઘોંઘાટ ભરેલું હતુ. વાજાં પછી છડીદાર અથવા ચોપદારનો મરદાનગીભરેલો અવાજ આવવા લાગ્યો. તેમના હાથમાં સોનારૂપાની નકશીકામ કરેલી સુંદર લાકડીઓ હતી. તે ખાંધ પર લટકાવીને સુલતાનના મુખ આગળ તેઓ હંમેશાં ચાલતા હતા. આ રિવાજ તેઓ હિન્દુસ્તાનમાંથી શીખી લાવ્યા હતા. "નિગ્રે રખો મહેરબાન, નામદાર સુલતાન આતા હૈ." એવા પોકારની સાથે પ્રજાને સુલતાનનાં દર્શન થયાં. મહમૂદ ગઝનવી અને તેનો પાટવી કુંવર એક દબદબાવાળા અને મૂલ્યવાન સામાનથી શણગારેલા હાથી ઉપર હીરામાણેકથી મઢેલા હોદામાં બેઠા હતા. હજૂરિયાઓ ચમર ઢાળતા હતા અને હાથી ડોલતો ડોલતો ચાલતો હોવાથી દેખાવ ઘણો રમણીય દીસતો હતો. સુલતાનનો પોશાક સાદો પણ એક વીર પુરુષને સોહે એવો સુંદર હતો. તેના અંગ પર જરિયાનના બુટ્ટાવાળો જાંબુડીઆ રંગનો રેશમી ઢીલો પણ લાંબો ઝભ્ભો હતો. આસમાની રંગનો અતિ કીંમતી પાયજામો અને શીશ પર મુકુટના આકારની લીલી કલગીવાળી લશ્કરી ટોપી હતી. કમરે બાંધેલો કમરબંધ હીરામાણેકના નંગથી જડેલો કીંમતવાન હતો. તેના ઝળઝળાટથી જોનારની આંખો અંજાઇ જતી હતી.

સવે લોકો સુલતાનને સલામ કરીને ' જય ગઝનીપતિ' સુલતાનને ખુદા સલામત રાખો' એવા એવા આશીર્વાદ અંતઃકરણથી આપતા હતા. મહમૂદના હાથી પાછળ તેના મંત્રીઓ તથા સરદારો ઘોડા નચાવતા ચાલતા હતા. સવારીના પાછલા ભાગના પાયદળ તથા ઘોડેસ્વાર સિપાઇઓની ટુકડીઓ ચળકતાં હથિયાર સહિત દમામ ભેર આવી એટલે સવારીનો છેડો આવેલો જણાયો. સઘળી સવારી આવી રીતે ઠાઠમાઠથી જુમ્મામસ્જિદ આગળ આવીને અટકી. જુમ્મા મસ્જિદમાં દાખલ થવાના દરવાજા પાસે એક અલૌકિક અને કીર્તિ ભરેલો દરવાજો સુલતાને ઊભો કરાવ્યો હતો. એ દરવાજો સોમેશ્વરની લડાઈમાંથી જયની નિશાની દાખલ મહમૂદે આણ્યો હતો. સોમનાથના સુંદર દેવાલયમાં દાખલ થતાં પ્રથમ આ સુખડનો અતિ નકશીદાર દરવાજો પેસાર કરવો પડતો હતો.

સુલતાન પોતાના હાથી પરથી હેઠે ઊતર્યો અને કવિ ફિર-દુસીનો હાથ ઘણા જ હેતથી ઝાલીને સુખડના સુંદર દરવાજા નીચે થઇને મસ્જિદમાં દાખલ થયો. દરવાજો પસાર કરતાં ફિરદુસી કવિને ઘણો જ આનંદ થયો અને એ જ આનંદમાં તેણે કેટલીક તાત્કાલિક કવિતા કરીને સુલતાનને રીઝવ્યો, તથા તેણે મહમૂદના વખાણ ગાયાં. આવાં વખાણ ગવરાવા સારુ જ સુલતાને ખસૂસ કરીને આ દરવાજો ઊભો કરવાની યુકિત કરી હતી.

મહમૂદનો પાદશાહી રસાલો મસ્જિદમાં પેઠો અને વડા મુલ્લા તથા બીજા નામીચા દરવેશોની સાથે હાથપગ પખાળીને ખુદાની બંદગી શરૂ કરી. કલાકેક બંદગી ચાલ્યા પછી પાદશાહી રસાલો રાજમહેલમાં જવાને નીકળ્યો. સુલતાન ફરતા અમીર ઉમરાવો ફરી વળ્યા, અંગરક્ષકો સાવધ થઈને અગાડી આવ્યા; અને ચોપદારોએ

'નિઘા રખો મહેરબાન' એવી ચેતવણી આપી લોકોએ વીખરાઇ જઈને રસ્તો આપ્યો. સવારી આવી એવી ધામધૂમથી દરબારમાં જઇ પહોંચી અને મહમૂદને મહાલયમાં પહોંચાડીને અમીર ઉમરાવો તથા સિપાહીઓ સહુ સહુને સ્થાનકે વગેસગે થઈ ગયા.

ગઝની શહેરમાં અને રાજ્યમંદિરમાં આખો દહાડો આનંદ ઉત્સવ થઇ રહ્યો. અને ખાણાપીણા, રંગરાગ અને તાનટપ્પામાં લોકો ગુલતાન થઇ રહ્યા. સાંજે સુલતાનના રાજ્યમહાલયમાં રોશની થવાની હતી તથા સરદારો અને સિપાહીઓને પોતપોતાની લાયકાત પ્રમાણે ઇનામ સરપાવો અને કવિ ફિરદુસીને શાહનામાની રીઝ આપવાની હતી તેથી ઘણા લોકો સૂર્ય અસ્ત થયા પહેલાં દિવાળી સરખો દેખાવ જોવાને આવવા લાગ્યા. ઝળઝળુ થતાંમાં તો લોકોની ગિરદીથી દરબારનું વિશાળ મેદાન ભરાઇ ગયું. અમીરઉમરાવો અને બીજા રાજ્ય દરબારી કામદારો ઠાઠમાઠ કરીને સુલતાનની સલામે આવ્યા. કચેરી ભરવાનું મકાન જેને 'દિવાને ખાસ' ના નામથી ઓળખતા હતા તે ઘણું દેદીપ્યમાન હતું અને તેના મોટા અને દેખાવડા દિવાનખાનામાં છાજતી રોશની અને બીજી બેઠક વગેરેની સુંદર ગોઠવણ કરી હતી. સભા સમય થયો એટલે સુલતાન મહમૂદ સોનાના સિંહાસન ઉપર આવીને બિરાજ્યો. તેને માન આપવાને સઘળી કચેરી ઊભી થઈ અને સલામ કરીને નાના મોટા સરદારો પોતપોતાના સ્થાનકે બેઠા. સુલતાનની જમણી બાજુએ યુવરાજ તથા રાજ્યકુટુંબને લગતાં માણસો અને ડાબી બાજુએ છોટામોટા દરજ્જાના સરદારો તથા શહેરના આબરૂદાર લોકો ઊંચા પોશાકમાં બેઠા હતા. કચેરીમાં થોડા વખત સુધી શાંતિ ફેલાણી. પછી કંચનીએ આવીને પોતાના કોમળ કંઠથી ગાયન કરવા માંડયું. શ્રોતાજનોને રીઝવવા માટે નાયિકાઓએ હાવભાવ અને નૃત્યકળા કરવામા અચ્છી

ચતુરાઇ દેખાડી. નૃત્યકળા થઇ રહ્યા પછી કવિ ફિરદુસીના મુખની કવિતા વાણી સાંભળવાની વેળા આવી પણ અજાયબ હતું કે આવી મોટી સભામાં મહમૂદનો માનીતો કવિ હાજર ન હતો. કચેરીના લોકો વિસ્મય થયા કે જેને કાજે આવી પાદશાહી મિજલસ કરવામાં આવી છે, જે માણસને ઘણા વરસની મહોબતનું મીઠું ફળ મહમૂદ સરખા પ્રતાપવાન સુલતાનના હાથથી મળવાની આજ કીંમતી તક હતી તે પુરુષ સભામાં હાજર કેમ ન થયો?

"કવિ ફિરદૂશી ક્યાં છે? મહમૂદે તુરત સવાલ કીધો.

"સુલતાન સલામત! કવિ ફિરદુસી કચેરીમાં હાજર નથી પણ તેમનો અનુચર દરવાજે ઊભો છે અને અંદર આવવાની ઈચ્છા રાખે છે." ચોપદારે અદબ બજાવીને જવાબ દીધો.

"મોટા મનના પ્રતાપી સુલતાન! મને આ પત્રિકા મારા શેઠ ફિરદુસીએ આપીને આપની હજૂરમાં મોકલ્યો છે." મહમૂદ ગઝનવીએ રજા આપવાથી ચાકર અંદર આવ્યો અને કુરનસ બજાવી સુલતાનના પગ આગળ એક પત્રિકા મૂકીને બોલ્યો અને હાથ જોડી હજૂરના મ્હોડા આગળ ઊભો રહ્યો. મહમૂદે ફિરદુસીની પત્રિકા મોટે સ્વરે વાંચવાની આજ્ઞા મંત્રીને આપી એટલે તેણે વાંચવી શરૂ કરી.

"પ્રતાપવાન પણ પૈસાના લોભી પાદશાહ!

તેં તૃણતુલ્ય લક્ષ્મીની તૃષ્ણામાં તારી ટેક તજી છે. મારી સાથે કીધેલો કોલકરાર તે માયાના લોભથી રદ કીધો છે. અમરકાળ ટકે એવી કીર્તિ ગુમાવીને તેં અપકીર્તિ મેળવી છે. ત્રણ લોકનું રાજ્ય મળે પણ વચન ન ફરે એવી પ્રતાપી રાજાની ટેક હોય છે.

તું એવી ટેક જાળવી શકયો નથી; અને મારી સાથે દગો રમ્યો છું. શાહનામાના શ્લોકો આગળ તારી સોનામહોરો કશા હિસાબમાં નથી. કવિની કદર તારા સરખા કૃપણ રાજા ન કરી શકે. મને આવતો જમાનો માન આપશે અને પ્રયત્ન કરી પિછાણશે. ઇલ્મના જોગી ઓમાં મારી નામના અને તારીફ પણ તાજી રહેશે. મારી કવિતાની કીંમત આવતા જમાનાના લોકો આપશે. તેં આપવા ધારેલી રૂપા-મહોરો તારી આગળ રાખ. મારે તારી કનેથી કાંઇ મેળવવાની મત-લબ નથી. મને તારી પેઠે લક્ષ્મીનો લોભ નથી પણ ચળકતી કીર્તિનો લોભ છે. લક્ષ્મી તો આવે છે અને જાય છે પણ કીર્તિની ગતિ એવી ચલિત નથી. તે તો અચળ છે. શાહનામાનો દરેક શ્લોક સોનામહોરથી સોગણી કીંમતનો હું સમજુ છું અને સમજુ લોકો સમજશે. શાહ-નામાની કવિતા મારો ખજાનો છે અને ચળકતી કીર્તિનો ગંજ છે. તું રાજા છે તો હું કવિરાજ છું. તારે પૈસાનો પ્રતાપ છે તો મારી ઇશ્વરી વાણી કવિતાનો પ્રતાપ છે. એ પ્રતાપનો પ્રસાદ તારા સરખા કંજૂસ સુલતાન સ્વપ્નામાં પણ પામી શકતા નથી. તે તો હું અને મારા સરખા ઇલ્મના જોગી કવિ પંડિતોજ પ્રભુના પ્રતાપથી પામી શકે છે. દરેક શ્લોકદીઠ સોનામહોર આપવાનો તારો ઠરાવ હતો તે રદ કરી રૂપામહોરો આજની સભામાં મારી મહેનતના બદલામાં આપવાનો તેં વિચાર રાખ્યો હતો એ વાત મારી જાણવામાં આવી. એ સાંભળીને મને કાંઇ રોશ થયો નથી પણ તેં તારો કરાર તારા હાથે વગર કારણે માત્ર પૈસાના લોભથી જાણી જોઇને તોડયો છે, એજ મને રોષે થવાનું કારણ છે. તારા સરખા વિશ્વાસઘાતી અને બેવચની રાજા સાથે હવે કદાપિ કામ ન પડે તો સારું. આ પત્રિકા પાઠવીને તારા રાજમાંથી મારો પગ ઉઠાવું છું તે હવે કોઇ દિવસ પાછો મૂકવાનો નથી. સલામ છે તને અને તારી ગઝની નગરીને. તારું

કૃપણુ મ્હોડું જોવું યોગ્ય નથી. સલામ! એ એવચની સોમના સોમ સુલતાન તને.

ફિરદુસી."

મહમૂદ અને તેના માનીતા મંત્રીઓ કવિ ફિરદુસીની સ્વતંત્રતા જોઇને મ્હોમાં આંગળી ઘાલીને ચૂપ રહ્યા. સુલતાન મહમૂદને ફિરદુસીની વાણીથી બહુ માઠું લાગ્યું પણ એ વખતે મન મારીને ન બોલ્યો.

આડીઅવળી વાતો અને તાનટપ્પા પૂરા થયા પછી શૂરા સરદારોને તથા ગાયનકાર ગવૈયા લોકોને યોગ્યતા મુજબ ઇનામ સરપાવ પોતાના હાથે આપ્યો અને પાનસોપારી, ફૂલના તોરા વહેંચ્યા તથા અત્તર ગુલાબજળ છાંટયું એટલે કચેરી બરખાસ્ત થઇ. સુલતાન સુલતાનને ઠેકાણે ગયો અને મંત્રીઓ તથા સરદારો વેરાઈ ગયા.

થોડી રાત ગયા પછી સુલતાન વેપારીના વેશમાં પોતાના ખાસ ગુલામ સાથે નગરચર્ચા જોવાને નીકળ્યો. આવી રીતે નગરચર્ચા નીરખવાને જ્યારે ત્યારે જવાનો સુલતાનનો નિયમ હતો. આવો નિયમ રાજાને અને પ્રજાને ઘણો લાભકારી છે. આજે સવાલ મહિનાની ઇદનો તહેવાર હોવાને લીધે ઇસ્લામીઓનાં ટોળેટોળાં બની ઠનીને શહેરમાં રોશની જોવાને જતાં હતાં. રાત ઘણી રળિયામણી ખીલી હતી. ગઝનીની બહાર પીર દાતારની એક દરગાહ હતી તે પીરનો આજે મેળો હોવાથી લોકો ત્યાં જતા હતા. તેમની સાથે મહમૂદ સુલતાન પણ છૂપા વેશમાં ચાલ્યો.

આ પીરની પ્રખ્યાતી પાર વગરની હતી, તેથી તેની માનતા મુલકે મુલક મોટી ચાલતી હતી. નસીબ વગરના લોકો પોતાનું

નસીબ સુધારવાને પીરની કબર પાસે આવીને અનેક તરેહની આજીજી કરતા હતા અને રોગીઆદુઃખીઆ લોકો પોતાના રોગની શાંતિ કરવા સારૂ પીરને મલીદો તથા માનતા ચઢાવાને નિત્ય નિત્ય આવતા હતા. પીર આંધળાને આંખો દેતા; લંગડાને પાય દેતા! અને વાંઝીઆનું વાંઝીઆમ્હેણું ટાળીને પારણાં બંધાવતા હતા! એવી લોકોની પીર ઉપર શ્રદ્ધા હતી. આવા પ્રતાપી પીરની દરગાહ ભાગોળ બહાર હતી. આંબાઓ અને એવાં જ બીજાં ઘટાવાળાં ઊંચાં ઝાડોની ઘટાથી પીરની જગ્યાનું મકાન ખુલ્લંખુલ્લે નજરે પડતું નહોતું પણ ઢંકાઈ ગયેલું દીસતું હતું. માત્ર તેના મિનારા બીજના ચંદ્રમાંથી અને રાત્રિને વિષે પ્રકાશતા તારાના ઝાંખા તેજથી ઝાંખા વરતાતા હતા. પીરના મકાન પાસે એક મોટી ધર્મશાળા હતી, તેમાં દેશીપરદેશી મુસાફરો તથા ફકીરફકરાં ઊતરતાં હતાં. આજે પીરનો મોટો તહેવાર હતો તેથી મિનારા પર અને પીરની કબર પર આવેલાં મકાન ઉપર સારી રોશની કીધી હતી. કબર આરસપહાણના પત્થરની બાંધી હતી. તેના પર જરીઆનની ચાદર નાખી હતી અને રોજરોજ પુષ્પના હારો અને ગજરાઓથી કબર તદ્દન છવાઈ જતી હતી. લોબાન અને સુગંધીમય ધૂપથી દરગાહ અને આસપાસની જગ્યા બેહેકી રહેતી હતી. પીરના ચમત્કારની વાતો સાંભળીને ઘણા દૂર દેશાવરોથી લોકો આ ઉત્સવમાં ભાગ લેવાને દર વરસે હોંશથી આવતા હતા.

સુલતાન દરગાહમાં દાખલ થયો ત્યારે ચોકમાં નાના પ્રકારના ખેલતમાસા થતા હતા. સૂર ચઢે એવા વાજીંત્રોના નાદથી આસપાસની જગા ગાજી રહી હતી. ફકીર અને દરવેશો પોત પોતાની કરામત દેખાડવાને અનેક તરેહની કળા કરીને લોકોને વિસ્મય કરતા હતા. ગુરજ નામનું હલિયાર ખણખણાવતા કેટલાક ફકીરો વાજાંના સૂરો

પ્રમાણે નાચતાકૂદતા ધમાલ કરતા હતા અને તે વખતે વખતે પોતાના પેટમાં ગુરજ ભોંકતા હોય એવો દેખાવ કરતા હતા. પેટમાં, આંખમાં અને એવા બીજા શરીરના ભાગમાં ગુરજ ભોંકવાથી પીરના પ્રતાપ વડે કાંઈ દરદ થતું નથી એવું એ લોકો બતાવતા હતા. ઘણાક ઇસ્લામીઓ ચપ્પાવતી જીભ કાપીને પીરના પ્રતાપથી પાછી ચોંટાડી દઈને જોનારનું મન ચકિત કરતા હતા! બીજા વળી એથી વધારે કળા અને યુક્તિઓ કરીને પોતાનું અને પીરનું પરાક્રમ પ્રગટ કરતા હતા. પીરના નામનો પ્યાલો અથવા પીરના નામથી મંત્રેલું પાણી જે કોઇ પીએ તેનાથી આવાં આશ્ચર્ય ઉપજાવે એવાં કામ થાય છે! એવું એ લોકો બીજા અજ્ઞાન વર્ગના ઈસ્લામીઓને સમજાવતા હતા, પણ વહેમ વગરના શાણા ઇસ્લામીઓ સમજતા હતા કે આ સઘળું વહેમી લોકોની આંખો આંજવાને તથા પોતાનું મહત્વ બતાવવાને કરતા હતા. પીરના પ્રતાપને બહાને પોતાનો પ્રતાપ પ્રગટ કરતા અને અજ્ઞાની લોકો પાસેથી પૈસોટકો ઓકાવી લેવાને તેથી સવળું પડતું હતુ. રણમાં લડતાં કપાઈ મરે છે તે ઇસ્લામી મૂઆ પછી પીર થાય છે અને વખત જતાં મુસલમીન લોકોની અંદર ઈશ્વરની માફક પુજાય છે. સાંજસવાર એવા પીરની કબર આગળ ચોઘડિયાં વાગે છે. ધૂપ, દીપ થાય છે અને હજારો ઈસ્લામીઓ કાલાવાલા કરીને પીરની ભક્તિ કૃપા માગવાને કબર પાસે આવે છે! ખુદાની ભક્તિ કરતાં પીરની ભક્તિ પીછાણનારા મુસલમીનોને મહમૂદ વખાણતો નહોતો પણ મનમાં ધિક્કારતો હતો. પીર અથવા મહંત પુરુષને તેના મરણ પાછળ આપવું, તેની અંતઃકરણમાં યાદદાસ્ત તાજી કરવી અને તેના સરખું પરાક્રમ તથા પવિત્ર કામ કરવાને હમેશાં કાળજી ધરાવવી અને તેણે બજાવેલાં કામની યાદગીરી રાખવી એવો હેતુ જ આવી દરગાહો બંધાવનારા શાણા મુસલમીનોએ રાખેલો હોય છે એમ સંભવે છે.

# સોરઠી સોમનાથ

પીરની શક્તિને ઈશ્વરી શક્તિ સાથે મેળવી દઈને ઈશ્વર સરખું માન આપવું, એવા કામને મહમૂદ ગઝનવી મદદ આપતો નહોતો. આવો સઘળો તમાસો જોઈ રહીને સુલતાને રાજ્ય મહાલયમાં જવાનો રસ્તો લીધો. એ રસ્તા પર મરેલા ઈસ્લામીઓને દાટવાનું કબ્રસ્તાન આવેલું હતું, એ કબ્રસ્તાનની એકાંત તથા ભયંકર જગ્યામાં ચોર અથવા ખૂનીઓ અંધારી રાતે ભરાઈને બેસતા. લાગ મળે આ માર્ગે થઈને જતા આવતા વટેમાર્ગુઓને લૂંટીઝૂંટીને મારી નાખતા અને દાટીને ચાલી જતા હતા; તેથી મહમૂદ ગઝનવી ઘણીવાર આવી અંધારી રાતે આ રસ્તે તલાસ કરવાને આવતો હતો. તે ઘાટી છાતીનો ધીરવીર પુરુષ હોવાથી એકાંત જગામાં એકલો જતાં પણ અચકાતો નહોતો. જરાવારમાં સુલતાન કબ્રસ્તાનની લગભગ આવી પહોંચ્યો. એકાંત, ઉજ્જડ જગ્યા ને ઝાડોની ઘાડી ઘટાને લીધે કબ્રસ્તાનનો દેખાવ બિહામણો દેખાતો હતો. હજારો મુસલમીનોની કબરોથી સઘળુ મેદાન ભરાઈ ગયું હતું. કબરોની સંખ્યા ગણી શકાય એવી નહોતી. આ પવિત્ર ભૂમિપર સંખ્યા વગરના મુસલમીનોએ આખરની શાંત નિદ્રા લીધી હતી, તેથી આ શાંતિ ભરેલા સ્થળનો દેખાવ અને મહિમા પણ શાંત દીસતો હતો. કબરો ઊભાં ફૂમતાંવાળા ઘાસથી અને જંગલી છોડ રોપવાથી છવાએલી હતી. મહમૂદે અને તેના ખીજમતદારે કબ્રસ્તાનના દરવાજામાં પગ મૂક્યો ત્યાં તો એક રૂદન કરતી અબળાનો અવાજ તેમના કાન ઉપર પડયો. સુલતાન તરત ચોંકયો અને તરવાર પર હાથ ફેરવીને ગુલામ સાથે પેલા અવાજની દિશા પર ગયો. જતાં જતાં મહમૂદે મનમાં અનુમાન કીધું કે કોઈ અબળા પર હરામખોર આદમીઓ આપદા પાડતા હશે. તેઓ તરત આગળ દોડી ગયા તો એક તરતની બાંધેલી કબર પર બેસીને એક અબળા શોકાતુર

ચહેરે રડતી હતી. તેના માથાના કાળા વાળની સુંદર લટો છૂટી હતી, તેનો સુંદર ચહેરો જોઈ ને તથા હૃદયભેદક કરૂણામય વિલાપ સાંભળીને સુલતાનની છાતી શોકથી ભરાઇ ગઈ. પેલી બાઇ ઘણા જોસમાં આવીને કબર સાથે પોતાનું શીશ કૂટતી મોટા સાદે કલ્પાંત કરવા લાગી. તે એટલી તો શોકાવેશમાં આવેલી હતી કે પોતાની સન્મુખ આવીને કોણ ઊભુ છે તેનું પણ ભાન ન રહ્યું. તેથી સુલતાન મહમૂદે તેનો હાથ પકડી લીધો અને માથું કૂટતી અટકાવી. ગરીબ ઓરત બેબાકળી થઈ ગઇ અને હાથ તરછોડી નાખીને સુલતાનના સામું જોયું. પોતે કોણ છે તે બિના ટૂંકામાં પતાવી. ગઝનીએ કંગાળ સ્ત્રીનો ગભરાટ નરમ પાડયો અને પોતે કોણ છે તે સઘળુ જાણવા માગ્યું.

"સુલતાન! તું અમારો સુલતાન થયો છું અને અમારી કાંઈ ખરખબર રાખતો નથી." પેલી બાઇએ રડતા અવાજે સુલતાન મહમૂદને જવાબ દીધો. "પ્રજા પર કેવી પીડાનો વરસાદ વરસે છે તેની તને ખબર નથી. દેશમાં લુચ્ચા અને લૂંટારા લોકોનો અતિ ઘણો જુલમ વધી ગયો છે. વગડામાં ધોળે દહાડે તેઓ વેપારી લોકોના માલની વણઝારો લૂંટી લે છે અને તેના રખેવાળોને ગુંગળાવીને મારી નાખે છે. કમનસીબે મારા સરખી રાંક અબળા પર એ જ આફત આવી છે. મારો યુવાન પતિ પાંચ રૂપિયા કમાવાની લાલચે, ઘરમાં જે કાંઈ હતું તે વેચી સાટીને તેનો માલ ખરીદી એક વણઝાર મસ્કત જતી હતી તેની સાથે લોભેલાભે ગયો. માર્ગમાં લાલચુ અને ખૂની લૂંટારાની એક મોટી ટોળી મળી. તે વણઝાર ઉપર ભૂખ્યાં વરુની મારક તૂટી પડી. વણઝારના રક્ષકો જે સામા થયા તેમને તથા તેની સાથેના માણસોને ચંડાળ ચોરોએ ચીતરી ચઢે એવી રીતે કતલ કર્યા. મારો ખાવિંદ પણ પોતાનો બચાવ કરતાં

મરાયો ( ઈશ્વર તેને સ્વર્ગ આપજે ! ) મને આ બનાવની જેવી જાણ થઇ તેવી જ હું મારા સગાંવ્હાલાઓની મદદ લઇને જ્યાં આગળ મારો પતિ કપાઇ મૂઓ હતો તે જગ્યોએ લાસ શોધી કહાડવાને દોડી આવી, સારા નસીએ તરત મારા પતિની લાસ નજરે પડી. યા અલ્લાહ ! એ દેખાવ જોઇને મને કેટલું લાગી આવ્યું હશે ? તે તમે જોઈ એ એવી રીતે નહિં જાણો. અમોએ તરત કરબલાના પવિત્ર પાણીથી લાસને ધોઈ સઘળા જખમ સાફ કીધા અને છેલ્લી આરામની જગ્યોએ દાટવાને અહિં લાવ્યા. ગઇ કાલે આ ઠેકાણે બદામના ઝાડના શીતળ છાંયડા તળે મારા પતિને છેલ્લી ક્રિયા કરીને દાટ્યો છે. તે આશા ભર્યો આ કબરમાં સદાની મીઠી ઊંઘમાં પડ્યો છે, જે કદી ઊઠવાનો નથી.

સુલતાન તું મારા હેવાલ ઉપરથી જોશે કે તારા રાજ્યમાં મારા પર કેવો જુલમ ગુજર્યો છે. હવે હું મારા પતિ વગર ઝૂરી ઝૂરીને મરણ પામીશ. તેની હત્યા તને લાગશે. મારા ઘરમાં નથી. રહ્યું હવે જરજરિયાન અથવા રાતી બદામ. મારે નસીએ એકાદ છોકરો પણ નથી કે હુલાવી રમાડીને બાકીના દહાડા કાઢું. મારી સઘળી આશા, દોલતમાં મારો પતિજ હતો. તે નાશ પામતાં મારું સઘળું સુખ નાશ પામ્યું છે, સઘળી આશા સુકાઈ ગઈ છે અને હું તદ્દન નિરાશ થઇ છું. હવે નિત્ય આ જગ્યોએ હું આવીશ અને મારાં આંસુએ કબર ધોઇને ખૂનીઓને શ્રાપ આપીશ! સુલતાન આ ખૂનનો જવાબ તારે પણ દેવો પડશે! તું ખાઇપી મોજમજાહમાં પડીને દહાડા ગુમાવે છે. નથી કરતો દેશનો બંદોબસ્ત કે નથી યોજતો કાંઇ રાજ્ય સુધારા. એ કીર્તિ ભરેલું નથી. તારા રાજ્યમાં કાચા બંદોબસ્તથી મારા પ્રાણનાથનું ખૂન થયું એનો તું શું જવાબ દેશે ? ”

"હોય બાઇ હોય. બહોળો મુલક પડયો તેમાં તોફાન, લૂંટ અને ખૂન પણ થાય જ!" સુલતાને કમનસીબ ઓરતનું સઘળું વૃતાંત સાંભળીને ઠંડે પેટે કહ્યું. "મહાસાગરમાં જ મોટું તોફાન થાય છે. નદીનાળાં કે કૂવામાં એવાં તોફાન થતાં નથી. મોટા મુલકના કોઇ ભાગમાં કદાચ એવા બનાવ બને તે સારુ તું મને મિથ્યા વગોવવાની હિંમત કેમ ધરી શકે છે? તું જરા વિચારીને બોલ. તું મારી આગળ નહિં બોલવાનું બોલે છે. મારો દરજ્જો તું ભૂલી જાય છે. મારા દરજ્જાથી જો તું માહિતગાર હોત તો આવા અપમાન-દાયક શબ્દો ન બોલે. હું મહમૂદ ગઝનવી તારો અને તારા મુલકનો સુલતાન છું."

"સુલતાન! તું આટલી મગરૂરી ન ધર." પેલી બાઈએ સુલ-તાનના તેજથી ન અંજાઇ જતાં હિંમતથી જવાબ વાળ્યો." જ્યારે તારા મુલકનો જોઇએ એવો બંદોબસ્ત રાખી શકવાની તારામાં શક્તિ નથી, જ્યારે એક મુલકમાં તું તારી સત્તા નથી સ્થાપી શકતો, ત્યારે નવા નવા દેશો પર ચઢાઈ કરવાનો અને લૂંટવાનો લોભ ન રાખ. આવા લોભથી કદાચ તને લાભ થતો હશે પણ તારી પ્રજાને તો ગેરલાભ થાય છે તે તું તારા લોભની અંદર જોઇ શકતો નથી. તું તારા દીન બંધુઓને તારા લોભનો ભોગ દે છે. ઇસ્લામીઓના લોહીને પારકા મુલકમાં રેડાવીને અને રણવગડામાં પારકે હાથે માથાં કપાવીને તું જય મેળવે છે એ તારા સરખા સુલતાનને છાજતું નથી. તેં ઘણી લડાઇઓ મારી છે, ઘણા જાત ભાઇઓને દુશ્મનને હાથે રહેંસાવ્યા છે અને તારા મુલકમાં મારા સરખી હજારો બાળ ઓરતોને વિધવાપણું અપાવીને ખૂણામાં રડતી બેસાડી છે. એમાં તેં તારી શી કીર્તિ વધારી છે? તેં ધર્મને માટે શું કીધું છે? તારો

પવિત્ર ધર્મ પરદેશમાં વધારવાની તેં શી પરવા રાખી છે? લડાઇઓ મારીને લૂંટ કરવામાં કશી કીર્તિ નથી પણ પોતાનો દીન વધારવામાં અને દેશમાં શાંતિ પાથરીને લોકોને સુખી કરવામાં જ ખરી ચળકતી કીર્તિ છે તે તું હંમેશાં યાદ કર. પ્રજાનું પાલન કરવું, રક્ષણ કરવું અને દુશ્મનથી બચાવ કરવો એ કામ પ્રજાપાળ ભૂપાળનું છે. તું પારકા દેશપર ધાડાં લઇ જતાં નવરો થતો નથી અને દેશમાં સુલેહશાંતિ પણ સ્થાપી શકતો નથી ત્યારે તેં દેશની શી સેવા બજાવી છે? તારી ઉત્તર વયમાં તો કાંઇ કરી લે? તારા અંધેર કારોબારથી મારા વ્હાલા પતિનો નાશ થયો છે. એ જખમ કદાપિ રુઝાવાનો નથી. તું એમ નહિં સમજતો કે હું સુલતાન છું એટલે મારી પાસે કોઇ હિસાબ માગનાર નથી. પણ છે. સુલતાનનો સુલતાન સમર્થ રોજ કયામતે સાહેબ તારી પાસેથી જવાબ માગશે અને તે તારે પવિત્ર પિતાને આપવો પડશે. હમણાં તો તું તારે ગમે તે કર. તને પૂછનાર ગાછનાર અથવા ખરું કહેનાર કોઇ નથી."

"બાઇ તેં મને વાજબી કદી ન ભુલાય એવો પાઠ દીધો છે." સુલતાનને આવા કડણ શબ્દોથી ઘણી ઝાંઝ ચઢી હતી પણ ક્રોધને દબાવીને ઉદારતાથી પેલી બાઇને ધીરી પાડીને તે બોલ્યો. "હવે તું થોડા દહાડામાં જોવાને શકિતમાન થઇ શકીશ કે દેશમાં કેવી શાંતિ પથરાય છે અને લૂંટફાટનું નામ નથી રહેતું. તું તારો શોક હવે દબાવી રાખ. જે થનાર વાત હતી તે થઇ ગઇ. તે પર વધારે વિચાર ન કરતાં ખૂદાની ઉપર વિશ્વાસ રાખીને તારે ઘેર ચાલી જા."

એમ કહીને સુલતાને ઝબ્બાના ખિસ્સામાંથી એક સોના-મહોરથી ભરેલી કોથળી કહાડીને પેલી બાઇના હાથમાં જબરાઇથી

સોંપીને મહેલભણી ઉતાવળે પગલે ચાલી ગયો. પેલી ઓરતે સોનામહોરથી :ભરેલી કોથળી નહિં લેવાને ઘણુંઘણું કીધું અને ભોંયપર ફેંકી દીધી પણ તેનું સાંભળે કોણ? સુલતાન તો તેનું નામઠામ પૂછી દામ આપીને ભરોંસાદાર ભોમિયા સાથે જતો રહ્યો. બાઇ કોથળી આપવાને તેની પાછળ ઘણી દોડી પણ મહમૂદ ગઝનવી તથા તેનો ગુલામ આંખથી એટલા તો દૂર ગયા હતા કે પેલી બાઇથી પકડાયા નહિં. તેથી ઈશ્વરની સ્તુતિ કરી મહોરોની કોથળી સાથે લઇને તે પોતાને ઘેર ગઈ અને પોતાના પતિ પાછળ પુણ્યાર્થે પાંચ પૈસા વાપરવાનો પક્કો વિચાર કર્યો.



## ૧૩

રૈયતની રાવ સાંભળવી એ રાજ્યનીતિ શીખેલા રાજાનો ખરો ધર્મ છે. મહમૂદ ગઝનવીમાં એવો ઉત્તમ ગુણ હતો, જે ગુણને લીધે તેના સઘળા અવગુણ ઢંકાઇ ગયા હતા. તેની પાસે રાવફરિયાદે દરેક વખતે દોડી જવાની પ્રજાને પૂરતી છૂટ હતી. રાવ ગુજારનારને સુલતાનની હજૂરમાં આવતાં એકે પ્રકારનો અટકાવ નહોતો તેથી સુલતાનના મકાનમાં પોતાની ફરિયાદ કરવાને પ્રજાને સવળ પડતું હતું.

સુલતાન મહમૂદ એક સમયે શાંત મન કરીને નાના પ્રકારના વિચારમાં બેઠો હતો અને એકાંત રાતનો અવસર હતો. એવામાં એક ખેડૂત "રાવ છે, રાવ છે" એવા પોકાર કરતો રાજમંદિર નીચે ઊભો રહી ઇન્સાફ માગવા આવ્યો. ખેડૂત શબ્દો સાંભળીને તેને સુલતાને પોતાની સન્મુખ બોલાવ્યો અને સઘળી રાવ રજૂ કરવાની આજ્ઞા કરી.

"મહારાજ! મ્હારાં કરમની કહાણી કથી જાય એવી નથી." કાલાવાલા કરતો પેલો ખેડૂત હાથ જોડીને કહેવા લાગ્યો. "મારા

અંતરની વાત આપ નામદાર પિતાની આગળ કહેતાં મને લાજ આવે છે પણ કહ્યા વગર મારું કલ્યાણ થાય એમ નથી. નામવર સુલતાન! મારા કમનસીબે મને કજાત સ્ત્રી મળી છે. આપના એક અમલદારે મારું ખાણું ખરાબ કીધું છે. મારૂં ઘર ભાંગ્યું છે, મારી ઓરતની સાથે તે ગમે તેમ વરતે છે. મને અપમાન આપીને માર મારીને ઘરમાંથી ધક્કા મારીને કહાડી મૂકે છે અને મારી ઓરત સાથે પછી મનગમતી રીતે વરતે છે. એ દેખાવ મારી નજરે જોયો જતો નથી. એક ઓરતને તેનો ભરથાર વ્યભિચારમાં પડેલી પોતાની નજરે જુએ ત્યારે તેના અંતઃકરણમાં કેટલું લાગી આવતું હશે? કેવી અસર થતી હશે? એનો આપ નામદાર વિચાર કરશો. હું જીવતો મૂએલો છું. મારી જીંદગાની આપના અમલદારે ધૂણધાણી કરી છે. દરરોજ મારા ઘરમાં આવીને તે ગમે તેવી રીતે મારી ઓરત સાથે વરતે છે પણ મારો કશો ઈલાજ ચાલતો નથી. હું મન મારીને ઘણા દહાડા થયા મૂંગો રહ્યો છું પણ હવે રહેવાતું નથી. ખાવિંદની આગળ ખરો ઈન્સાફ માગવા આવ્યો છું; માટે ઈન્સાફ કરીને અપરાધીને યોગ્ય સજાએ પહોંચાડો, નહિં તો મને જીવથી મારી નાખો. મારે આવી અવસ્થામાં જીવીને કરવું શું? હમણા તે અમલદાર મારા ઘરમાં ભગાયો છે અને મારી ઓરત દેખતાં મને અપમાન આપીને કહાડી મૂકયો છે. હવે આપ ગમે તેમ કરો. મારો કે જીવાડો."

ખેડૂતની આવી રાવ સાંભળીને સુલતાન મહમૂદ તરત ઊઠયો અને કોઈને જાણ કર્યા વગર સમશેર છુપાવીને ખેડૂતની સાથે નીકળી પડયો. રાત અંધારી હતી. સઘળી જગ્યોએ જળ જંપવા આવ્યું હતું. ગઝની શહેરની વસ્તી નિદ્રામાં પડી હતી. કૂતરાં ભસતાં હતાં અને કોઈ કોઈ ઠેકાણેથી નાચરંગ તથા ગાયનના અવાજ કાન

ઉપર આવતા હતા. તેને લીધે જ વસ્તીનો અણુસારો વરતાતો હતો. ઊંચે આકાશે અડેલી અમીર ઉમરાવો અને વેપારીઓની મેડી હવેલીઓમાં બળતા ઝાંખા દીવાનો પ્રકાશ માત્ર દીસતો હતો. આવો દેખાવ જોતાં તથા ગલીકૂંચીઓ પસાર કરતાં મહમૂદ અને ખેડૂત ઘણા અગાડી વધી ગયા. હવે મહમૂદ ગઝનવી ઘણો અકળાયો અને ખેડૂતનું ઘર કેટલું દૂર છે જાણવા માગ્યું.

"મહારાજ! હવે ઘણું દૂર નથી. આ મેડીઓ ને હવેલીઓ મૂકીને આગળ વધીશું એટલે અમારી ખેડૂતોની વસ્તી આવશે." ખેડૂતે પ્રત્યુત્તર દીધો.

થોડેક દૂર જતાં સુલતાન ખેડૂતના આંગણામાં આવી પહોંચ્યો. ત્યાં ગરીબ લોકોની વસ્તી વિશેષ હતી. માટીનાં નીચાં છાપરાંવાળાં ઘર અને જાવળીનાં ઝૂપડાં તથા કંગાલ દેખાવના કુબામાં કંગાલ ખેડૂતો જીંદગાની ગાળતા હતા. ભોંય ખેડીને અથવા સાથી રહીને આ ભોળા અને ભલા સ્વભાવના લોકો પોતાના દહાડા જેમતેમ કરીને ગુજારતા હતા. તેમના ઉપર સુલતાન કરતાં નાના મોટા સત્તાવાળાનો સખ્ત જુલમ હતો રૈયતને નિચોવીને રાજ્યકોષ તર કરવાનો લોભ મહમૂદ ગઝનવીને હતો. ઘણીવાર ખોટા વાંકમાં લાવીને મહમૂદ પોતાના અમલદારોને દંડતો હતો. અમલદારો દંડનો ખંગ આવા ગમાર ગામડિયા ખેડૂતોને લૂંટીઝૂંટીને વાળતા હતા. સુલતાન દંડતો સત્તાધારીઓને અને સત્તાધારીઓ દંડતા રાંકડી રૈયતને. મહમૂદ પાસે આવા મોટા જુલમની રાવફરિયાદ કરતાં પાલવે તેમ નહતું. સબબ આખી જીંદગાની સુધી અમલદારોની ઓશિયાળ રાખવી પડતી હતી તેથી સુખેદુઃખે મન મારીને મૂંગા મૂંગા દહાડા ગુજારતા હતા તે તો વળી જુદુ. ખાવાપીવાને ખોરી જાર તથા જાડી પાતળી રાબડી તેમને મહા વેદનાથી મળતી હતી. સુલતાન તરફથી

વેરાવેઠની વારંવાર એટલી તો વિપત્તિ પડતી હતી કે બાપડા ખેડૂતો શાંત મનથી સારી ખેતીવાડી કરી શકતા નહોતા. લશ્કરી ટુકડીઓનો સરસામાન અને ખાદ્ય ખોરાકી લાવ લઈ જા કરવા સારું વારંવાર ખેડૂતોનાં ગાડાં અને બળદ વેઠે પકડીને લઈ જવામાં આવતાં હતાં એટલે અડધુ વાવેતર થયું હોય અથવા સમૂળગું વાવ્યા વગરનું ખેતર રહ્યું હોય તેવી જ હાલતમાં રહેતું હતું. પાકને પાણી પાવાને કોશ જોડ્યો હોય અને પાણી વગર પાક કરમાઈ જતો હોય અથવા ગમે એટલું નુકશાન થતું હોય પણ સુલતાનની વેઠે ગયા વગર છૂટકો નહિ. તેથી સઘળા ગરીબ વર્ગના લોકો કરતાં ખેડૂતોમાં ગરીબાઈ વધારે ઘૂરક્યા કરતી હતી. પણ સુલતાનના મ્હોડા ઉપર કોણ ખરી વાત કહે? કદાચ કોઈ કહેનાર મળે તો મહમૂદ માને જ કેમ? લોભી સુલતાનની આંખ તો પીળું સોનું પેખીને ચળકતી હતી. આવા કંજૂસ સ્વભાવનો સુલતાન પ્રજાની ગરીબાઈનો શો વિચાર કરે? આથી ખેતીવાડી કરવી મૂકીને લૂંટફાટની લાલચે ખેડૂત લોકો લશ્કરમાં જોડાતા તેથી કરીને ખેડાણ જમીન વેરાન રહેતી હતી.

પેલા રાંક ખેડૂતના ઘર આગળ આવી પહોંચ્યા પછી સુલતાન હળવે હળવે ઘરના બારણા આગળ ગયો. બારણાના નાના છિદ્રો વાટે જોતાં ઘરની અંદર પોતાનો ચંડાળ અમલદાર અને ખેડૂતની સ્ત્રી સૂતેલાં તેના જોવામાં આવ્યાં. ધીરે રહીને તેણે બારણાનાં ચણીઆરાં ઉતારી નાખ્યાં અને સમશેર ગ્રહીને અંદર દાખલ થયો. ઘરમાં ઝગઝગ દીવો બળતો હતો તે રામ કરીને તરવારના એક જ ઝટકાથી એ બન્ને પાપીઓનો શિરચ્છેદ કર્યો. આ કામ આંખના એક પલકારમાં પૂરું કરી નાખીને સુલતાને તરત એક દીવો મંગાવ્યો અને ધારી ધારીને પેલા મરનાર અમલદારને જોયો. જોતાં તે માણસ

રાજ્યકુટુંબ માંહેનો નહિ જણાયાથી પરમેશ્વરનો પાડ માન્યો અને શ્રમને લીધે થાકી જવાથી માંચી ઉપર બેસીને પુષ્કળ પાણી પીને ઠંડો પડયો. ખેડૂત સુલતાનના ચાળા જોઈને આશ્ચર્ય પામ્યો અને દીવો રામ કરવાનું કારણ જાણવાની વિનંતી કરી.

"સાંભળ ગરીબ માણસ સાંભળ! મેં એમ અનુમાન કર્યું કે તારા ઘરમાં પેસનાર કદાચ મારો મિત્ર અગર રાજ્યકુટુંબનું કોઈ માણસ હશે—એ વગર આવી રીતે પારકા ઘરમાં પેસવાની અને ન કરવાનું કામ કરવાની હામ કેમ બીડી શકે?" સુલતાને ધીરે રહીને કહ્યું. "મેં દીવો ઘેર કર્યો તેનું કારણ એજ કે ઘરમાં પેસનાર મારો સગો છે એમ મારી ખાતરી થાય તો મારો હાથ સગપણના સ્નેહને લીધે ધ્રૂજે અને વ્યાજબી ઈન્સાફ ન લેવાય તેથી મેં તરત દીવો બુઝાવી નાખ્યો અને તેમની કરણીનાં ફળ તેમને ચખાડ્યાં. દીવો કરીને જોયું તો મારો ભત્રીજો અથવા સગપણવાળો પુરુષ ન દીઠો તેથી પરમેશ્વરનો પાડ માન્યો. હવે આ અમલદાર કોણ છે તેની મારે ઘટતી તપાસ કરવી ઘટે છે. એ તપાસનું પરિણામ ન આવે ત્યાં સુધી મ્હોડા પર અન્ન પાણી મૂકવું મારે હરામ છે."

એમ કહીને મહમૂદે પોતાનો મારગ લીધો. જતી વખતે સુલતાનનો ખેડૂતે આભાર માન્યો અને પાઘડી ઉતારીને આશીર્વચનો કહ્યાં. સુલતાન પોતાના મહેલમાં આવ્યો અને લશ્કરખાતાના અમલદારને તેડાવી મરનાર કોણ હતો તેની તત્કાળ તપાસ કરવાનો હુકમ કર્યો. તપાસ દરમ્યાન મહમૂદને એટલી તૃષા લાગી હતી કે બે વાર તો આંખે અંધારા આવીને મૂર્છા જેવું થયું પણ પોતાનું પણ ન મૂકયું. જ્યારે તપાસનું પરિણામ પ્રગટ થયું ત્યારે જ શીતળ પાણી પીને મહમૂદ શાંત થયો.

કવિ ફિરદુસીની રસીલી કવિતાનો મહમૂદ મોટો આશક હતો. કવિને કબૂલેલી રકમ આપવાને બદલે વચનભંગ કર્યું તેથી ફિરદુસીને ઘણું લાગી આવ્યું અને તે દિવસથી પોતાના વતન "તુશ" શહેરમાં જઈને ઠરીઠામ રહ્યો. ત્યાં રહીને ફિરદુસીએ મહમૂદનું એક નિંદાયુક્ત કાવ્ય પ્રગટ કર્યું. આ કાવ્ય વાંચીને મહમૂદ મારા ઉપર ઘણો ગુસ્સે થશે એમ માનીને તેના રાજ્યમાંથી નાશી જવાની તે તૈયારી કરતો હતો એટલામાં તો મોતે તેને પકડ્યો.

મહમૂદ ગઝનવીએ પોતાની કબૂલાત તોડી તે માટે પોતાના મનમાં પસ્તાયો અને ફિરદુસીએ સ્વપ્નામાં નહિ જોયેલું એટલું જર તેના પર મોકલીને રીઝવવાનો રસ્તો લીધો. પણ અફસોસ! મહમૂદ સુલતાનની મતલબ પાર પડી નહિ. જોયેલી એટલી દોલત લઈને મહમૂદના માણસો કવિના બારણામાં પેઠા, તે વખતે જ બીજે બારણે થઇને કવિ ફિરદુસીને ભૂમિદાહ કરવાને આબરૂભરેલી રીતે કહાડ્યો. મહમૂદની મોકલેલી ભેટ કવિ ફિરદુસી જોવા ન પામ્યો અને સુલતાન સંબંધીના આગલા વિચાર ફેરવ્યા વગર તે તો કબરમાં શાંતિથી સૂતો. એ મહમૂદને પાશ્ચાતાપ પડવાની વાત હતી. મહમૂદના માણસોએ તેની આજ્ઞાથી તેણે મોકલેલી રકમ કવિની એકની એક દીકરીને આપવા માંડી. અત્યંત આગ્રહ કર્યો પણ તેણે અંગિકાર કરી નહિ. અંતે સુલતાનના ઘણા કાલાવાલાથી તેણે મોકલેલી રકમ સ્વીકારી પણ તેમાંથી રાતી બદામ પોતાના ઘરમાં રાખી નહિ. ફિરદુસીની ડાહી દીકરીએ સુલતાનને ચોકખું લખી જણાવ્યું કે 'જે ધન મારા પિતાને વ્યાજબી રીતે મળવું જોઈતું હતું, જેનો ઉપયોગ કરવાની સત્તા તેની મરજી ઉપર આધાર રાખતી હતી તે તો ઘોર નિદ્રામાં પડ્યો છે અને હું તેની મરજી વિરૂદ્ધ ધન લઇને મારા ઘરમાં રાખું એ કદાપિ બની શકે તેમ જ નથી.

પરંતુ આપનો અતિશય આગ્રહ છે ત્યારે જ લેવાની મરજી નહિ છતાં લેવાની મને ફરજ પડી છે. ”

અંતે તેણે એ રકમ હાથમાં લીધી અને તેનો ઠીક ઉપયોગ કીધો. પોતાના મરનાર પિતાને વ્હાલામાં વ્હાલું એવુ તેનાં જન્મ-નગર “ તુશ ”માં એક જળાશય બંધાવીને ફિરદુસીનું નામ ઘણા કાળ સુધી ટકે એવું મહાભારત કામ કરાવ્યું. ધન્ય છે આવા સંતાનને !

ફિરદુસીના મરણની વાત સાંભળીને સુલતાનને ઘણું લાગી આવ્યું અને તેની કવિતા સાંભળવાના કોડ તેના અંતઃકરણમાં અંત સુધી રહ્યા.

મહમૂદ તન, મનથી હવે તદ્દન ઘસાઇ ગયો હતો. રાજ્યની જંજાળ, લડાઇનાં તોફાનો અને બીજી ખટપટમાં આખી ઉમ્મર ખાલી કરવાથી મહમૂદને મુદ્દલ શાંતિ મળી નહોતી તેથી કરીને તેનું તન ખવાઈ ગયું હતું. આવા વખતમાં ભોગજોગે, દૈવેચ્છાથી તે માંદો પડયો આ મંદવાડ તેનો છેલ્લો હતો. મરણને બિછાને પડયો તે પડયો. દિવસ જતાં મંદવાડ વધી ગયો અને તેમાંથી હવે આરામ થવાની આશા વૈદ્યોએ છોડી દીધી. મહમૂદે તેથી અમીરઉમરાવો તથા રાજકુટુંબને લગતાં માણસોને એકઠાં કર્યાં અને જે ભલામણો કરવાની હતી તે કરી. તેને મહમદ અને મસાઉદ નામના બે દીકરા હતા. તેમાં મસાઉદ તોફાની તથા મહમદ નમ્ર સ્વભાવનો અને આજ્ઞામાં રહે એવો આજ્ઞાપાળ હતો. તેથી પોતાની પાછળ મહમદને ગાદી મળે એવી ગોઠવણ કરીને મહમૂદ ગઝનવી મનમાં સંતોષ પામ્યો.

મરણનો ધડકો થયાં પહેલાં મહમૂદે પોતાને હાથે મેળવેલી માયા આવા અવસાનના અવસરે જોવાની ઇચ્છા જણાવી. આજ્ઞા

મુજબ સઘળી સંપતિ તેના મ્હોડા આગળ આણવામાં આવી. તે માયા ભણી તેણે એકી નજરે ઘણીવાર સુધી જોયા કર્યું અને મહા મહેનતે મેળવેલી આ અનર્ગળ માયામિલ્કત જોઇને થોડા કાળમાં મરણ પામવું છે એવું જાણીને મહમૂદ નાના છોકરાંની પેઠે ડૂસકાં ભરીને રહ્યો. પરંતુ પોતાની આસપાસ ઊભેલા માણસોને જામદારખાનામાંથી કોડી પણ આપવાને તેનો જીવ ચાલ્યો નહિ અને એ જ માયાના ધ્યાનમાં આ મહાવીર પણ લોભી મહમૂદ ગઝનવી ઈ. સ. ૧૦૩૦ ના એપ્રીલ મહિનાની ૨૯ મી તારીખે સગાસ્નેહી અને નોકરચોકરોને છેલ્લી સલામ કરીને પેલી દુનિયામાં ગેબ થયો. કાળની ગતિ કેવી ગહન છે? અને તેના પંજામાં પરમ બળવાન પુરુષો પલકમાં પકડાય છે તથા દેહરૂપી પીંજરું, હાડકાંનું ખોખું પરહરીને પરમાત્માની પવિત્ર હજૂરમાં પાપપુણ્યનો પ્રત્યુત્તર આપવાને વહલો મોડા દોડી જાય છે. નાશવંત દુનિયાનો નાશવંત મહિમા નિહાળવા છતાં નીચવૃત્તિના નીચ જીવડાઓ ન કરવાનાં કામ કરીને નરદેહ નકામો ગુમાવે છે તથા આ અને પેલી દુનિયામાં પોતાની અપકીર્તિ કરાવીને અતોભ્રષ્ટ તથા તતોભ્રષ્ટ થાય છે.

## મહમૂદ ગઝનવી

આ ગ્રંથનો મુખ્ય નાયક મહમૂદ ગઝનવી લોભમાં આંધળો ભીંત હતો, માયા મેળવવાને રાતદિન લડાઈની જંજાળ વેઠતો, મોટી મોટી મુસ્કેલીઓનો બોજો શિરપર લેતો અને વિદેશની મુસાફરીનું સુમાર વગરનું સંકટ વહોરતો હતો. સુલતાન ગઝનવી શિલ્પશાસ્ત્રનો શોખીન, વિદ્યાનો વ્યસની તથા નીતિનો નમૂનો હતો. એના અમલમાં અંધાધૂંધીનાં અથવા અનીતિનાં

ામ જોવામાં આવતાં નહોતાં. તે ઉચ્ચ વિદ્યાકળાને ઉત્તેજન આપતો. રણવિલાસથી રીઝતો અને ખટપટી તથા ખૂની લોકો પર ભૂખ્યા વાઘની પેઠે ખીજતો હતો. 'પૈસો મારો પરમેશ્વર' એ તેનો વહેલો સિદ્ધાંત હતો તેથી ગમે એવા ગુન્હેગાર માયા આપીને માફી મેળવતા અને નાણા વગરના લાચાર લોકો માફી મેળવવાની આશા મુદ્દલ રાખતા નહોતા.

"નિશાપુરના એક ગૃહસ્થ ઉપર પાખંડીપણાનું તહોમત મૂકીને મહમૂદ પાસે આણ્યો ત્યારે તે બોલ્યોઃ- 'હે પાદશાહ! હું તવંગર છું પણ કાફર નથી; માટે મારી અપકીર્તિ કર્યા વગર મારું દ્રવ્ય તારાથી નથી લેવાતું કે શું?" એ તેનું બોલવું સાંભળીને મહમૂદ ખુશ થયો અને ગ્રહસ્થ પાસેથી લાંચ લઈ તેને બાદશાહી સિક્કા મહોર સુદ્ધાં તું ખરો મુસલમીન છું' એવો દાખલો આપ્યો.

તે પોતાના ધર્મ ઉપર જોઇએ એવી આસ્થા રાખતો નહતો તેથી ઇસ્લામી લોકોમાં તેની અપકીર્તિ થતી હતી. તે અટકાવવાને તેણે એકવાર એવી યુક્તિ તરીકે 'પયગંબરે સ્વપ્નામાં આવીને એક ન્હાના સરખા વાક્યે મારો સંશય દૂર કર્યો.' ઈસ્લામી લોકો ગઝનવીની આવી યુક્તિ નહિં કળી શકવાને લીધે તેને ધર્મરક્ષક! તરીકે માન આપતા અને આવી યુક્તિઓથી તેના દુર્ગુણ બહાર પડતા નહિ.

ટૂંકમાં તપાસીએ તો મહમૂદ લડાઈનો મોટો આશક, સાહસ કામ કરવામાં સાવધાન, હઠીલા સ્વભાવ વગરનો હિંમતવાન, કંજૂસ પણ કવિતા અને કળાના નમૂના જોવાને કોડીલો, સમયસૂચકતા વાપરતાં શીખેલો અને સમશેરબહાદૂર હતો. તે રણધીર, ભીડ પડે ત્યારે ભડવીર અને દુઃખીઓનું દુઃખ દેખીને દિલગીર થાય એવો દયાળુ હતો. તે સ્વભાવે તીખો પણ મોઢાનો મીઠો હતો.

મહમૂદ ઊંચાઈમાં મધ્યમ હતો. એનું શરીર બની ગયેલું અને અવયવોની રચના યથાસ્થિત હતી. એના શરીર પર કેટલાંક શીળીનાં ચાઠાં હતાં, તેથી શરીર કદરૂપુ દેખાઇને એને તરુણપણે હંમેશાં ખરાબ લાગતું અને તેથી જ પોતાના પરાક્રમના તેજનું પોતાના કુરૂપને ઢાંકણ ધારવા એ બુદ્ધિએ વધારે મહેનત કરવાને તૈયાર થયો હતો. તે સ્વભાવે હોંશીલો અને પોતાની પાસેના લોકો સાથે સરળ ભાવથી ચાલે એવો હતો.

## ધર્મગજદેવ

રણમાં ઘૂમવા હોંશીલો, યોદ્ધાના યશગીતમાં વિલાસ કરનારો અને સ્વદશાભિમાની શૂરવીર પુરુષ હતો. પરમાર્થમાં પહેલો, છળકપટમાં છેલ્લો અને મનમાં માની હતો. રણમાં અરિ સાથે લડવાને રાજી રહેતો અને મરવાની ઝાઝી દરકાર કરે એવો કાચા મનનો નહોતો. સદાય તેના અંતરમાં સ્વદેશાભિમાનનો જુસ્સો સળગતો રહેતો. તે ક્ષત્રીય ધર્મના નિયમને અનુસરીને ચાલવાને સાવધાન હતો. દેશદાઝ હૈડે ધરીને, ઊંડા વિચારમાં ઊતરીને અનેક વાર આગળ પડતો અને માથા ઉપર આવેલી આફત દૂર કરવામાં ફતેહ મેળવતો. ધર્મગજદેવ ધર્મ, કર્મ કરવામાં આતુર, રણમાં ધીરવીર, પિતા રૂપે પ્રજાનું રક્ષણ કરવામાં અને પાલનપોષણ કરવામાં પ્રવીણ, પતિરૂપે પત્ની તરફ પ્રેમાળ અને રાજકાજના કામમાં નિપૂણ નર હતો. રાજા છતાં પ્રજાનું રક્ષણ કરવા માટેની કાળજી ધરાવવાનું તજીને નિદ્રા લે એવો એ અધિપતિ આળસુ નહોતો. ભૂતપ્રેતની ભ્રમણાથી અથવા શુકન મુહૂર્ત સાધવાની તૃષ્ણાથી ઠગાય એવો એ વહેમી વિચારનો હતો નહિં. તે સાહસ કરવામાં સદાય તત્પર અને ક્ષત્રિવટમાં એકકો હતો.

એવો બડભાગી, હિન્દનો હાથી, સાચાનો સાથી, શત્રુ સાથે રણસંગ્રામ કરતાં રણમાં પડયો. પડતાં પડતાં પણ પોતાની શમશેરથી અરિનું દળ કટક ઘાસની પેઠે કાપી નાખવાની કોશિશ કરી. રાજ્યવૈભવનું સુખ તજીને રાણીને અપાય એવી હિંમત આપીને, પોતાના દેશ અને ધર્મને માટે અંતે પોતાનો દેહ સમર્પણ કર્યો. એ તેના દૃઢ મનનું પરિણામ હતું. એ તેની ક્ષત્રીવટ હતી અને એ તેના અંતરના સ્વદેશાભિમાની તથા સ્વદેશપ્રીતિના ઊમળકાની ખરી નિશાની હતી. એવા પ્રતાપી રાજા વગર જ હિન્દની આવી હલકી હાલત થઈ પડી છે. જાગે એવા શૂરા સિંહ સરખા રજપૂત રાજાઓ; જગાડે સ્વદેશાભિમાનનો જુસ્સો અને ખોયેલી કીર્તિ મેળવવાને કમ્મર કસીને તથા જયરંગ દર્શાવીને વીરહાક વડે ગજાવી મૂકે રણનું મેદાન !

ધર્મગજદેવની પતિવ્રતા પટરાણી ખરેખર રજપૂતાણીનો એક નમૂનો હતી. તે પતિ તરફ પ્રેમાળ, શાંત સ્વભાવની, શરમાળ અને સંગ્રામને વિષે સ્વામીની સંભાળ રાખવાને સાવચેત તથા સાવધાન હતી. રણવાસનું પ્રત્યક્ષ સુખ રોળાતું મેલીને રણમાં કૂદી પડવાને દોડી જતા પોતાના પતિરાજને ધીરજ આપતી વેળાની તેની ધૈર્યતા, તેની ચાતુરી અને તેની રજપૂતાણીને છાજતી રીતભાત ખચિત વખાણવા લાયક હતી. પતિનો વિજોગ સહન નહિં થાય એવા સંતાપથી પોતાના પતિ તરફ પોતાના પરમ સ્નેહનો જુસ્સો જગવવાની તેણે જે પેરવી કરી તે એક પતિવ્રતા નારીને માટે પૂરતી છે. પતિ પર પડેલી આફતમાં પત્નીધર્મ પ્રમાણે ભાગ પાડીને તેનું સંકટ ઓછું કરવાની ધારણા ખરેખર પસંદ પડતી હતી. તે ઘાડી છાતી-વાળી, પતિ તરફ પ્રેમાળ લાગણી બતાવનારી પતિવ્રતા રાણી હતી. પોતાના જયને માટે ચિંતા બતાવતાં તેણે ચિત્તને ઉદ્વેગના તાપ વડે ચરચર દાઝતું કીધું હતું; પણ હિંમત હારીને ઘરના ખૂણામાં

રડી નહિ. એ તેના રજપૂતાણીને શોભે એવા ધાડા હૃદયની નિશાની છે. રણમાં પોતાનો લેરખડો, નાના પ્રકારના લાડ લડાવનાર પતિ, શત્રુ સાથે સંગ્રામ કરતાં કામ આવ્યો, એવી ખેદદાયક ખબર સાંભળીને ચિતામાં સળગી મરવાને તે તૈયાર થઈ; સતીપણુ પ્રકટયું અને છેવટે પોતાના પતિની ચિતામાં બળી મરીને પોતાનું પતિવૃત્તાપણું સાબિત કર્યું; એ સન્નારીઓને શીખવા લાયક પાઠ છે. એવી સન્નારીઓ વગર આજનો હાલહવાલ થયેલો હિન્દ ખાલી છે અને તેને માટે ખેદ ધરવો વ્યાજબી છે. ધર્મગજદેવની રાણી સરખી હિન્દની ખરી મગરૂરી હિન્દમાં પેદા થઈ ને ઝળકાટ આપો. રંગ વદો એવી રજપૂતાણીઓને !

## ચામુંડરાય.

સ્ત્રીવિલાસમાં સાવધાન, ગાનતાનમાં ગુલતાન રહેનારો અને તાનટપ્પામાં તદ્દન ભાન ભૂલેલો ભૂપાળ હતો. રાજ્યમાં શું બને છે, કારભારી મંડળ કામકાજ કેવું કરે છે, પ્રજા હસે છે કે રડે છે એ સઘળી સંભાળ રાખવાજોગ બાબતોથી તે બિનમાહિતગાર હતો. તેનું હૃદય કોમળ અને પરમ પ્રેમ દયાથી ભરેલું હતું. તે સ્ત્રીવિલાસમાં રચ્યોપચ્યો રહેતો અને મોજ મજાહ મેળવવામાં જ પોતાનું મગજ રોકી રાખતો હતો. પા ઘડી પણ મોજમજાહ વગરની અને સ્ત્રીવિલાસ વગરની પસાર કરવી પડતી તે તેને માથું કાપવા સરખી લાગતી હતી. ખાન, પાન, ગાન, તાન અને સ્ત્રીવિલાસ ભોગવવામાં જ તે પોતાનો કીમતી કાળ નિર્ગમન કરતો હતો. ચામુંડરાય હાથનો ઉડાઉ, આળસુ અને યોદ્ધારૂપે તેનું મન મરદાગી બતાવવા લાયક છતાં તે તદ્દન બહાવરો

હતો. સાચું કહીએ તો હદ વગરની મોજમજાએ તેને નબળા મનનો કરી મૂકયો હતો. તેને લીધે તે ક્ષત્રિવંશીય ઊછળતાં લોહીનો છતાં શૂન્યબુદ્ધિ સરખો અને પોચા મનનો થઇ ગયો હતો. પાછળથી જ્યારે તેણે પોતાના માથે આવેલી આફતનો ભય પિછાણ્યો ત્યારે ઘણો સચેત થયો અને પોતાના કામકાજથી પસ્તાયો; પરંતુ હાથથી ગયેલી બાજીનો પસ્તાવો પાછળથી કામ આવતો નથી; તેથી તેના પસ્તાવાનું ખરું પરિણામ અંત સુધીના વનવાસના આકારમાં આવ્યું.

## વલ્લભદેવ.

રંગીલો અને રણવિલાસ ભોગવવાની ઇચ્છા રાખનારો, લોહીનો તરુણ અને ટેકીલો રાજપુત્ર હતો. તે વિવેકી, વાચાળ, નિષ્કપટી અને પવિત્ર મનનો પ્રતાપી પુરુષ હતો. ઊચરેલું વચન ન લોપે એવાં ઉત્તમ લક્ષણ તેનામાં હતાં. ક્ષત્રી થઇને યવનોને તાબે થવું, તેની ગાદીને નમવું એ તેને ધિક્કાર કરવા સરખું લાગતું હતું. તે નહિં પુરાય એવા ભોગ આપીને પણ પોતાનું વચન અને ટેક તજતો નહોતો.

આપણો આ યુવરાજ યુવાન છતાં અનુભવી, ધીરો અને વીરહાકવડે રણ ગજાવી મૂકે એવો રણવીર પુરુષ હતો. મહમૂદ આગળ આવીને માનભંગ ન થયો, નમ્યો નહિં અને યુવરાજ પદવીને અપમાન મળે એવા કોલકરાર કબૂલ ન કર્યા એ તેની ટેકની, તરુણ ક્ષત્રીવંશીય વટની અને પ્રતાપી પુરુષના પ્રતાપી લક્ષણની નિશાની છે. પ્રતાપવાન વલ્લભદેવ જેવા તરુણ પુરુષો હજારો પેદા થાઓ અને દેશનો તથા દેશી રાજાઓનો દિવસે દિવસે અધિક પ્રતાપ બઢો !

# ભીમ બાણાવળી.

સચોટ બાણ મારનાર, દુશ્મનને મેદાનમાં રાસ રમાડનાર અને આગળ પાછળનો વિચાર કરનાર ભડવીર, ધીર પુરુષ હતો. દુશ્મનનું દળ કટક દાવપેચથી દળવાને શોધતો અને કલ્પેલું કામ કર્યા વગર કોઇ કાળે જંપીને બેસતો નહોતો. તે લડાઇનો આશક, ધાટા મનનો અને સાહસકામ આરંભવામાં સંતોષ પામનારો તરુણ રાજકુમાર હતો. રણવિલાસ ભોગવવાને અને દુશ્મન સાથે પોતાનો હાથ મેળવવાને હંમેશાં આતુર હતો.

પોતાનો પ્રાણ જાય પણ રણમાંથી પાછી પાની ન ભરવી. કાચી કાયાની જાળવણી ન કરવી એ તેના સિદ્ધાંતમાનો એક સિદ્ધાંત હતો. ગમે એવી વિપત્તિવેળાએ ગભરાવું નહિં એવી તેની દ્રઢ ધૈર્યતા હતી. અણહીલવાડ ઉપર મહમૂદ ગઝનવી આવી પહોંચ્યો, તેને અટકાવવાને અલ્પકાળમાં આ આર્ય રાજકુમાર તૈયાર થયો. પોતાની ફરજ બજાવતાં અવળાં નસીબે અંતે હાર્યો, પણ હારતાં હારતાં સમયસૂચકતાથી અને ખબરદારીથી સેંકડો ઈસ્લામીઓને કાપી નાખ્યા તથા પોતાનો અને પોતાની સેનાનો બનતો બચાવ કરીને સહીસલામત નાશી જવામાં ફતેહમંદ થયો. તે તેની બહાદુરીની ચળકતી નિશાની છે. ખરૂં જોઈએ તો બળવાન શત્રુ સાથે બાથ ભીડવાને તે 'સોરઠી સોમનાથ'ની લડાઈમાં તૈયાર નહોતો પણ મહમૂદને મહેનત આપવાને અને તેને લડાઈ તોફાનમાં રોકી રાખીને હેરાન કરીને ખરાબ કરવાને આતુર હતો, તે આતુરતામાં યુક્તિથી થોડો ઘણો પાર પડયો. એ તેનો રાજદ્વારી તથા લડાઈના અચ્છા અનુભવનો આભાસ આપણને આપે છે. ભીમબાણાવળીને અર્જુનની ઉપમા યથાયોગ્ય છાજતી છે. ચઢતીમાં જેમ અર્જુન ઘણા ચરિત્રો કરીને યશ કમાયો અને પડતીમાં

તે તીર મારવાની વિદ્યા ખોઈ બેસીને તરુણ વયની તરુણી કરતાં પણ ઓછી શક્તિનો માલમ પડયો. પરંતુ ભીમબાણાવળી ચઢતીમાં યશસ્વી થઈને ખૂબ ખીલ્યો, ચઢયો અને પડતીમાં પણ પુરુષને છાજે એવાં પરાક્રમ કરીને પોતાનું પુરુષાર્થપણું બતાવ્યું. ધન્ય છે એવા ધીર પુરુષને! ધન્ય છે ભીમબાણાવળી સરખા હિન્દના ચળકતા હીરાને! એવા હીરા વગર જ હિન્દમાં આજે અંધારૂં ઘોર છે. ભડવીર પુરુષોથી ભારતખંડવાસીઓના ભાગ્યોદય જાગે અને ભરતખંડમાંથી ઘોર અંધારૂં ટળી ભોર થાય!

## દુર્લભસેન

**દુર્લભસેન** દગાખોર, શાહુકારચોરની ખબર વગરનો અને પારકાનું સારું જોઈને પેટ બાળનાર, અક્કલનો બારદાન રાજકુમાર હતો. તે હજૂરનાં માણસો નચાવે તેમ નાચતો અને આંખ આડા કાન કરીને અનીતિને ઉત્તેજન આપતો હતો. અદેખાઈનાં ઊંડાં મૂળ તેના અંતઃકરણમાં ઊગેલાં હતાં અને તેને લીધે ભાઈભત્રીજા ઉપર ભરોંસો રાખતાં અચકાતો હતો. વિનાશ કારી વહેમે તેના કાળજામાં વાસો કર્યો હતો; અને તે લાડુભટોના હાથમાં રમકડું થઈ પડીને રાત દિવસ લુંટાતો હતો. લાડુભટો, લુચ્ચા હજૂરિયાઓ અને ખવાસ ગોલાઓ આડુ અવળું સમજાવીને ઊંદરની પેઠે તેનું દૈવત ફોલી ખાતા હતા, પણ દુષ્ટ દુર્લભસેનને સારા ખોટાનું પારખું નહોતું. સ્વભાવ તેનો અસંતોષી અને પારકાનું સારું દેખીને રીઝે નહિ એવો હતો. દગો, ફટકો રમવામાં તે રાત દહાડો દુષ્ટ બુદ્ધિના સોબતીઓ જો મસલત કરતો હતો. તેના અંતરમાં દયાનો અંશ નહોતો. ટૂંકામાં એક રાજકુમારને શોભે એવું દુર્લભસેનનું તેજ નહોતું. તે તેજસ્વી પુરુષ નહોતો; તેમ તેનામાં કશા મોહ

પમાડે એવા ગણુત્રીના ગુણુ પણુ હતા નહિં. મહમૂદની સેનાના ભયથી સન્યાસીના વેશમાં તે સિદ્ધપુર જઈ વસ્યો, તેમાં તેની ત્રણુ મતલબ હતી. એક મતલબ સુલતાન મહમૂદ તેના સઘળા અપરાધ માફ કરે અને તેની તરફ મીઠી નજરથી જુવે એવી હતી. પોતાની મતલબમાં આ રાજકુમાર અંતે પાર પડયો; પણુ એવી રીતે પાર પડવા કરતાં ન પાર પડવામાં વધારે કીર્તિ સમાએલી છે.

દુર્લભસેને મહમૂદના પગ આગળ આવીને માથું નમાવ્યું તથા કાયર પુરુષને છાજે એવી કબૂલાત અને કોલકરાર પર સહી કરી દીધી એ સઘળાં તેની કાયરતાના લક્ષણ છે. આ રાજકુમાર જો દુષ્ટ બુદ્ધિનો ન હોત તો પોતાના ભાઈ સરખા ભાઈ વલ્લભદેવને વિશ્વાસ આપીને પકડવામાં તથા પકડીને પાર વગરની પીડા કરવામાં પહેલું મતું ન કરત પણુ આપણે જોતા આવ્યા છીએ તેમ દગો કીસીકો સગો થતો નથી, કરણી એવી પાર ઊતરણી છે અને ખાડો ખોદે તે પડે એ સાચી કહેવત છે. દુર્લભસેને પોતાના ભાઈને ફાંદામાં નાખ્યો તે જ ફાંદામાં અંત ઘડી–અવસાન કાળ સુધી પોતે ફસાઈ પડયો. આવા દગાખોર ક્ષત્રીવટને કલંક લગાડનારા અને બીકણુ બાયલા રાજકુમારોથી જ આપણું બધુ બગડયું છે. ઈશ્વરકૃપાથી સુધારાનો સૂર્યોદય થાય, વલ્લભ અને ભીમબાણુાવળી સરખા બળવાન અને પ્રતાપવાન રાજા હિન્દમાં પ્રકટે, દેશદાઝ હૈડે ધરે તથા પ્રજાનું લાલનપાલન કરે એવા માંગલ્યકારી દિવસ નજદીક આવે ! જયકારી જગદીશ્વર હિન્દનો જય કરે ! તથાસ્તુ.



શિષ્ટ સાહિત્ય જ

જીવન કલ્યાણનો માર્ગ છે
એવું એકધારૂં શિષ્ટ ભાવનાવાહી
સંસ્કારી સાહિત્ય

# કલ્યાણ ગ્રંથાવલિ

વિવિધ ગ્રંથોદ્વારા આપે છે

કે જે સાહિત્યથી તમારા જીવનનાં પ્રત્યેક વ્યવહારમાં—સ્ત્રીઓમાં—પુરૂષોમાં—વૃદ્ધોમાં અનેરી ભાવના પ્રગટાવી નવચેતના સ્ફુરશે.

ઘેરબેઠાં ૧૨૦૦ પાનાનું વાંચન વિવિધ ગ્રંથોદ્વારા રજુ કરે છે. ! !

વાર્ષિક લવાજમ

| દેશમાં | | પરદેશ |
|---|---|---|
| ૪—૦—૦ | કાચુપૂંઠું | ૬—૦—૦ |
| ૫—૦—૦ | પાકુપૂંઠું | ૭—૦—૦ |

લખો.

ચંદુલાલ લ. વોરા.

: સંચાલક :

···કલ્યાણ પ્રકાશન મંદિર···

પાનકોરનાકા, રમકડા મારકીટ, અમદાવાદ.

